પૂર્વછાયુ

બ્રહ્મા સરજી મૂકિયૂં અવનિ ચક્ર સંસાર,
અવર કિહાં ભાગૂં નહી, બૂડી થઇ તિહાં ધાર. ૩૧

## સૂત ને શૌનક આદિના નિર્વેદપ્રશ્ન

ચૂપૈ

શૌનક પ્રમુખ મહારુષિ તત્ર સહસ્ર વર્ષ લગિઇ માંડયુ સત્ર;
યાગ યજઇ, દમઇ નિત દેહ, સર્વ વિષ્ણુપરાયણુ તેહ. ૩૨

આપઇ અન્ન અવારિત દાન સકલ ક્રિયા તણુઇ અવસાનિ,
એક અવસરિ રિષિ સંધાતિ મિલ્યા સૂત નઇ પૂછી વાત. ૩૩

વસ્તુબંધ

" સાંભલિ સૂત ! સાંભલિ સૂત ! સકલ પુરાણુવેતા
" વ્યાસ તણુ શિષ્ય પરમ ભાગવત, અવર કહૂં ગુણુ કેતા ?
" કલયુગ દારૂણુ આવીઉ, વિપરીત આચાર જેહ તણુ.
" તેહ દેખી નઇ અહ્મનઇ મન માહી ભય ઉપન્યુ અતિ ઘણુ.
" વિષ્ણુક્ષેત્ર જાણી કરી તીરથ માહિ પવિત્ર,
" યાગ તણુઇ મિશિ કરી અહો આવ્યા છૂં અત્ર, ૩૪

---

૩૧ બ્રહ્મા–જા. બ્રહ્માઇ; જા. અવનિઇ; બુઠી–પ્રા. ન બુઠી; જા. સંસારિ. ૩૨ માંડયુ–પ્રા માંડયુ; સર્વ–ખ. સઘલાં ૩૩ હિ. ક્રિયાય. એક પ્રા. એકઇ; મિલ્યા–ગુ. મિલીયા; વાત–જા. તાત. " વસ્તુબંધ " ગુ. ' ત્રિવડ. ' સાંભલિ૦–ગુ. શાલિલ સૂત સૂતનૂં, પ્રા. સંભલિ; ખ. માં બેવડાતું નથી; હિ. ત્વં સકલ૦ બધી પ્રતિઓમાં 'સકલ શાસ્ત્રી પુરાણવેતા ' છે, પણુ શાસ્ત્ર શબ્દથી માપ વધે છે. ખ. અવરૂ, જા. અવશ્ય. ૩૪ હિ. વિપરીતિ; આચાર–પ્રા. આચરણુ; અહ્મનઇ ગુ. બ્રાંહ્મનિ. તેહ–પ્રા. જેહ;ઉપન્યુ–પ્રા. ઉપન્નુ; વિષ્ણુક્ષેત્ર–ગુ. વૈષ્ણુવક્ષેત્ર; બીજું અને ત્રીજું પાદ એ બે જા. માં પડેલાં છે.

ચૂપૈ

" લંપટ ચોર ચરડ અતિ દુષ્ટ, પ્રજાનઇ પીડઇ પાપિષ્ટ,
" કૂડ કપટ નઇ લોભ અન્યાય, પુત્ર પિતા નવિ માનઇ માય. ૩૫
" રાજા સર્વસ્વ લેઇ ડંડ, વંચ-દ્રોહ વરતઇ પાખંડ,
" સત્ય, શૌચ, દયા, વ્રત, દાન, વિવેક, વિચાર રહિત હરિધ્યાન. ૩૬
" ધર્મ તણુ કો ન લહિ માગ, 'થોઠી જીવી થોડું ભાગ્ય.'
" ભેદ ન લાભઇ વરણાવરણ, કલિયુગ તણાં ઇશાં આચરણ." ૩૭

પૂર્વછાયુ

" હવઇ સૂત કહઇ અહ્નનઇ વાસુદેવ મહિમાય,
" ભવસાગર બૂડંતડાં તરવા તણુ ઉપાય:" ૩૮

## શૌનક આદિના પંચ પ્રશ્નો અને તેના ઉત્તર

ચૂપૈ

શાસ્ત્ર સકલ તણુ ઉપક્રર્મ, ઉપાસના પુરુષનુ ધર્મ,
લીલા વિવિધ કૃષ્ણ અવતાર, પંચ પ્રશ્ન કીધા તિહાં સાર. ૩૯
સૂત તણઇ મનિ હર્ષ ન માય, અંગ તણી ઉર્ધ્વશી રોમરાય,
નયનાનંદ ગદગદ કંઠ, ગુણુ બોલેવા રાઉ વૈકુંઠ. ૪૦

---

૩૫ જા. પ્રા. ચરડ, ગુ. ચપટ, હિમાં ઘસાયો છે. પાપિષ્ટ–હિ પા–; કૂડ કપટ નઇ, હિ. માં આ પાદ ઘસાયું છે; ખ. પીડિ; હિ અત્યાય; ખ. માનિ. ૩૬ લેઇ–ગુ. લઇ છઇ, કા. લે છે. ૩૭ માગ–હિ ભાગ; ખ. થોડૂં જીવ્યૂં; લાભઇ–ગુ. જાણે, કા. લહે. કલિયુગ તણાં૦–ગુ. શકલ યુગ તણા યંશ આચરણ; ઇશાં–ખ. એહવાં; આચરણ–જા. આચાર. ૩૮ આ કડી ગુ. માં નથી; કહઇ –પ્રા. કહિઇ, ખ. કહુકાઈ. બુડંતડાં–આં. બુડ તણાં, કા. ગુ. બુડતાં. ચુપૈ–હિ. માં પૂર્વછાયુ છે, પણ તેમાં માપ જોતાં લહીઆની કંઇક ગેરસમજ થયલી સમજાય છે. ૩૯ કૃષ્ણ૦–હિ. કૃષ્ણનુ અવતાર, કા. પ્રા. ખ. વિષ્ણુ અવતાર. ૪૦ જા. ખ. પ્રા. હરિષ; માય–પ્રા. માઇ, જા. અપાર; ઉર્ધ્વશી–આં. ઉધર્યાવં; જા. ઉભસી, ખ. ડુભરા; રોમરાય–પ્રા. રોમરાઇ, કા. અંગની રોમાવલી; કા. હરખાય; બોલેવા રાઉ, ખ. બોલવા તણા, જા. બોલઇ નારાયણ,

સાધુ સાધુ વાણી ઉચ્ચરી, શૌનક તણી પ્રશંસા કરી.
ઇષ્ટ દેવ નઇ કરી પ્રણામ, કહઇ સૂત ગોવ્યંદગુણગ્રામ: ૪૧
"સકલ શાસ્ત્ર નિર્ધારિત અર્થ: 'વિષ્ણુ સત્ય, પ્રપંચ અનર્થ,'
પુરૂષ પરમ ધર્મ એહ યુગતિ જેણઇ ઉપજઇ અધોક્ષજિ ભગતિ. ૪૨
વિષ્ણુ-ઉપાસના દોઇ પ્રકાર: નિરાકાર નઇ સાકાર,
ભગતિયોગ વાસુદેવ ધ્યાન, જેણઇ વૈરાગ્ય તતક્ષણ ન્યાન.
કિમ ઉપજઇ ભગતિ ભગવાન, બોલિસિ તેહ તણાં સોપાન;
પુણ્ય, તીર્થ, શાસ્ત્રસંવાદ, સાધુ પુરૂષ તણા પ્રસાદ. ૪૪
અનેકિ ભોગ સુખ દિન રાત્રિ, આવઇ નહી તુલાં લવ માત્ર,
મોક્ષ સ્વર્ગનુ એહ પ્રસંગ, જિશુ ભગવત ભગતનુ સંગ. ૪૫
હવઇ અવતાર તણા જગદીશ, બોલિસ યે કીધા ચુવીસ,
વિષ્ણુ તણી લીલા નિર્મલા, કેચિત અંશા, કેચિત કલા. ૪૬
મછ, કૂર્મ, નઇ વારાહ, નારસિંહ, વામન-મહિમાય,
પરશુરામ, શ્રીરામ, મુરારિ, બુદ્ધ, કલકીનુ અવતાર. ૪૭

---

૪૧ કહિ-ગુ. કહેસ. ૪૨ નિરધારિત-પ્રા. નિરધારિ, જા. નઇ ધારિણુત; અનર્થ-કા. આં. અર્થ, પરંતુ અર્થ ન સમજાયાથી લહીઆએ ભૂલ કરી છે, પ્રપંચ-સંસાર અનર્થ છે, એવા સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવા કવિ ધારે છે; યુગતિ-હિ. જગતિ, ગુ. મુક્તિ, કા. આં. જ યુક્તિ; જેણુઇ કા. જેથી. ૪૩ ઉપાસના ખ. ઉપાસવા, જા. ઉપાસન; જેણુઇ પ્રા. જાણુિ હિ જાણુઇ. ૪૪ કિમ કા. જ્યમ; ૪૫ રાત્રિ-હિ રાત; લવ-ગુ. લવિ; ગુ. સ્વર્ગનું તહીઇં રંગ, પ્રા. મોક્ષ, સ્વર્ગનું નહી રંગ; જિશુ૦-ખ. અશુ ભાગ(વ)તતણુ પ્રસંગ. ભગત-કા. 'ભુવિ' સંગ-હિ. જા. પ્રસંગ; ૪૫ પછી એકલી ગુ. માં આ શ્લોક વધારે છેઃ-

"मूलया मलवेनापि न स्वर्गता पुनर्भवं
भगवत्संगसंगम्यमप्यान्तं किमुतां शिखा ५३"

૪૭ કલકીનુ-જા. કલંકી દશ. ૪૭ પછી ગુ. વધારેઃ-

"श्लोक—मछकूर्माथ वाराह नारसिंहोथ वामनः
रामो रामस्य कृष्णस्य बौधकलंकी च ते दश ५६"

મનુ સ્વયંભુવ, સનતકુમાર, નરનારાયણ અતિ ઉદાર,
યજ્ઞ કપિલ, દત્તાત્રય, વ્યાસ, પૃથુ, હયગ્રીવ, રિષભ ઉદાસ. ૪૮

ધન્વંતરિ વેષઇ ગોવ્યંદ, હંસ રૂપ સંવાદ સનંદ,
મોહિની મોહ્યા ત્રિપુરારિ નારદ દેવ રષિ અવતાર; ૪૯

યદ્યપિ ચુવીસઇ પરધાન, કૃષ્ણ આપણપઇ ભગવાન.
શૌનક પૂછ્યા પંચઇ જેહ, તેહના ઉત્તર દીધા એહ. ૫૦

## નારદ અને વ્યાસનો પ્રસંગ-ભાગવતકથનનો હેતુ

પૂર્વછાયુ

હવઇ એક ઉત્તમ કહસિ કથાસંબંધ સુચંગ,
અર્થ ત્રિણી અધ્યા તણુ નારદ-વ્યાસ-પ્રસંગ. ૫૧

ચૂપૈ

સકલ શાસ્ત્ર માહિ ભારત સાર, તેણઇ ઉત્તમ પર્વ અઢાર,
વિવેકવિચાર મોહિત વચન, અતિ રૂઅડાં તિહાં પંચ રતન. ૫૨

વેદ વ્યાસ કષ્ટ દિન રાત્રિ મિલિયા નારદ પૂછી વાત,
ભારત સવા લક્ષ મઇ કીધુ તુ હિ પરિતાપ ન છાંડઇ હેયૂં. ૫૩

---

૪૮ અતિ ઉદાર-હિ, અતિ ઉદાસ, જા. હરિ ઉદાસ. ૪૯ ધન્વંતરિ-એકલી. હિ. માં 'મન્વંતર;' લહીઆની અક્ષરચુક છે. વેષઇ-હિ. વિવેષિ. કા. વેઘ; મોહિની-ગુ. આં. કા. મોહિનીએ, ખ. મોહિનીયિ. ૫૦ ખ. આપોપિ; શોનક-ખ. શૌનકિ, દીધા-આં. અંદિકા. ૫૧ કહેસિ-પ્રા. કા. કહિસ, આં. કહિશે, ખ. કહેશ, ગુ. કહેશી, જા. કહોસ; નારદ વ્યાસ-પ્રા. નારદ કથા, ગુ. ભારત વ્યાસ. ૫૨ ગુ. માં કડી ૫૨ થી ૫૬ સુધીનો ભાગ પડેલો છે; ભારત-હિ. 'ભાગવત;' લહીઆનો સમજફેર છે. તેણઇ-પ્રા. તિણઇ; કા. તેને ઉત્તમ હિ. પ્રા. જા. અતિ ઉત્તમ. અઢાર-પ્રા. આષાઢ; હેયૂં-જા. હૈઇ, ખ. હેઉ; રૂઅડાં-પ્રા. ખ. જા. રૂડાં. ૫૩ મિલિયા-જા. ખ. મલીયા; કીધુ પ્રા. જા .કિયૂં, ખ. કીઉ; હેયું-જા. હૈઇ, ખ. હેઉ.

નારદ ભણઇ લોક છઇ રક્ત, ધર્મ–અર્થ–કામ–આસક્ત,
તંઇ વિશેષિ પ્રેરયા તેહ, શાસ્રસંકટિ જોડયા લેહ. ૫૪
કવણ કાજિ તે વચન વિચિત્ર, કૃષ્ણકથા જિહાં નહિ પવિત્ર,
અનેકિ વાકય અલંકૃત વાણિ, નિશ્ચઇ તેનિ છારુ જાણિ. ૫૫
માન સરોવરિ હંસા જેહ, વાયસ તીરિ ન રમઇ તેહ,
નૈઃકર્મ યે વર્જિત ભગવાન, સોહઇ નહીં નિરંજન ન્યાન. ૫૬
સ્વકર્મ તિજઇ, ભજઇ ગોવ્યંદ, તુહિ પામઇ પરમાનંદ;
સેવઇ હરિ, મૂકઇ માછર્ય, તેહનૂં શૂં કહીઇ આશ્ચર્ય ! ૫૭
વાગ્‌વિસર્ગ ગુણ મુરારિ, યદ્યપિ અબદ્ધ તુ હુઇ તે સાર;
યત્ર યશ–અંકિત નામ અનંત, ભણઇ, સુણઇ, સંગ્રહઇ સંત. ૫૮
સાંભલિ એક કહૂં તુઝ મર્મ, બોલિશ મોક્ષ સમંધી ધર્મ,
પરમ હંસનઈ વલ્લભ યેહ, ભગતિ વિરાગ અનુક્રમ એહ. ૫૯
કૃષ્ણ તણા ગુણ કહિ સંકેત, ભવબંધન–વિનાશન–હેત,
વાસુદેવ વરણવિ એકાન્તિ પામસિ તિણઇ હૃદય તુ શાન્તિ. ૬૦
સાંભલિ એક કહૂં દષ્ટાંત, મહારા જન્મ તણુ વૃત્તાન્ત;
એ આખ્યાન અછઇ અદ્દ્ભુતઃ "બ્રાહ્મણઘરિ હૂં દાસીપુત્ર. ૬૧
"અહનિશિ દ્વિજશુશ્રૂષા કરું, વચન કહઇ મન માહિ ધરું,

---

૫૪ ધર્મ૦–ખ. માં આ પાદ પડયું છે; કામ–જા. કામિ; આસકત–અશક્ત; તંઇ–ખ. તિં, પ્રા. તિહાં, જા. તિ, પ્રા.તિહં; લેય–હિ. જેય, જા. લેહ, અં. કા. લેયા. ૫૫ કાજિ–પ્રા. કાજ, વાણિ–જા. જાણિ;કા.નિશ્ચય કામાસકિત જાણ. ૫૬ ખ. તીરિ, હિ. જા. પ્રા. તીરથિ. નિરંજન પ્રા. નિરંતર; ન્યાન–કા. ધ્યાન; ૫૭ સ્વકર્મ–પ્રા. જા. કા. ખ. ગુ. સ્વધર્મ, અં. સત્ય; તિજઇ–ગુ. તે ત્યજે; તુહિ પ્રા. તુ પદ; ૫૮ અબદ્ધ–પ્રા. જા. ખ. અબધ; ગુ. અવધિ. કા. અબોધ; યત્ર૦–કા. જ્યાં જરા એ નિત નામ અનંત; ૫૯ બોલિશ–ખ. બોલૂં, ૬૦ કહિ–ખ. કહીશ; ભવ૦–ખ. ભવભય; હેત–હિ. હેતુ; પામિસિ૦–હિ. પામસ હૃદય તુ શાન્તિ. ૬૧ પ્રા. જા. રિદઇ, ખ. હૃદયા; અછઇ–હિ. છઇ, કા. જ.

"પ્રસન્ન હુઆ રિષિ મઝનિ યત્ર, આપ્યુ દ્વાદશ અક્ષર મંત્ર. ૬૨
" (મઇ) માહા પુરુષ તણુા સમવાય, જાણ્યુ વિષ્ણુભગતિ મહિમાય;
" ભક્તિભાવિ સંતોષ્યા હરિ, નારદપણું પામ્યુ તિણિ કરી. ૬૩
" તૂં હવઇ એકમનુ થૈ વ્યાસ! કરિ નિજ ગોવ્યંદ ગુણપ્રકાશ."
દેઇ શીખ નારદ ભગવાન, પુહૂતા આપણુપિ સ્વસ્થાનિ. ૬૪
વચન સૂણી શ્રીવેદવ્યાસ, માંડયુ પરમ ધર્મ અભ્યાસ,
સર્ગાદિક દશ લક્ષણુ જાણી, કીધૂં શ્રીભાગવત પુરાણુ. ૬૫
અધિકારી દેષી નઇ એવ, તેહ ભણુાવ્યા શ્રીશુકદેવ,
ઉત્તમ શ્રોતા એહ મહિમાય, કીધુ પ્રગટ પરીક્ષિત રાય. ૬૬
બ્રાહ્મણશાપિ તાપ શરીર, રાજા બઇઠા ગંગાતીરિ,
શુક પ્રસંગિ મિલિયા જિહાં, સૂત ભણુઇ સાંભલીઉં તિહાં, ૬૭

## પરિક્ષિતની મુક્તિપ્રાપ્તિનો પ્રસંગ

શૌનક ભણુઇ: " કવણુ તે રાય? કિણી પરિ મિલીયુ શુકસમવાય?
મુગતિપરીક્ષિત પામ્યુ યથા, વર્ણવિ વિસ્તારી તે કથા. " ૬૮
સૂત ભણુઇ: "સૂણિ શૌનક! વાત, જે મઇ સાંભલિયૂં દિન સાત,
વચન અનેકિ કહ્યોસ તે સાર શ્રીભાગવત તણુ વિસ્તાર. ૬૯
ભારત અંતિ દ્રોણુસુત બાણુ મૂકયૂં હરિવા પાંડવ-પ્રાણુ,
શરણાગતિ રાખ્યા શ્રીરંગિ, કુંતીતવન તણુઇ પ્રસંગિ. ૭૦

---

૬૨ હિ. હોઆ, કા. હવા; રિષિ. ખ. ગુરૂ. ૬૩ મઇ-હિ. સિંઇ, પ્રા. મઇં; સમવાય હિ. સંવાદ, જા. પ્રા. સંવાય; ભગતિ-પ્રા. ખ. તણુ; જાણ્યુ૦-જા. માં આ પાદ પડેલું છે. ૬૪ ગુણ-ખ, તણુ; આપણુપિ-ખ. પોતાનિ, જા. આપણુઇ. ૬૫ માંડયુ-હિ. મોડયુ, ખ. માંડ્યું, પ્રા. મંડયું, અં. માંડો, કા. માંડયો; ૬૭ શાપિ-હિ. જા. ખ. અં. શાપ; ગુ. તાપ-શ્યાપ; તીરિ-ખ. જા. તીર; ૬૯ અનેકિ-જા. અં. એક; કહ્યોસ-જા. ખ. કહ્યૂં, પ્રા. કહિ, અં. કહેશે, ગુ. કહેશ, કા. કહ્યાં. ૭૦ મૂકયૂં-જા. મૂકયાં; ખ. હરવા; તવનતણુઇ-અં. સ્તવન તણો, ગુ. સ્તવન કરે, હિ. તવ તણુઇ, ખ. સ્તવન તિણિ.

આરશ્યા નિજ વર્ણાશ્રમ રાય યુધિષ્ઠિર પૂછ્યા ધર્મ.
કારણ સકલ કહ્યૂં તે તણૂં ભીષમપદ પામ્યુ આપણૂં. ૭૧
કૃષ્ણ દેવ દ્વારિકા મઝારિ આવી મિલિયા યદુપરિવાર,
જનમ પરીક્ષિત શ્રોતા તણુ રાજા ઉછ્વ કીધુ ઘણુ. ૭૨
વિદૂર કાપડી વેષઇ ધરી, આવ્યુ તીરથયાત્રા કરી;
ધર્મપુત્ર દીધૂં બહુ માન, કેતલા દિ વસ્યુ તેણિ ઠામ. ૭૩
એક વાર એકલુ રાત્રિ વિદૂર ભણઇઃ 'સુણિ બાંન્ધવ ! વાત ?'
મર્મ વચન બહુ બોલ્યા ભેદ, રાજા તિણિ પામ્યુ નિર્વેદ. ૭૪
ધૃતરાષ્ટ્ર ગાંધારી નારિ લેઇ ચાલ્યુ વન્ન મઝારિ,
કીધૂં ઉત્તર દિશિ પ્રયાણ, યોગયુગતિઇ છંડયા પ્રાણ. ૭૫
પ્રભાતિ યુધિષ્ઠિર રાય પિતા તણા પૂજેવા પાય,
મંદિર માંહિ દેખઇ નહીં, અતિ ઘણુ ખેદ પામ્યુ સહી. ૭૬
દેવરિષિ આવ્યા તેણઇ ખેવઃ 'સાંભલિઃ કહૂં હિતારથ એહ,
જુ માનિશિ ધ્રુવ-અધ્રુવ લોક, તુ હિ વુજનઇ નહી ઘટઇ શોક. ૭૭
વલી એક અસંભમ વાત સાંભલિસિ દિવસ માહિ સાતઃ
કલિયુગિ કીધુ પ્રવેશ.' નારદ ચાલ્યા દેઇ ઉપદેશ. ૭૮

---

૭૧ અં. શરણુગ્યા, આ. સવસેજ્યાં; પૂછ્યા-જા. પૃછ (ઇ); કહ્યૂં-હિ. કહૂં; પામ્યુ ખ. પામ્યા. ૭૩ વેષઇ-જા. વેષુ; ખ. જા. તીર્થ; ખ. ધર્મપુત્રિ; હિ. બધી પ્રતિઓમાં 'દિવસ' છે, પણ માત્રા એથી વધે છે. ઠામ-ખ. ઠાગ્ય, આ. થાંન, જા. થાનિ. ૭૪ ભણઇ આ. ભણિઇ, ખ. ભણિ; બોલ્યા-આ. બોલ્યાં; નિર્વેદ-ખ. ખેદ. ૭૫ નારિ ખ. નારુ; લેઇ૦ ખ. માં આ પાદ પડયું છે. છંડયા-જા. ખ. છાંડયા. ૭૬ તણા-હિ. તણઇ; ખેદ-અં. વેદના, કા. દુઃખ; પામ્યુ જા. પામીઉ; ઘણુ-હિ. ઘણઇ. ૭૭ ખ. સાંભલ; જુ૦ હિ. માં આ પંક્તિ પડેલી છે; માનિશિ-ખ. માંનિ; તુ૦-ખ. તુ તૂ જ કરવું નહી; નહી ઘટઇ જા. ઘટઇ, ખ. ઘટિ, ગુ. છૂટે. ૭૮ અસંભમ એકલી ખ. માં 'અસંભવ'; સાંભલિસિ-જા. હિ. સાંભલિ, ખ. સાંભલેશ; ચાલ્યા જા. ચાલ્યુ.

નયર માહિ હુઇ ઉતપાત, તેતલઇ દિવસ વહી ગ્યા સાત,
દ્વારાવતી થિકૂં અર્જુન આવ્યુ મુખ કરમાણું મંન. ૭૯
રાજા પૂછઇ: 'કહિનઇ મર્મ, તિ કિહુ કીધુ અધર્મ ?
કૂડી સાક્ષ પીઆરી ભરી ? કિં તિ પરધન લીધૂં હરી ? ૮૦
લોભઇ સત્ય વચનતુ લોપ ? બ્રાહ્મણ ઉપરિ કીધુ કોપ ?
કિં તૂં પરનારીશૂં રમ્યુ ? કિં શ્રીકૃષ્ણસુર આથમ્યુ ?' ૮૧
ગદગદ કંઠિ કહઇ સુત ઇન્દ્ર: 'બાંધવ ! હૂં વંચ્યુ ગોવ્યંદ.'
હૈઆ માહિ ન માઇ શોક, પણિ લાગી નઇ મૂકી પોક. ૮૨
રડતુ રાખી પૂછ્યુ રાય, કહ્યુ વીતકનુ મહિમાય:
'યાદવ સહિત છાંડયુ દેહ, મઝનઇ કહી શીખામણ એહ: ૮૩
'કલયુગ લાગુ પાપ અનેકિ, તહ્મે રખે રહુ દિન એક,
મોહિ પડયા નહી છાંડુ રાજ, મરશુ વહી દ્રૌપદી કાજ.' ૮૪
'પુત્ર પરીક્ષિત રાજિ બઇસારિ,' રાજા ભણઇ: 'મલાઉ વાર,
મોહ મછર માયા પરહરુ, કૃષ્ણચરણ મન માંહિ ધરુ.' ૮૫
અનશનિ વિધિ, પહિરણિ પાન, મૌન વરત, અંતર હરિધ્યાન,
શમદમ સત્ય સંઘાતિ લીયા, પાંડવ હીમપંથિ ચાલિયા. ૮૬

---

૭૯ નયર પ્રા. નઇર, જા. નગર; ખ. તેતલિ; ખ. વહીયા: હિ. દ્વારાવતી થકુ આવ્યુ અર્જુન આવ્યુ સુખ કમલાનુ મન્ન:કરમાણૂં જા. કમલાણું, પ્રા. કુરમાણૂં; ૮૦ મર્મ-જા. અહ્ય; કિહુ-ખ. કીહુ, હિ. કેહુ, ગુ. એહુ; પીઆરી-ખ. હુદિશ.૮૧ 'કિ' બધીમાં 'કિઇ' લોભઇ-જા. પ્રા. લોભિઇ:તૂં હિ. તુ; સુર ખ. સૂર્ય. ૮૨ ગુ. વંચીઉ. ૮૩ પૂછ્યુ ખ. પુછિ; વીતકનુ-અં. વિકલનો; છાંડીયુ પ્રા. છાંડિયુ. ૮૪ તહ્મે-ખ. તહ્મો; રહુ-ખ. રહિ; હિ. મોહ; મરશુ--પ્રા. મરિસ્યુ, જા. માંરશુ, અં. મરશો. મોહિ૦-ગુ. માં આ પંક્તિ પછી છે. ૮૫ ખ. બિસારિ; મલાઉ-ખ. મલાયુ; માયા-પ્રા. મમતા: મન માંહિ-પ્રા. રિદા માંહિ, જા. હ્રદય માહિ; ખ. હ્રદિ માંહી; પરીક્ષિત૦-કા. પુત્ર પરીક્ષિતને કરી અભિષેક, છાંડો રાજકાજનો વિવેક. ૮૬ અનશનિ-પ્રા. ખ. જા. અનશન; મૌન-ખ મૌન્ય; પાન પ્રા. જા. હિ. વૃક્ષપાન. હીમપંથિ-ગુ. હેમચલપંથી.

પાલઇ રાજ પરીક્ષિત સહી, ધર્મમારગ કો છાંડઇ નહી.
એક વાર રાજા વન માહિ, વાત કરંતા વૃષભ ગાઇ. ૮૭
ધરાધર્મસંવાદ વિચિત્ર, નરપતિ વેષિ શૂદ્ર શિરિ છત્ર,
વૃષભના છેધા ત્રિણિ પાય, તેતલઇ દષ્ટિ દીઠા રાય. ૮૮
રાજા ભણઇઃ "કવણ એ દુષ્ટ નિંદિત કર્મ કરઇ પાપિષ્ટ,
જાણઇ નહી મઝ કરતુ રાજ, એહનૂં મસ્તક છેદિસિ આજ." ૮૯
કાઢ્યૂં ખડગ પરીક્ષિત રાય, તિજી છત્ર નઇ લાગુ પાયઃ
"શૂદ્ર નહી હૂં કલિયુગ નામ, મઝનઇ વસવા આપુ ઠામ." ૯૦
રાય પરીક્ષિત કરી વિચાર, વસવા આપ્યાં સ્થાનક ચ્યારિઃ
"કલિયુગ! જિહાં નારી રજસ્વલા, એક મૂકિ તાંહાં તાહારી કલા; ૯૧
"બીજી કલા સુરા જિહાં પાન; ઘૂતક્રીડા ત્રીજૂં થાન;
"જીવદ્રોહ જે સૂના નામ, તુજનઇ ચુથુ આપ્યુ ઠામ." ૯૨
કલિયુગ કરઇ વીનતી સહીઃ "ચુહુ ઠામિ સમાઉં નહી."
વલતૂં કહિ પરીક્ષિત રાયઃ "ઉગરતુ વસિ સોના માહિ." ૯૩
નારીસંગ, મદિરા, અહંકાર, કિતવપાણૂં, હિંસા, અવિચાર,
વંચ, દ્રોહ, ચિંતા, આયાસ, સ્વજન તણુ નાવિ વિશ્વાસ, ૯૪
કામ, ક્રોધ, તૃષ્ણા, આરંભ, ભોગ, ભ્રમ નઇ અનૃત, દંભ,
અનેક વ્યસન, દ્વેષ, ઉનમાદ, માહોમાહિ કુટુંબવિષાદ, ૯૫

---

૮૭ કો–આ. કોઇ; છાંડઇ–પ્રા. છંડિઇ, ગુ. લોપેં; માહિ–કા. જાય; ખ. કરતાં. ૮૮ ખ. નૃપતિવેષ; હિ. વેષ; ખ. આ. શિર; હિ. વૃષના; ખ. ત્રણ્ય; ખ. દીઠું. ૮૯ નિંદિત–ખ. જા. નંદિક; કરઇ ખ. કરુ; એહનૂં–ખ. તાહરૂ; છેદિસિ–કા. અં. છેદું, આ. છેદિસ. ૯૦ તિજી–આ. ખ. તજી, જા. ત્યજી; નઇ–કા. તપ; મુજનઇ–કા. સ્વામી. ૯૧ મં. પ્રતિ અહીંથી શરૂ થાય છે, ૯૨ ત્રીજૂં થાન–હિ ત્રીજૂં ઠામ; તુજનઇ–કા. વસવા; જા. ચૂથૂં આપૂં, આ. ચૂથૂં આપ્યું. ૯૩ કરઇ–આ. કહિ, ખ. કિહિ; આ. ખ. ચિહુ; ૯૪ કિતવપાણૂં ખ. કિંચિત્પાણું; નાવિ–કા. નાણે. ૯૫ અનૃતદંભ–આ. અમૃત; હિ. ઉનમાદન, વિષાદ–જા. અં. ઉગરતુ૦–મં. ઉગરતો સૂના માંહિ જાઇ, ખ. આ. સંવાદ.

કરઇ વિશેષ પુત્રનઇ બાપ, લોપિ લાજ ન ગિણુઇ પાપ,
અહનિશિ મમતા ઉપજઇ મનિ, એતલા અવગુણ કરઈ તે ધન. ૯૬
વલતૂં વચન પૂછસિ જંન: "તઇ કાં દૂષણ બોલ્યૂં ધન?"
"સકલ ક્રિયા ધનમૂલ સહી, નિરધન નઇ શલ અંતર નહી." ૯૭

**धनमर्जय काकुत्स्थ धनमूलमिदं जगत्॥**
**अन्तरं नैव पश्यामि निर्धनस्य मृतस्य च ॥ १ ॥**

ચૂપૈ

યે કરશિ એહવુ આક્ષેપ, તેહ ઉપરિ ઉત્તર સંક્ષેપઃ
રાઘવનઇ રિષિ બોલ્યુ મર્મ; ધન શબ્દિ વિદ્યા તપ ધર્મ. ૯૮

**वरं शरावहस्तस्य चांडालागारवीथिषु ।**
**भिक्षार्थमटनं राम न मूर्षहतजीवितम् ॥ २ ॥**

ચૂપૈ

બીજા ઉત્તર કેરુ ઠામ: ધર્મ, અર્થ, મનવાંછિત કામ,
ત્રયી વર્ગ ધન સાધન જાણિ, મોક્ષ સમંધી એહ પુરાણ. ૯૯
બિહુ દ્દષ્ટાંતિ પ્રીછયૂં નહીં, ત્રીજુ ઉત્તર આપુ સહી;
તેહનઇ દૂષણ બોલ્યાં એહ, ધનવંત અવિવેકી યેહ. ૧૦૦

**विद्यामदो धनमदस्तृतीयोऽभिजनो मदः ।**
**एतेऽसतां मदाः प्रोक्ता एतदेव सतां मदाः ॥ ३ ॥**

---

**૯૬** લોપિ–**જા.** લોભિ, **પ્રા.** લોભિઇ, **હિ.** લોભે; લાજ–**પ્રા. હિ. જા.** લાગૂ; **ખ.** ગણિું; કરઇ તે–**જા. પ્રા. હિ. ખ.** કારણી, **૯૭** પૂછસિ–**હિ.** પૂછિસ, **જા.** પૂછસિઈ, **પ્રા. ખ.** પૂછસિ; બોલ્યૂં–**ગુ.** દીધૂં; નિર્ધન૦–**જા.** માં આ પાદ પડેલું છે. **૯૮** કરશિ–**પ્રા. જા.** કરિશિ, શબ્દિ–**ખ.** શબ્દિ; ધન–**હિ.** યશ, પણ તેમાં લહીઆની સમજફેર છે; સઘળી પ્રતિઓમાં ઉપરનો જ પાઠ છે અને તે યોગ્ય છે. अटनं **કા.** पठनं **૯૯** ધર્મ૦–**કા.** ચિંતા મનની તજે શ્રીરામ. **૧૦૦** આપુ–**જા. પ્રા.** આપૂં; બોલ્યાં–**ગુ.** બોલ્યૂં; **હિ. પ્રા.** અવિવેકી નર.

ચૂપૈ

ધનમદઇ કદર્ય પામઇ શોક, ધનમદઇ દુર્જન પીડઇ લોક,
પર ઉપકાર સાધુ નિર્દોષ, ધનઇ વિવેકી પામઇ મોક્ષ. ૧૦૧

**श्रीः शोकाय कदर्याणां विनाशाय दुरात्मनाम् ।**
**उपकाराय साधूनां मोक्षाय च महात्मनाम् ॥ ४ ॥**

ચૂપૈ

પૂર્વકર્મ પ્રભાવઇ કરી, મૂકી સેના, ખેડયુ તુરી,
એકાકી આવ્યુ વન માહિ રિષિઆશ્રમિ પરીક્ષિત રાય. ૧૦૨
મુનિવર શમીક બઇઠા ધ્યાનિ, રાજાનઇ નવિ દીધૂં માન;
ગલા માંહિ ઘાલ્યુ શબ સાપ, પાછુ વલ્યુ મનિ સંતાપ: ૧૦૩
'દુષ્ટ કર્મ મઇ કીધૂં આજ, પડુ શરીર, બલુ એ રાજ.'
દૃઢ વૈરાગ્ય હૃદય માહિ ધરયુ, નગરી ભણી રાજા સાંચરયુ. ૧૦૪
શ્રૃંગી નામ પુત્ર રિષિ તણૂં, લોચન રક્ત, ક્રોધ મનિ ઘણુ:
'જેણઇ દૂહવ્યુ માહરુ બાપ, તેહનિ વિઢજ્યુ તક્ષક સાપ.' ૧૦૫
કીધુ સમય દિહાડા સાત; પુત્ર વરાંસ્યુ બોલ્યા તાત:
'વેગિં રાય કરાવુ જાણ: કરિ યતન, તૂં છાંડિશિ પ્રાણ.' ૧૦૬
રિષિવચન સાંભલિઊં રાય, કપનુ આનંદ તે મન માહિ:
"છૂટુ રાજ તણા સંતાપ, મઝનઇ દયા, નહી એ શાપ" ૧૦૭

---

**૧૦૧**–પામઇ **મં**. પામ્યુ. પર ૦ **ખ**. પર ઉપકાર સાધન ન દેખિ. **૧૦૨** પ્રભાવઇ–**આ**. પ્રભાવિઇં; ખેડયુ **જા**. હિ. ખેડીયુ, **કા**. ખેટાં; **જા**. **આ**. **ખ**. સેન. **૧૦૩** ઘાલ્યુ–**ગુ**. **કા**, ઘાલ્યો, **ખ**. ઘાલ્યુ; શબ **મં**. મૃત; સાપ–**હિ**. પાશ; વલ્યુ. **આ**. **જા**. **ખ**. વલીયુ, **મં**. ચાલ્યુ; **ખ**. મન્ય. **૧૦૪** મઇ–**ખ**. મિ; **આ**. સંચર્યું; હૃદય–**આ**. રિદા. **૧૦૫** લોચન–**જા**. લોચનિં; **જા**. મનિ અતિ ઘણું; જેણઇ–**ખ**. યેણિ; **આ**. **જા**. દુહવીયુ, **ખ**. દુહુવ્યુ; વિઢજ્યો, **ગુ**. વઢજો, **હિ**. વઢજ્યો, **જા**. વિઢિયો, **મં**. **ખ**. વેઢયો, **કા**. ડસજો; સાપ–**ખ**. નાગ. **૧૦૬** **આ**. વિરાંસ્યુ, **ખ**. વરાશ્યુ; કરાવુ–**હિ**. જણાવ્યુ, **આ**. **ગુ**. કરાવ્યૂં; જાણ **હિ**. રાજ; કરિ–**જા**. **હિ**. **આ**. કરં; **જા**. **હિ**. તૂં છાંડિશિ, **ખ**. છાંડિ, **આ**. છંડસિ. **૧૦૭** રિષિ. **જા**. **આ**. હિ. **ખ**. રિષિનૂં સાંભલિયૂં **હિ**. સાંભલૂં **જા**. **આ**. **ખ**. સાંભલ્યૂં; છૂટુ–**ખ**. **મં**. છૂટા; દયા **હિ**. દ્રુપ; નહી–**મં**. હવી નહી.

રાય નગર માહિ પઇઠુ નહી, મંત્રીનઇ શીખામણ કહી:
" થાપિ રાજિ જનમેજય વીર." વેગિ પુહુતા ગંગાતીરિ. ૧૦૮
અનશન વિધિ, કુશ આસન રાય, મિલિયા અનેક રિષિ સંવાય;
પૂરવ પુણ્ય તણા નિષેવિ, તતક્ષણિ તિહાં આવ્યા શુકદેવ. ૧૦૯
હરષિ રિષિ દીધું બહુમાન, આસન છોડી, કરયુ પ્રણામ,
માણિકજડિત કનકમઇ જેહ નિજ સિંહાસનિ બઇઠા તેહ. ૧૧૦
કર જોડી પરીક્ષિત રાય, હિયડા માહિ હરષ ન માય,
દેઇ પ્રદક્ષણ પ્રણમ્યા યતિ, વિવિધ વચન કીધી વીનતી. ૧૧૧
વિષ્ણુરાત પૂછઇ હિતવાત: " આયુ તણી સંખ્યા દિન સાત,
"ક્ષણ ક્ષણ માહરું મન આવટઇ; મરણકાલિ શૂં કરિવૂં ઘટઇ? ૧૧૨
" કીર્તન, શ્રવણ, મંત્ર, તપ, ધ્યાન, સાધન શમ, દમ, આતમન્યાન;
" જિણઇ ટલઇ સંસારકલેશ, તિ મુઝનઇ આપુ ઉપદેશ." ૧૧૩
ભીમ ભણઇ પ્રગટારથ એહ, કોનઇ રખે રહઇ સંદેહ:
કથા પુહુતી એ નિર્મલા, પ્રથમ સ્કંધ નઇ બીજી કલા. ૧૧૪

## ઇતિ વિષ્ણુદાસ શ્રી ભીમવિરચિત હરિલીલા સોલકલા મધ્યે દ્વિતીય કલા સમાપ્ત

---

૧૦૮ આ. વેગિઇં, ખ. વેગ્યિ; વેગિં૦-કા. રાજા ચાલ્યો ગંગાતીર. ૧૦૯ નિષેવિ-હિ. વિનિષેવ; ખ. તતક્ષણ્ય. ૧૧૦ છોડી-આ. છંડી, નિજ-જા. નિઊં; આ. સિંધાસન ૧૧૧ વિવિધ-ખ. આ. વિવિધ; વચન-કા. વિનય, ખ. વચનિ. ૧૧૨ સંખ્યા હિ. ખ. સંક્ષા; ખ. આવટિઇ; મરણ મં. અંત; કરિવૂં-હિ. જા. ખ. કરવૂં; ખ. ઘટિઇ; વિષ્ણુરાત૦-કા. વૈષ્ણવને પૂછે હિત વાત. ૧૧૩ આતમન્યાન-જા. ઉત્તમ જ્ઞાન, અં. અંતર જ્ઞાન; ખ. સંસાર કર્મકલેશ; ૧૧૪ કોનઇ-આ. કહેનિઇ; રહઇ-આ. રહિઇ ઇતિશ્રી-આ. જા. ઇતિ દ્વિતીય કલા સમાપ્ત; હિ. ગુ. ઇતિ શ્રી ભીમવિરચિતે સોળ કલા મધ્યે દ્વિતીય કલા સમાપ્તા; કા. માં અં.ની ઇતિશ્રીને મળતી. મં. ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે પ્રથમ સ્કંધે દ્વિતીય કલા સંપૂર્ણ. સંખ્યા ચૂપૈ ૧૦૨; પૂર્વછાયા ૧૧; શ્લોક ૪; વસ્તુબંધ ૨, એવં સંખ્યા ૧૧૯.

# કડવું ૩ જું

## દ્વિતીય સ્કંધ

### પરીક્ષિતના પ્રશ્નની પ્રશંસા-ભાગવત-કથન-આરંભ

પૂર્વછાયુ

વિવિધ વચન રાજા તણાં શ્રવણ શ્રુણીનઇ એવ,
ભગત તણી કરૂણા કરી બોલ્યા શ્રીશુકદેવ: ૧

ચૂપૈ

ઉત્તમ પ્રશ્ન પરીક્ષત રાજ! કીધુ લોકહિતારથ કાજિ;
ભગતિ વિરાગ સહિત વિચાર, શ્રોતવ્ય સકલ માંહિ એ સાર. ૨
નરનઇ શ્રોતવ્ય અછઇ અનેક ગૃહાસક્ત વર્જિત વિવેક;
નિશિ નિદ્રા, સંભોગિ તરુણ, દિહઇ અરથ, કુટંબનૂં ભરણ. ૩
પુત્ર કલત્ર મિત્ર ધન દેહ, આપણપૂં તિહાં જોડયૂં લેય,
આવ્યૂં મરણ મોહના બંધ, દેખંતુ નવિ દેખઇ અંધ. ૪
તેણઇ કારણઇ કૌરવ નરેન્દ્ર! સર્વ ભાવિ ભજિવુ ગોવ્યંદ;
કીર્તન, શ્રવણ, સ્મરણ અનુદિન કરઇ, મુગતિ વાંછઇ જે જન. ૫
પરમ લાભ તણૂં અવતરણ અતિ નારાયણનૂં સમરણ,
હરિગુણ કથા પવિત્ર બહૂ મતિ, નિરગુણ થિકા રમઇ જિહાં યતિ. ૬

---

કડવું ૩ જું

૧ આરંભમાં પ્રા. જા. માં ૐ नमो भगवते श्रीवासुदेवाय છે. શ્રવણ-હિ શ્રવણે; શ્રુણીનઇ-કા. શુણીયાં. ૨ રાજ પ્રા. આજ, હિ. સાજ; કીધુ-આં. બોલ્યુ; સહિત૦ ખ. ગનહિત વિયોકર; શ્રોતવ્ય૦-ગુ. શ્રોતા વ્યાસ સકલ માંહે સાર. ૩ અછઇ-કા. છે જ; ગૃહાસક્ત-હિ ગૃહા સહિત, આં. ગહાંસહિત; સંભોગિ-હિ. ભોગવઇ; ૪ તરૂણ મં. તરૂણિ; તેહ જા. પ્રા. હિ. ખ. લેય, કા. નેહ; જોડયૂં-કા. જોડે, મં. જોડિ; આવ્યૂં-કા. આવ્યા; ૫ પ્રા. તિણઇ; ખ. ભાવ્ય; ભજિવુ-ગુ. ભજતો, શ્રવણ-ગુ. કરણ; ૬ હિ. અંતે; અવતરણ જા. આં. અવતાર; જિહાં મં. તિહાં.

કહ્યોસ પુરાણુ ભાગવત એહ, મઝનઇ પિતા ભણાવ્યૂં જેહ,
યદ્યપિ હૂં છૂં નિર્ગુણગૃહિત, પુરુષોત્તમ-લીલાઈ ચિત્ત. ૭
મનિ સંતાપ મ આણિશિ તાત! તાહરી જીવી છઇ દિન સાત.
પુરા એક ખટવાંગ નરેન્દ્ર મુહૂરતિ પદ પામ્યુ ગોવિંદ. ૮

## ભગવાનનો ભકિતયોગ

ભગતિયોગ કેરુ ભગવાન સૂક્ષ્મ સ્થૂલ બિહૂ પરિ ધાન;
વિરાટ પુરુષ વિશ્વ-આકારિ, પ્રથમઇ એક કહૂં પ્રકાર, ૯
હૃદકમલ માહિ શ્યામલવાન, મસ્તકિ મુકુટ, નઇ કુંડલ કાનિ,
ચ્યારિ હસ્ત, પ્રસન્ન મુખ સદા, શંખ, ચક્ર, પદમ, કરિ ગદા. ૧૦
પહિરણી પીત પટૂલાં સાર, અંગદ રત્ન, હિરણ્યમય હાર;
કમલેક્ષણુ શ્રીલક્ષણુ રામ, પદ પલ્લવ સેવકવિશ્રામ. ૧૧
કૌસ્તુભમણિ ગલિ તુલશી માલ, સૂક્ષ્મ ધ્યાન તણૂં ગોપાલ;
એકેકૂં ધ્યાયેવૃં અંગ, પછઇ સકલ રૂપ શ્રીરંગ. ૧૨
એ બિહૂ ધ્યાન ધારણા કહી, અંતર મલનઇ ટાલઇ સહી;
ઉત્તમ એહ તણૂં ફ્લ જાણિ, અવિચલ પદ આપઇ નિર્વાણિ. ૧૩

---

૭ કહ્યોસ-ખ. કિહિશ, ગુ. અં. કહેશ, મં. કહૂં; ભાગવત-જા. ભારત; નિર્ગુણ ગૃહીત-કા. રહીત, પણ તે સંશોધકની અર્થસમજનું પરિણામ છે. લીલાઇ હિ. જા. પ્રા. લીલયાં, અં. લીલા ગ્રહું. ખ. પુરુષોત્તમશૂં મલીઉ ચિત્ત. ૮ આણિશિ-ગુ. આણિશે, ખ. આણેશ, હિ. આણિ; પુરા એક-અં. ગુ. પુરાંણુ એક; મહૂરતિ-હિ. ગુ. અં. મુગતિ, ખ. મૂર્તમાત્ર. ૯ કેરુ-ખ. તણુ; એક કહૂં-હિ. એહ એહ, જા. પ્રા. એક એહ; વિરાટ૦ ગુ. પ્રથમ એક એહ પ્રકાર હૃદય થીકું મ મૂકેલ યૂગદાધાર ૧૦ ખ. હદિ; ખ. મસ્તકય; કાનિ ખ. કર્ણ; સદા-ખ. મુદા; ચક્ર-હિ. સોહિ, પ્રા. સોહઇ; પદમનઇ-જા. પ્રા. પદમ હરિ, અં. પદમ હરે, ખ. પદમ કરિ. ૧૧ પહિરણિ-ખ. પિહિરણ્ય; પટૂલાં-કા. પટોળી, ખ. પટુલી; કમલેક્ષણુ-મં. પદ્મેક્ષણુ અં, કમેશ્વર; પ્રા. શ્રીલક્ષ; સેવક-ગુ. સેવિ. ૧૩ જા. જાણ્ય; આપઇ-જા. પાંમિ, ખ. નિર્વાણ્ય.

સકલ દેવનાં નાનાં કામ, ભજતાંનઇ આપઇ શ્રીરામ;
અકામ, સકામ, મોક્ષકામ યદિ, તુહિ ભજિવુ કનકાંગદી. ૧૪
ઉગમતુ આથમતુ ભાણ આયુ હરિ વર્જિત હરિધ્યાન;
તરુઅર યમ નર જીવઇ સોઇ, ભસ્ત્રા શ્વાસ કરંતી જોઇ. ૧૫
પશૂ તણી પરિ કરઇ આહાર, નામ ન જાણઇ તણું મુરારિ;
તેહનઇ વિખાણી દીજઇ માન, ગર્દભ, ઊંટ નઇ શુકર, શ્વાન. ૧૬
કર્ણબિલ હરિગુણ નવિ સૂણઇ, જિહ્વા દર્દુરિકા નવિ ભણઇ,
મુકુંદનઇ નવિ કરઇ જુહાર મસ્તક મુકુટ વહિ તે ભાર. ૧૭
પૂજા રહિત તણી જગનાથ, કંકણ સહિત તે શબના હાથ,
મયુરપિચ્છ દરશણ વિણ નેત્ર, પાદવૃક્ષ વર્જિત હરિ ક્ષેત્ર, ૧૮
જીવિત શબ વૈષ્ણવ વિણ બંધુ, શ્વસન શબ તુલશી વિણ ગંધ,
રીઝઇ નહી હ્રદઇ લોહસાર, કૃષ્ણકથા નેત્રે જલધાર. ૧૯
કીર્તન સ્મરણ વંદન હરિ, દરશનિ પરશનિ પૂજા કરી,
તતક્ષણ પાપ લોકનાં હરઇ, શુક પ્રણામ તેહનઇ કરઇ. ૨૦

## બ્રહ્મા અને નારદનો સંવાદ

ઉચ્ચરી એક સુભદ્રા નામ, તેરે શ્લોક કરયુ પ્રણામ.
સાંભલિ કથા પરીક્ષત આદિ બ્રહ્માનારદનુ સંવાદ. ૨૧
નારદ કરઇ વીનતીઃ 'તાત! પૂછૂં એક અનોપમ વાતઃ
ભૂત ભવ્ય બ્રહ્માંડ પ્રકાશ ઉત્તપત્તિ રક્ષણ અનઇ વિનાશ. ૨૨

---

૧૪ દેવનાં૦–ગુ. વેદનાનાં કામ; મોક્ષ કામ યદિ–કા. મોક્ષકાયદી; ૧૫ ઉગમતુ જા. પ્રા. ઉગંતુ; હિ. જા. આથમિતુ; ભાણ હિ. જા. પ્રા. ખ. ભાનુ; જિમ; જા. ખ. જીવિ; જા. ખ. સોચ; ભસ્ત્રા–કા. ધમણુજ; ખ. જોય. ૧૬ દેઇ–જા. દિઅ, ખ. દિ; દેઇ૦–જા. જિ દિનરાતિ. ૧૭ કર્ણ૦–ખ. કરાગે એ હરીગુણ ન૦ય સૂણિ; હિ. સા જિ૦હા; દર્દુરિકા–ગુ. ક્ષારિકા; ૧૮ મયુર૦–ગુ. મયુર વિશાડ દરશાન–; જા. સહિત તે; શબના–ગુ. શબદના. ૧૯ રીઝઇ......કૃષ્ણ–આટલો ભાગ હિ. માં ઘસાયો છે; બંધુ–હિ. બંધ; જા. ખ. નેત્ર; ૨૦ લોકનાં–પ્રા.–તેહકનાં; શુક–કા. શુકછ. ૨૧ એક–પ્રા. અનેક; કરયુ–જા. કરુ; સાંભલિ–પ્રા. સંભલિ; સાંભલિ૦ ખ. માં આ પંક્તિ નથી. ૨૨ પૂછું–ગુ. પૂછી.

સકલ ભૂત કેરુ સાધાર તૂં વરતઇ જેહનઇ આધારિ;
માહરા મનમા એવુ વિવેક આદિ પુરુષ તે તૂંહ જ એક.' ૨૩
ભણઇ બ્રહ્મા: 'સુત! સાંભલિ એવ, આદિ પુરુષ નારાયણ દેવ,
અનંત અવિગત વર્જિત શોક, જેહના અવયવ કલ્પ્યાં લોક. ૨૪

જીવ સ્વભાવ, કાલ નઇ કર્મ, દ્રવ્યગુણ, કાર્ય કારણ ધર્મ,
મુનિવર, દેવ, યોગવિજ્ઞાન, સત્ય, શમ, દમ, દયા, વ્રત, દાન. ૨૫
વેદ, યજ્ઞ, તપ, તીરથ સાર વરતઇ નારાયણ-આધારિ.
વાસુદેવ સ્વામી સમરથ, તેહ વિણુ નથી અનેરુ અરથ. ૨૬
લીલા વેષઇં વિષ્ણુ અવતરઇ, સકલ વિશ્વની રક્ષા કરઇ,
ભૂત, ભવ્ય, ભવિષ્ય દેવેશ, હૂં સરજૂં તેહનઇ આદેશ. ૨૭

કમલ માહિ માહારી ઉતપત્તિ, ઉપનુ પણ ન લહૂં યુગતિ,
જાણૂં નહી ગહન ગતિ ગૂઢ, બાહરિ આવ્યુ થઉ દિગમૂઢ. ૨૮
પદમ નાલિ પાછુ સંચરયુ, અનેકિ પરિ તિહાં ફેરા ફિરયુ,
પૂરવ થાનકિ આવ્યુ વલી, 'તપ તપ' વાણી મઇ સાંભલી. ૨૯

---

**૨૩** કેરુ-**કા.** કેશવ; સાધાર **પ્રા.** આધારિ; જેહનઇ-**ખ.** એહનિ,**મં.** કિહિનઇ; માહરા-**જા.** તાહરા. આદિ૦-**જા.** આદિ પુરુષ નારાયણ એક; તૂહ જ-**હિ.** તૂંહિજિ, **અં.** તાં એહ જ. **૨૪** એવ-**હિ.** એક; કલ્પ્યાં **પ્રા. ખ.** કલાયાં. **૨૫** નઇ **ખ. જા.** માં નથી; દ્રવ્ય૦-**હિ.** દ્રવ્યગુણ કારણ કાર્ય કર્મ, **કા.** ત્રય ગુણ કારણ કદર્ય ધર્યું; વ્રત-**હિ** યાત્રા. **૨૬** વેદ-**હિ.** દેવ; યજ્ઞ-**ખ.** યુક્તિ; **ખ.** નારાયણય; આચારુ; અર્થ **ગુ.** અનર્થ, પણ તેમાં લહીઆની સમજફેર છે. **૨૭ ખ. જા.** અવતરિ; કરિ; **પ્રા.** ભવિષ્યત્ દેવેશ **હિ.** ભવિત્ત દેવેશ, **જા.** ભવિષ્ય દેશ; **ખ.** ભવશ ઉપદેશ; ભવ્ય-**કા.** વર્તમાન; સરજૂં-**ગુ.** રહુ; **ખ.** તેહના, **જા.** તેહનિ. **૨૮** પણ **જા. પ્રા.** પણિ; યુગતિ-**ખ.** વગત્ય, **કા.** યુક્ત; **હિ.** આવ્યુ થુ-**કા.** આવિ થયો; **જા.** આવુ થુ, **ખ.** એણી પિરિ થયુ, **ગુ.** આવ્યુ થીઉ, **અં.** આવુ થાયુ. **૨૯** સંચરયુ-**જા. ખ.** સાંચરું; **ખ** સ્થાનકય; તપતપ-**હિ.** તપ જપ, **જા.** તપસ્તપ; મઇ-**ખ.** અશી, **મં.**તિહાં

સહસ્ત્ર વર્ષ કીધું તપ ધ્યાન, મઝનઇ પ્રસન્ન હુઆ ભગવાન;
હરિ હરષિત કરિ ધરિયુ હાથ, ભગતવશ બોલ્યા જગનાથ: ૩૦

વિષ્ણુ ભણઇ: "સૂણિ બ્રહ્મા! વાત; મઝ વિણુ અવર નહી અણુ માત્ર;
"માહરઇ વિષઇ વિશ્વ વિસ્તાર, યથાસૂત્ર મણિ પ્રોયુ હાર. ૩૧

"થોડા માહિ કહૂં અતિ ઘણૂં, જેહવૂં રૂપ અછઇ બ્રહ્મ તણૂં,
"થિર થઇ સાંભલિ વચન વિવેક, ઉત્તમ અડયલ આપૂં એક. ૩૨

અડયલ

"આદિ હૂં અજ છૂં એક; મધ્યઇ હૂં અજ ભાસૂં એક,
"સૃષ્ટિ વિનાશઇ હૂં અજ એક, સદા નિરંતર હૂં અજ એક, ૩૩

ચૂપૈ

"વલી એક અનોપમ ધ્યાન આતમતત્વ કહૂં નિજ જ્ઞાન,
"સર્વ આતમ હૂં અજ એક, મજયૂં વંચિત નહી વિતરેક ૩૪

"મઝયૂં બીજૂં દેખિસિ જેહ, તુજનઇ બાધા કરશિ તેહ;
"બોલ્યુ અક્ષર સારાસાર; મઝયૂં બીજુ તે સંસાર." ૩૫

નિજ ઉપદેશ દેઇ ભગવાન્ તતક્ષણિ હૂઆ અંતરધ્યાન.
માયા રૂપ દેખાડયૂં સર્વ, જાણે નગર તણું ગંધર્વ. ૩૬

---

૩૦ હુઆ–હિ. મં. હોઆ. જા. હઉઆ, ખ. હવા, પ્રા. હૂઆ; ભગતવશ–જા. પ્રા. કા. ખ. અં. ભક્તવછલ. ૩૧ અવર નહી–હિ. જા. 'અવિર,' ખ. અવરુ; કા. કો માત્ર; વિષ્ણુ–કા. કૃષ્ણ. ૩૨ વચન મં. કહૂં; અછઇ–જા. છિઅ, ખ. છિ; આપૂં કા. આણ્યો, કા. આણ્યું, ખ. આવી; ૩૩ છૂં જા. ખ. પ્રા. અછૂં; મધ્યઇ–પ્રા. મધ્યઇં; ખ. મધ્યિ; સૃષ્ટિ૰–જા. માં પડેલું છે; વિનાશઇ–ખ. વિનાશન. ૩૪ મજયુ જા. ખ. મજથી; નિજ જ્ઞાન–ગુ. ખ. પ્રા. મં. વિજ્ઞાન, કા. નિજ ધ્યાન; ગુ. જા. પ્રા. સર્વ આતમા: ખ. વતરેક. ૩૫ બોલ્યુ મં. બોલૂં; હિ. મઝથ્યુ ખ. મજથી; હિ. બીજુ; દેખિસિ–જા. દેખસિ; ખ. કરશિ–કરિસિ; મઝયૂં–જા. ખ. પ્રા. મઝથી; ૩૬ હિ. હોઆ હિ. દેખાણું; હિ. હોઆ; ખ. હોયા; હિ. અંતરિ ધ્યાન.

બ્રહ્મા પામ્યા નિજ પ્રબોધ નારદ નઇ તે કહ્યુ નિબોધ;
નારદવ્યાસ તણુ સંવાદ શુક ભણઇ મઝ પિતાપ્રસાદ. ૩૭

**પરીક્ષિતપ્રશ્નઃ-મોક્ષ અને બંધનો જીવ સાથે કેવો સંબંધ?**

રાજા ભણઇઃ 'મોક્ષ નઇ બંધ જીવ દેહ કેણી પરિ સંબંધ?
મઝનઇ ઉત્તર આપુ એવ' વલતૂં વચન કહઇ શુકદેવઃ ૩૮

"ઘટાકાશ આતમા અસંગ, શુકતિ રજત, જમ રજ્જુ ભુજંગ.
બંધ મોક્ષ બિહુ ભ્રમ માત્ર, સવિતા વિષઇ યથા દિનરાત્રિ. ૩૯

ઉપાધિ ભેદ ઇણી પરિ જાણિ; રંજિત કુસુમ ફટિક પાષાણ,
ઘટ ઘટ પ્રતિ જૂજૂઉ નરેન્દ્ર! એક અનેકિ યથા જલિ ચંદ્ર. ૪૦

અનાદિ જીવ દેહ સંયોગ, વ્યાધિનઇ યમ વિલગુ રોગ,
અજ્ઞાનઇ કીધુ અધ્યાસ, જાણે સ્વપ્ન સૃષ્ટિપ્રકાશ. ૪૧

સુખદુઃખ છિન્નભિન્ન મતિભ્રમ, અંતઃકરણ તણુ એ ધર્મ,
અંતઃકરણ જાં નવિ ગલઇ, ભવભ્રાંતિ દુઃખ નવિ ટલઇ. ૪૨

સંક્ષેપિ ગુરુના આદેશ, મોક્ષ તણાં સાધન બોલેશ,
કહ્યોસ ઉપાય એહનુ સહી, જેણઇ જનમ પામીજઇ નહી. ૪૩

---

૩૭ બ્રહ્મા-ગુ. બ્રાહ્મણ; પ્રબોધ-ગુ. ખ. પ્રતિબોધ; નારદ૰-કા. નારદને દીધો સંબોધ, ગુ. નારદને કહીઉ નિજ બોધ; ખ. જા. આ. નારદ નઇ તે કહ્યુ નિબોધ; જા. ભણઇ તે. ૩૮ રાજા૰-ગુ. રાજા પૂછિ મોક્ષ સંબંધ; જા. આ. કિણિ; વલતૂં-જા. ખ. વલતા; ખ. બોલ્યા. ૩૯ અસંગ-આ. સંગ; ખ. ભૂઅંગ. ૪૦ જા. આ. ઘટિ ઘટિ. ૪૧ અનાદિ૰ હિ. માં પંક્તિ લખીને પોણી છેકી નાંખેલી છે, પણ બધી પ્રતિઓમાં છે; અધ્યાસ જા. કા. અં. ગુ. અભ્યાસ, પણ તે ભૂલ છે. સૃષ્ટિ-કા. ખ. દષ્ટ, મં. દૃષ્ટિ. ૪૨ છિન્ન ભિન્ન-ખ. એ બેહૂ; તણુ-ખ. કેરુ; ધર્મ-કા; કર્મ; ભવ૰ હિ. આ. જા. ખ. લઇ લેગઇ દુઃખમાં ભ્રાંતિ. ૪૩ ખ. આદેશ ખ. મં. ઉપદેશ; સાધન-હિ. સાધારણ; બોલેશ હિ. જા. બોલોસ ગુ. બોલેશિ; કહ્યોસ-આ. કહિસ, ખ. મં. કહેશ; પામીજઇ-ગુ. ખ. જા. પામીઇ.

ભૂતદયા નિજ વર્ણાચાર. સત્ય, શ્રદ્ધા, સંતોષ, વિચાર,
ચિત્ત શુદ્ધ કરિવાની યુગતિ, વિષ્ણુ તણી પામીજઈ ભગતિ. ૪૪
એકમનાં ભજતાં ભગવાન ભગત તણું ટાલઇ અગન્યાન,
કરઇ દયા સ્વામી ગોવિંદ, આપઇ નિજ પદ પરમાનંદ." ૪૫
ભીમ ભણઇ કથા એ સાર, ધ્યાન, શ્રદ્ધા, અભય, વિચાર;
દ્વિતીય સ્કંધ ન્યાંન નિર્વાણિ, એતલઇ કલા પુહુતી ત્રિણી. ૪૬

**ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા સોલ કલા મધ્યે તૃતીય કલા સમાપ્ત**

---

## કલા ૪ થી

### તૃતીય સ્કંધ

### મહામુનિ મૈત્રેય અને વિદુરનો સંવાદ

પૂર્વછાયુ

વલી એક ઉત્તમ કલ્હોસ વિષ્ણુ તણા પ્રસાદ,
મહામુનિ મૈત્રેયશું વિદુર તણુ સંવાદ. ૧

---

૪૪ શ્રદ્ધા–ગુ. શ્રમ, પણ તે ભૂલ છે; હિ કરવાની; પામીજઇ–ગુ. પામેવા, કા. પામે; ભગતિ–**મં**. મુક્તિ; વિષ્ણુ૦–ખ. યેણિ ઉપજિ અધોક્ષજિ ભક્તિ. ૪૫ **જા. આ**. ગોવ્યંદ; આપઇ૦ આ પાદ હિ. માં ઉતારેલું નથી. ૪૬ અભય **જા**. એહ, **આ**. અનઇ, **કા**. વિવેક, ગુ. રહિત; નિર્વાણ **મં**. મય એણ; ધ્યાન૦–**ખ**. સમ્યક્ શ્રદ્ધા ધ્યાન વિચાર; **ઈતિ શ્રી–જા** ત્રતીય કલા સમાપ્ત; ઇતિ ભાગવતી કથાયાં તૃતીય કલા સમાપ્તઃ **ખ**. ઇતિ શ્રી ભાગવતે માહાપુરાણે હરિલીલા સોલ કલાયાં તૃતીયકલા સમાપ્તઃ **મં**. બીજી કળાને અંતે ઉતાર્યા પ્રમાણે (ચોપાઈ) ચુપૈ ૪૪; પૂર્વછાયુ ૧; અડયલ એક, એવં ૪૬ ।।

**કલા ૪ થી**

**આ**. માં આરંભમાં જ ॥ नमो भगवते वासुदेवाय ॥ **મં**. ચુથી; **ઘ**. એમ છે, **જા**. માં 'કલા ચુથી' એટલું છે. ૧ કલ્હોસ–**ગુ**. કહેશિ, **આ**. કહિસ, **ખ**. કહેશ. **કા**. કહું; વિષ્ણુ૦–ગુ. કૃષ્ણ તણી પ્રસાદિ.

ચૂપૈ

એક વાર ધૃતરાષ્ટ્ર રાય ઉપનુ શોક માહા મન માહિ,
રાત્રિ વિદૂર નઈ કહ્યૂં એકાન્તિ, પૂછઇ પાર કારણુ શાન્તિ. ૨
વિદૂર ભણુઇઃ "સુણિ સાચાં વયણુ, ફૂટાં હ્રદય તણાં તુજ નયણુ,
એક પુત્ર દુર્યોધનિ કાજિ, કાંય નિગમઇ તૂં અવિચલ રાજ. ૩
એક શકુની નઇ દુર્યોધન, કર્ણ કુમંત્રી, દુઃશાસન,
દુષ્ટ ચતુષ્ટય એ અવતાર, કૌરવ વંશ તણા અંગાર." ૪
જે શીખામણુ દીધી રાતિ, તે સભા સાંભલિયૂં પ્રભાતિ;
કોપ્યુ દુર્યોધન ભૂપાલ, વિદુર તેડી દીધી બહુ ગાલિ. ૫
વિદૂર તે વાણી સાંભલી, મન માહિ તે ઉપની રલી.
રાજદૂઆરિ નિષેવી બાણુ, કીધૂં તીરથ ભણી પ્રયાણુ. ૬
બ્રહ્મચર્ય, શમ, દમ, તપ, ધ્યાન, ભૂમિશયન, ફલભક્ષણ પાન,
એકાકી વિચરઇ ઉદાસ, ઇમ કરતાં આવ્યુ પ્રભાસિ. ૭
સૂણી વાત હસ્તિનાપુર માહિ રાજ કરઇ યુધિષ્ઠિર રાય,
વેગઇ ચાલ્યુ સાહસ ધીર, ઉદ્ધવ મિલિયા યમુનાતીરિ. ૮
બેહૂ ભગત તણા ભગવાન, સાહસ, શીલ સત્ય સમાન,
ક્રિયાયોગ, પરમારથ ધ્યાન, ભગતિ વૈરાગ તુલ્ય વિજ્ઞાન. ૯
એકમનાં કૃષ્ણાર્પિત પ્રાણુ, તેહનૂં કેણિ પરિ કરૂં વિખાણુ;
ભીમ ભણુઇ વિચાર ન લહૂં, અધિકૂં ઓછૂં કહનઇ કહૂં. ૧૦
કીધુ માહોમાહિ પ્રણામ, શ્રીવસુદેવ, કૃષ્ણ નઇ રામ,
યાદવ સહિત સકલ પરિવાર કુશળ વાર્તા પૂછી સાર. ૧૧

---

૨ કહ્યૂં–જા. પ્રા. કહનઇ. હિ. કહઇ; ખ. વિદુર તણિ; પ્રા. કન્હઇ, ખ કહનિ, કા. વિદુરે કહ્યું અર્થ ન સમજાયાનું પરિણામ છે; પાર–ગુ. જા. પ્રા. ખ. અં. મારણ, કા. માં નથી; કારણ ખ. હ્રદયા ૩ નિગમનૂં અં. નીગમીઉ, જા. નીગમૂં; તૂં જા. ખ. માં નથીઃ અવિચળ–ખ. તાહારું. ૪ સવિ ખ. જા. પ્રા. હિ. સભાં; સાંભલિયૂં જા. પ્રા. હિ. સાંભલી; તેડી ગુ. મં. તેડાવી, જા. ખ. તેડીનિ. ૬ જા. ખ. વિદુરિઃ જા. ઉપન્ની; નિષેવી–નિખેળ્યાં; ખ. નાંખ્યાં. ૭ એકાકી–કા. એકાએક. વિચરઇ મં. વિચરિઉ; આવ્યુ–મં. પાહુચુ. ૧૦ ખ. કૃષ્ણપ્રીતિ; ન પ્રા. નવિ; કહનઇ–જા. કિમ, ઓછો કોને કહુ.

ઉદ્ધવ બોલઇ ગદગદિ કંઠિઃ "કૃષ્ણદેવ પહુતા વૈકુંઠિ,
"ભાર ટાલિવા વિશ્વાવાસ યાદવથલ કીધુ પ્રભાસિ. ૧૨
"મઝનઇ ન્યાન કહ્યું ગોવિંદ જમલુ કૌરવાર યોગેન્દ્ર.
વિદૂરભગત વિસારયુ નહી, મૈત્રેયનઇ શીખામણ કહી." ૧૩
ચાલ્યુ વિદૂર હિતારથ લેય, ગંગાતિરિ મિલ્યા મૈત્રેય.
કરી પ્રણામ વિચાર વિવેક, વિવિધ વચન પૂછ્યાં અનેકઃ ૧૪
"કહિ મુનિવર! લીલા જગદીશ, ઉતપતિ તત્ત્વ તણી ચૂવીસ.
મહા પુરુષની રચના કહી, વિદૂરવચન તે પ્રીછ્યૂં સહી. ૧૫
અનંત નાભિકમલ મહિમાય, બ્રહ્મા ઉપનુ તેહ જ માહિ.
તવન કરી સંતોષ્યા હરિ, દશવિધ સર્ગસૃષ્ટિ વિસ્તરી ૧૬
સુર, અસુર યક્ષ, નર, નાગ, થાવર, જંગમ તણા વિભાગ;
ચૌદ લોક સરજ્યા બહુ જંત, યથા વાસના વિકલપ મંત. ૧૭
કાલ, અંશ, પરમાણુ યુગતિ, સનકાદિક તણી ઉતપતિ,
સર્ગાધાર અતુલ મહિમાય, પ્રગટ્યૂં રૂપ તણૂં વારાહ. ૧૮

---

૧૨ બોલઇ-ખ. બોલ્યા; યાદવ૦-અં. ખ. કા. યાદવાસ્થલી કીધી પ્રભાસ; આ. યાદવથલી. ૧૩ જમલુ૦ મં. યોગાભ્યાસ સાધ્યુ યોગેન્દ્ર; ગોવિંદ-આ. ગોવ્યંદિ; કૌરવાર-ખ. કૌરવ, જા. કોપારવ; વિસાર્યું-ખ. વીસરૂ, જા. વીસારૂ; જમલુ૦-કા. અતિશય ઉત્તમ હે યોગીન્દ્ર ૧૪ ચાલ્યુ-શુ. કા. ચાલ્યા; ખ. મલા; ખ. પૃછ્યા, આ. પૃછીયાં. ૧૫ કહિ-ખ. કિહિ; વચન-જા. વચને; પ્રીછ્યું-અં. પ્રીછંવીયું, ખ. પ્રીછ્યા. ખ. સહી મં. નહી. ૧૬ આ. નાભા કમલિ; મહિમાય-જા. માહિ; હિં ઉપનો આ. ઉપના; તવન-જા. ખ. સ્તવન. વિસ્તરિ હિ. વિસ્તરઇ; સંતોષ્યા-હિ. સંતોક્ષા. ૧૭ બધી પ્રતોમાં રિષિ સુર, અસુર, એમ છે, પણ તેથી માપ વધે છે અને 'રિષિ' નરમાં આવી જાય છે માટે તે કાઢી નાંખ્યો છે. આ. ચઉદ; સરજ્યા-હિ. સજ્યા આ. વિકલપ, જા. વિકલ્પના ખ. મં. કલપ્યાં; યથા૦-અં. યથાવાસના વિલસિત ધર્મ ૧૮ તણી-કા. કેરી; સર્ગાધાર-આ. જા. ખ. ગર્ભાધાન, મં. ગર્ભધ્યાન; શાપ-આ. શાપિ;

ગર્ભાધાર સબલ અસુરાક્ષ બાંધવ હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ.
મુનિવર શાપકારણ તેહ, વૈકુંઠનાથનુ અનુગ્રહ એહ. ૧૯

પૂર્વછાયુ

સબલપણું હિરણ્યાક્ષનૂં વારાહશૂં સંગ્રામ,
તતક્ષણિં તેહનુ વધ કરયુ દેવ તવઇ શ્રીસ્વામિ. ૨૦

## કપિલનો દેવહૂતિને બોધ

કારણ સૃષ્ટિ તણું કહ્યું કર્દમ તપ વન માંહિ,
પુત્રકામ વર પામિયુ દેવહૂતિ વિવાહ. ૨૧
વિચિત્ર ભોગ, કપિલજનમ, વિષ્ણુભગતિવિસ્તાર,
કથા તત્વ ચુવીસની પ્રકૃતિ–પુરુષ–વિચાર. ૨૨
અવિચલ પદ-પ્રાપતિ તણુ અછઇ અનુક્રમ યેહ,
કપિલ કહિ માતા પ્રતિ બોલિસ સાધન તેહ: ૨૩

### કર્મયોગ

ચૂપૈ

પ્રથમ પુરષ નઇ શ્રદ્ધા સાર, વરણ ધર્મ જાણઇ આચાર,
કામ તણી વાસના નવિ કરઇ, નૈમિત્તિક નિત્ય કર્મ આચરઇ. ૨૪
સેવઇ ચરણ સદા શ્રીરામ, જિહ્વા થિકૂં ન મૂકઇ નામ,
શ્રીપતિ સેવક જન આધાર, ટાલઇ દોષ તણા સંસાર. ૨૫
હિંસા ન કરઇ કેરી ભૂત, બાહિરિ રાગ, માહિ અવધૂત,
મુગતિ પામિવા ઉપરિ મુદા, નિત્યાનિત્ય વિચારઇ સદા. ૨૬

૨૦ કરયુ–**મં**. કરયો, **હિ**. કરુ; **હિ**. સ્તુવઇ, **મં**. સ્તવ્યા, **જા**. **ખ**. સ્તુતિ; **ખ**. સ્વાગ્ય. **૨૨** વિસ્તાર–**મં**. મહિમાય. **૨૩** બોલિસ–**જા**. બોલેસ. **૨૪** જાણઇ–**જા**. જાણિઇ. આચાર–**ખ** વીચાર; વાસના–**કા**. વાંછા; **૨૫** જિહ્વા૦–**કા**. જિહ્વા અગ્ર વસે હરિ નામ; થિકૂ–**મં**. થકી, **૨૬ જા**. **આ**. અવિધૂત; **આ**. **હિ**. પામવા; નિત્યાનિત્ય–**કા**. નેતિ નેતિ.

ક્ષુધા, તૃષા, નિદ્રા, ભય, વ્યાધિ, જનમ, જરા, મૃતિ, દુઃખ અસમાધિ,
ક્ષણભંગુર વપુ કેરુ અંત, નિત્ય સદોદિત એક અનંત. ૨૭
પુત્ર, મિત્ર, કલત્ર, ધન દેહ, મૂકઇ મમતા તણુ સનેહ,
અધિક લોભ મનસા નવિ ધરઇ, યાવત્ અર્થ પરિગ્રહ-કરઇ. ૨૮
કામ ક્રોધ છાંડઇ મદ રાગ, વિષયાભોગ વિષઇ વૈરાગ્ય,
શમ દમ બ્રહ્મચર્ય સમુદાય, સાધુ પુરુષના પ્રણમઇ પાય. ૨૯

## જ્ઞાનયોગ

શબ્દ તત્ત્વ જાણઇ વિજ્ઞાન, રાગદ્વેષ-વર્જિત અભિમાન,
સર્વભૂત સમ શાન્ત યેહ, સાધુ પુરુષ ભણીજઇ તેહ. ૩૦
પૂછઇ બંધ મોક્ષ વિચાર, વલતૂં કહઇ ગ્રહઇ તે સાર,
ગુરૂનૂં વચન હિતારથ યેહ, વલી અહનિશિ ચિંતવઇ તેહ. ૩૧
નિશ્ચલ ધ્યાન જેણી પરિ થાઇ, માંડઇ તેહ તણુ ઉપાય,
જનનુ કોલાહલ પરહરઇ, સંગતિ કેહિ તણી નવિ કરઇ. ૩૨
લિંગ રહિત ધરઇ જીવવેશ, સેવઇ તીરથ ઉત્તમ દેશ,
પુણ્ય ભૂમિ જિહાં અન સગાલ, તસ્કર, સિંહ, નહી ભય વ્યાલ. ૩૩
સત્ય શૌચ મજ્જન મનિ શાન્તિ, ભિક્ષા ભોજ રહઇ એકાન્તિ,
કૂર્મ અંગ તણી પરિ કરઇ, સવિ ઇન્દ્રી પાછી સંવરઈ. ૩૪

---

૨૭ મં. માં આ કડી ૨૮ મી પછી છે. સદોદિત-જા. સુવેદન; એક-હિ. એ. ૨૮ મિત્ર-હિ. માં નથી, દેહ-આ. અં. યેહ; અધિક-ગુ. અતિશિ, મં. અતિ; ધરઇ-હિ. કરઇ. અર્થ-ખ. માં પડયો છે. ૨૯ આ. છંડઇ; પ્રણમઇ-મં. પૂજઇ. ૩૦ તત્ત્વ-આ. ત્યજઇ; શાંત-યેહ-કા. શાંતિદેહ; મં. ભણીઇ. ૩૧ પૂછઇ-હિ. પૂર્વ; વિચાર-આ. વિસ્તાર; હિ. વલીવલી. ૩૨ થાઈ-આ. થઇ; આ. માંડિ; કેહિ-હિ. કહાં, જા. કેહ; જનનુ-કા. જન્મનો. ૩૩ જીવ-હિ. સિવાય બીજી પ્રતિઓમાં, 'નિત' છે; સગાલ-જા. સુગાલ; સિંહ-મં. રહિત, હિ. હિંસા, કા. વસુધા; પણ તેનો કાંઇ અર્થ જ નથી; ૩૪ હિ. મજ્જન-જા. આ. ખ. મજ્જન. ભોજ સહુમાં 'ભોજન' છે; રહઇ-આ. રહિઇ, આ. રિહિ, જા. રહિ, ખ. પરુકરિ; સંવરઇ-હિ. મં. સાંચરઇ.

આસન રચઇ નિર્જન ઠામિ, અંતર્યામી આતમરામ,
શ્રદ્ધા સહિત ધરઇ નિત ધ્યાન, દેહાદિક તિજઇ અભિમાન. ૩૫
અંતરધ્યાન એણી પરિ ધરઇ, બાહરિ દૃષ્ટિ અર્થ વિસરઇ,
થોડા કાલમાં હઇ આનંદ, પામઇ નિજ પદ પરમાનંદ. ૩૬
રાજયોગ મઇ વર્ણ્યું એહ, પામસિ એકમનુ રહઇ જેહ,
શ્રદ્ધા, ક્ષમા, દયા, દમ, દાન, જે જન ભગત તણુ ભગવાન. ૩૭
જ્ઞાન તણુ બોલ્યુ અભ્યાસ, આચરતાં છૂટઇ ભવપાશ,
ભણતાં ટાલઇ બહુ સંતાપ, સાંભલતાં સવિ નાસઇ પાપ. ૩૮

## ભક્તિયોગના ત્રણ પ્રકાર

પૂર્વછાયુ

ભગતિયોગ ભૂધર તણુ નવ લક્ષણ, ગુણ ત્રિણ.
સાત્વિક, રાજસ, તામસ; ઉત્તમ મધ્યમ હીન. ૩૯

ચૂપૈ

હિંસા કાજિ ભગતિ જે કરઇ, ડંભકપણૂં મન માહ ધરઇ,
મછર સહિત સદા નર યેહ, તામસ ત્રિવિધ ભણીજઇ તેહ. ૪૦

---

૩૫. આસન૦-મં. નો પાઠ છે. રચઇ. હિ. જા. પ્રા. ખ. રૂચિર; ઠામિ-હિ. જા. પ્રા. ખ. ઠામ; નિત-પ્રા. નિરંતર; નિર્જન-હિ. નરંજન, ખ. જા. નિરંજન; તિજઇ-જા. મં. છાંડિ, ખ. ટાલિ. ૩૬ અર્થ-ગુ. અસ્ત્ર; દૃષ્ટિ-ખ. વિષ્ટિ; કાલમાં હઇ-મં. નો પાઠ, બીજી પ્રતિઓમાં 'માંહિ' સંભ્રમથી કરેલું છે. થોડા૦-જા. થોડા કાલ માહિ પામિસિ આનંદ; પામઇ-ખ. પામિ; ખ. પ્રેમાનંદ. ૩૭ વર્ણ્યું-જા. કહીઉ, મં. કહ્યું, ખ. કહી, પ્રા. કહીયુ; પામસિ-જા. પામિસિ, અં. પામેશ, ગુ. પામે, પ્રા. પામેસિ, ખ. પામિ; રહઈ-હિ. ખ. નર, પ્રા. જા. માં નથી. ૩૮ બોલ્યું-ખ. બાંધ્યુ; નાસઇ મં. ત્રુટઇ, ખ. ટાલિ. મં. માં ૩૮ મી પછી ૨૫ મી આપેલી છે. ૩૯ ભગતિ-હિ. ભગત; તામસ-કા. તામસી. ૪૦ કાજિ-મં. મનિ નઇ; કરઇ-ખ. કરિ, જા. કીજઇ; ખ. ધરિ; તામસ-હિ. તમસ; ભણી-જઇ-હિ. મં. ખ. ભણીઇ.

ભોગ પામેવા તણુઇ ઉદ્દેશ, યશકારણિ સેવઇ દેવેશ,
અષ્ટ માહાસિદ્ધિ વાંછઇ યેહ, રાજસ ત્રિવિધ ભણીજઇ તેહ. ૪૧

પાપ નાશિવા કારણિ ભજઇ, વિષ્ણુપ્રીતિ એકમનુ જપઇ,
અકામ વિધિ આચરઇ યેહ, સાત્વિક ત્રિવિધ ભણીજઇ તેહ. ૪૨

અહનિશિ રિદય વસઇ ગોવિંદ, અંતરયામી પરમાનંદ,
ભગતિ અનન્ય ભજઇ નર જેહ, નિરગુણ ભગત ભણીજઇ તેહ. ૪૩

પુણ્યઇ પામીજઇ સુરલોક, પાપપ્રભાવિ નરક, બહૂ શોક;
બિહૂ મિશ્ર વસઇ નર યદા, માનુષી યોનિ પામઇ તદા. ૪૪

અતિ ઘણુ દુર્લભ માનુષ દેહ, ભવસાગરનૂં વાહન એહ,
હરિગુણ સુવાય પ્રેરિત યેહ, નરહરિ નિજ આતમા તેહ. ૪૫

ભણઇ મૈત્રેય વિદુર! સૂણિ વાત: એણિ પરિ વિવિધ વચન નિજ માત.
પુત્ર કપિલઇ દીધુ પ્રતિબોધ, કીધુ ઇન્દ્રિય પ્રાણુનિરોધ. ૪૬

---

૪૧ પામેવા—પ્રા. પામિવા, ખ જા. પામવા; તણુઇ—જા. તણુ; ઉદ્દેશ—હિ. મં. અં. ગુ. અં ઉપદેશ. ૪૨ ખ. કારણ્ય; પ્રીતિ—અં, પ્રીત્ય; જપઇ—પ્રા યજઇ, ખ. યજિ. કા. ગુ. મં. માં આ આખી કડી નથી; વિધિ—જા. વિધિ. ૪૩ હિ. નિર્ગુણ; અનન્ય કા. હિતાર્થ, ગુ. અત્યંત. ૪૪ બિહુ—હિ. બહુ, યદા—ખ. યેહ; તદા—ખ. તેહ. ૪૫ સં. અતિ એ, પ્રા. અતિઘણુ; વાહન—જા. વાહણ, અં. વાનર; સુવાય—જા. સવાય, ખ. વાયુ, મં. કા. સેવા, પણ અર્થ ન સમજયાનું પરિણામ છે; પ્રેરિત—મં. પ્રેમ નહિ, હિ. પ્રેરેલ: ( અહીં હિ. માં બાજુએ કોઠામાં ‘સુવાયુ પ્રેરેત’ ને બદલે ‘સણવઇ નહી પ્રિ—’ એટલું લખ્યું છે, પણ તે અસંગત છે.) નરહરિ°—આ પાદ સંબંધમાં પ્રતિપ્રતિમાં ફેર છે, ઉપર ગુ. નો પાઠ સંગત લાગવાથી લીધો છે; હિ. તેરઇ નહી તે આતમા—તેહ, પ્રા. તરઈ નહી આતમા તેહ, જા. નર નહી આતમા તેહ, ખ. સહિવિ પાર પામિ નર તેહ, કા. તરવા ઉપર આત્મા તેહ, અં. તરે નહિ આતમા તેહ, મં. નરહુ હઇ આતમહા તેહ. ૪૬ પ્રતિબોધ—પ્રા પ્રબોધ; ઇન્દ્રિય—કા. ઇન્દ્રે, આ અર્થ ન સમજાયાનું પરિણામ છે.

સિદ્ધક્ષેત્ર ઉત્તમ ભુવિ માહિ, સાનિધ્ય શ્રીસરસ્વતીપ્રવાહ,
બિન્દુ સરોવરિ બઇઠા ધ્યાનિ, દેવહૂતિ પામ્યાં નિજ જ્ઞાન. ૪૭
ભીમ ભણઇ ત્રીજઇ તેત્રીસ, રુપક આઠ નઇ ચ્યાલીશ,
લીલા પ્રથમ સર્ગ વિસ્તાર, પાયુ એક, કલા થઇ ચ્યારિ. ૪૮

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા સોલકલા મધ્યે
ચતુર્થી કલા સમાપ્ત ॥

---

## કલા ૫ મી

### ચતુર્થ સ્કંધ

### પાયો બીજો-વિરાગ; ચાર કલા-
### ચતુર્થ, પંચમ, ષષ્ટમ અને સપ્તમ સ્કંધ

પૂર્વછાયુ

આખ્યાન ચ્યારિ ચુથઇ અછઇ, ભૂધર ભગત-આધીન,
સ્ત્રી ગૌરી, બાલક ધ્રુવ, પ્રથુ રાજા, પ્રાચીન. ૧

### દક્ષ પ્રજાપતિનો યજ્ઞ અને સતીદહન

અન્વય મનુ રાજા તણુ, દક્ષપુત્રી-વિવાહ,
યાગ પ્રજાપતિ તણઇ કીધુ અતિ ઉછાહ. ૨

---

૪૭ પ્રવાહ-પ્રા. ખ. પ્રવાહિ; જા. ખ. બિઠા. ૪૮ લીલા૦-પ્રા. માં આ પંક્તિ પડેલી છે; પાયુ-મં પાઇઓ. ઇતિશ્રી-હિ. માં 'વિષ્ણુદાસ' અને "હરિલીલા" એ શબ્દો નથી; પ્રા. જા. ખ. માં ત્રીજી કલા પ્રમાણે. મં. ઇતિશ્રી હરિલીલામાં ભીમવિરચિતે ક્લાગ્રંથે ભાગવતે તૃતીયો સ્કંધે ચતુર્થી કલા પરિપૂર્ણા ॥ સંખ્યા ॥ ચુપૈ ૪૩ ॥ પૂર્વછાયુ ૬ ॥ એવં સંખ્યા ૪૮ ॥ ( ઉપર મં. માં ૪૩ ચુપૈ લખ્યું છે, પણ ૪૨ જોઇએ )

કલા ૫ મી.

૧ અછઇ-જા. છઇ, ખ. છિ; પ્રા. ભગતાધિન, ખ. ભકતાધીન; સ્ત્રી-જા. શ્રીગવરી, પ્રા. ખ. સ્ત્રીય ગૌરી. ૨ અન્વય-મં. અનુક્રમ; મનુ રાજા-હિ. પ્રા. જા. ખ. મુનિકન્યા, કા. મુક્તિકથા, પણ તે અર્થ ન સમજાયાનું પરિણામ; તણઇ-કા. તણો.

શિવ બઇઠા ઊઠા નહી, દક્ષ કોપ મન માંહિ,
શાપ ભૃગુ નંદી તણુ દીધુ માંહોમાંહિ. ૩

ચૂપે

દક્ષ મહા પશુ માંડયુ યાગ, રુદ્ર તણુ નવિ કીધુ ભાગ:
યજ્ઞનિ પુરૂષ વિણુ હુઉ અણુાહ, જાણે વર પાખઇ વિવાહ. ૪
સતી ભણુઇ: "શંકર ! અવધારિ, માંડયુ યાગ પિતાગૃહ દ્વારિ,
"માહરા મન માહિ હર્ષ અપારિ મિલવા સખી, કુટુંબપરિવાર." ૫
શંકર ભણુઇ: "સતી ! સૂણિ સહી અણુતેડયાં જાએવૂં નહી,
"ગયણ પછઇ કોઇ ન દેઇ માન, મરણુ સરીખુ તે ઉપમાન." ૬
વલિ વલિ માન જ માગઇ સતી, કર જોડી કરઇ વિનતિ;
અતિ ધણૂં રલીઆતિ જ થાઈ, અણુતેડયાં પીહરિ જાઈ. ૭
ઈશ ભણુઇ: "ઉમયા ! સૂણિ વાત, દક્ષ અદક્ષ તમ્હારુ તાત,
"ધન તન યૌવન ગર્વ અપારિ, જાણુઇ નહી વિવેકવિચાર." ૮
અનેક પરિ શીખામણુ કહી, વારંતાં ઉમયા નવિ રહી;
રોષ-ભરિત મન માહિ થઇ, વૃષભિ ચઢી નઇં પીહરિ ગઇ. ૯
ઉમયા આવી નવિ સાંસહી, માઇ બાપિ બોલાવી નહીં,
સ્વજન કુટુંબ કોઇ ન દેઇ માન, યમ 'નિજ દેશ રહિત રાજાન.' ૧૦

---

૩ શિવ-હિ. પ્રા. શવ. ૪ માંડયુ-પ્રા. મંડયુ; હિ. હોઉ; અવિણાહ-કા. ઉણાહ; ખ. ઉછાહ; હિ. માં 'અગાહ' હતું તેમાં 'વિ' ઉમેરી કોઇએ 'અવિણાહ' કીધું છે. ૫ હર્ષ-જા. ખ. પ્રા. હરિષ; સખી હિ. સતી મં. સવી, જા સરસી. ૬ ગયણ; જા. ખ. પ્રા. મં. ગયા; પછઇ-ગુ. પૂઠી, દેઇ-ખ. દિજુ; ઉપમાન-ગુ. જા. ખ. કા. મં. અપમાન. ૭. કરઇ-પ્રા. કરૂં; અતિધણૂં-ગુ. અતિધણી, પ્રા. કા. અતિધણુ; મં. જા. થાઇ, હિ. થાઇઇ, કા. ખ. અં. થાય; અણુતેડયાં૦-કા. પિહેર જાવાની મતિ થઇ; પીહરિ૦-ખ. જુ પીહરુ જાય. ૮ તન-ધન-મં. ઉન્નત. ૯ ખ. પીહરુ; ખ. નિ. ૧૦ નવિ સાંસહી-ખ. નવ સાંસઇ. મં. મંડપિ રહી, કા. સાંભળી સહી; ગુ. માય બાપ; યમ-પ્રા. જિમ. નિજ૦-મં. આગન્યાભંગ રાજન, કા. માં આ પાદ ૧૧મીના પહેલા પાદ તરીકે છે અને તેને બદલે ૧૧ મીનું બીજું પાદ મૂકાયલું છે.

ઉમયા દીઠૂં તે ઉપમાન, દક્ષ તણુઇ ધરિ વિપરીત સાન,
સતી ભણુઇ: "સાંભલિ હો તાત ! શિવ વિણુ અશિવ કરઇ ઉતપાત. ૧૧
"વિદ્યા, તપ, વપુ. વય, કુલ, વિત્ત, સંત તણિ ધરિ હુઇ નિત્ય;
"અસંત તણિં ધરિ આવઇ યદા વિપરીતિ ફલ તે પામિ તદા. ૧૨
"તુજ ઉતપાદિત માહરુ દેહ, કુછિત અન્ન જમ છાંડિશિ એહ.
"દુર્જન સંગતિ કેરુ દોષ, તનુત્યાગિ થાઇ નિર્દોષ." ૧૩
બઇઠાં આસન ઉત્તર દિશાઇ, પ્રાણુ ઉપાન બિહૂ આકસઇ,
યોગિ અગનિ ઉપાયુ બહુ, વપુપંજર પ્રજાલ્યૂં સહૂ. ૧૪
વરત્યુ હાહાકાર અપાર, શંકરસેવક કરતા મારિ,
ઉઠયા ક્રોધ ધરી નઇ યેહ, ભૃગુકૃત્યા ગણુ જિતા તેહ. ૧૫
તેતલઇ વાત ગઇ કૈલાશ, કોપઇ રુદ્ર કરઇ નિશ્વાસ,
ત્રોડઇ જટા સંતાપ શરીર, વીરભદ્ર ઉપાયુ વીર. ૧૬
દીધૂં આયસ, ચાલ્યુ તેહ અનેક ગણુ સંઘાતિ લેય;
ક્રોધ કરી વિધ્વંસ્યુ યાગ, સાથા સુર યે લેતા ભાગ. ૧૭

૧૧ ઉપમાન-મં. અપમાન; ખ. સાંભલ; શિવ-હિ. શવ; અશિવ-ખ. અવશ, હિ. અશવ, મં. હારઇ હૂં; કરઇ-જા. કરયોસ, આ. કરીસ, ખ. કરેશ, મં. કરું. ૧૨ એ-કા. જે; યદા હિ. આ. જા. જિહાં; તે પામિ; હિ. જા. આ. આપઇ. તદા જા. હિ. તિહાં. ૧૩ તુજ-ખ. મુઝ; કા. ઉત્પન્ન. ખ. તાહારુ; અન્ન જિમ-ગુ. જન્મ; છાંડિશિ. આ. ખ. છાંડિસુ, જા. છાંડયુસ, મં, છાંડઇ, કા. છાંડે, અં. છાંડશે; ત્યાગિ-કા, ત્યજે, મં. ત્યાજિ. આ. ત્યાગ; થાઇ-આ. માં પાછળથી 'કરુ' સુધાર્યું છે. તનુ૦-ખ. આવિ મરણુ અથવા બહુ શોક. ૧૪ આ. આસનિ, ખ. આસન્ય; આ. ઉત્તમ; ઉપાન-હિ. ઉપાસન, કા. અં. અપાન; યોગિ-મં. વેગિ. અગનિ-હિ. અગતિ, પણુ તે 'ન' 'ત' ના મરોડની ભૂલ હશે, કા. અનલ, આ. અનિલ, અં. યુક્તિ; પંજર કા. વજ; કા. પ્રજ્વાલ્યુ. ૧૫ ખ. કરંતા; ખ. ઉઠયો; ધરી-આ. કરી; ધરી નઇ-મં. કરંતા; કા. ભ્રગુકૃત્યા ગણે જીતી તેહ. ૧૬ તેતલઇ-જા. મં. અ. વેગઇ; મં. સંતાપિ. ૧૭ દીધૂં આયસ-કા. દીધી આજ્ઞા, અં. દીધુ આયુષ્ય; કરી-જા. વરી, અં. મં. ધરી.

એક તણુ ઉપાડયુ કુંચ, એક તણી લૂંછી બિહૂ મૂછ,
એકનૂં વાંકૂં કીધૂં વયણુ, એક તણાં કાઢયાં બિહૂ નયણુ. ૧૮

એકનૂં હૃદયકમલ ભેદિયૂં, દક્ષ તણૂં મસ્તક છેદિયૂં,
એકના ફૂટી પાડયા દાંત, જાણ્યૂં એ કરશિ કલ્પાંત. ૧૯

બ્રહ્મા પુહુતા ગિરિ કૈલાશ, શિવ સંતોષ્યા લીલ વિલાસ;
વેગિ આવ્યા, વારયા તેહ, દક્ષ તણુ જીવાડયુ દેહ. ૨૦

હરિ આવ્યા પરિપૂરણુ યાગ, રુદ્ર તણુ કીધુ નિજ ભાગ,
સસરા જમાઇનુ ક્રોધ, ટાલુ માહોમાહિ વિરોધ. ૨૧

## ધ્રુવચરિત્ર

### પૂર્વછાયુ

ઉત્તાનપાદ રાજા તણુ પુત્ર ભણીજઇ જેહ,
પિતા સિંહાસન કનકમઇ ખોલઇ બઇઠુ તેહ. ૨૨

દીઠૂં માતા મંત્રીઇ પુત્ર લડાવઇ બાપ,
મર્મવચન વિનતા કહઇ, મન માહિ પરિતાપ. ૨૩

ભાગ્યહીન નારી તણુ પુત્ર ઘટઇ નવિ રાજ,
આહરી કૂખઇ અવતરઇ તુ તૂં પામઇ આજ. ૨૪

### ચપૈ

ઉઠયુ પુત્ર ક્રોધ મનિ ધરી, માતાનઇ પ્રદક્ષિણા કરી,
ચાલ્યુ વનિ સેવઇ દેવેશ, નારદઇ દીધુ નિજ ઉપદેશ. ૨૫

---

૧૮ વયણુ-કા. વદન; એક તણાં-હિ. એકનાં. ૨૦ હિ. શાવ; કૈલાશ-જા. કૈલાસિ; ખ. આવી; વારયા-જા. વારયું. ૨૧ હર હિ. હરિ; નિજ-હિ. નજુ; સસરા-આ સુસરા; તણુ-કા. કેરો. ૨૨ સિંહાસન-ખ. સંધાતિ, આ. સિંધાસન; ગુ. આશન; કનકમઇ-મં. હેમમઇ. ૨૩ મંત્રીઇ-કા. મંત્રીએ, વિનતા-હિ. મમતા; કહઇ-ખ. કિહિ. ૨૪ આજ-જા. આં. ગુ. કા. રાજ. ૨૫ ઉઠયુ-આ. આવ્યુ.

ક્ષુધા, તૃષ્ણા, નિદ્રા પરહરિ, એકમનુ આરાધઇ હરિ,
પ્રસન્ન હુઆ સ્વામી ભગવાન, અવિચલ પદ આપ્યૂં વરદાન. ૨૬
વલિ વિષ્ણુ આપઇ વર એહઃ " અણુવાંછિત રિદ્ધિ ધરિ જેહ,
ભોગાવ ભોગ કહઇ જગદીશ, વરસ રાજ સહસ્ર છત્રીશ." ૨૭
પુત્ર આવીયુ પાછુ વલી, વધામણી પિતા સાભલી,
આપ્યા કનક-રત્ન-ભંડાર, ઘરિં ઘરિ ઉત્સવ મંગલ ચ્યારી. ૨૮
પિતા તણી અનુજ્ઞા કરી, પાલ્યૂં રાજ સંતોષ્યા હરિ,
અંતકાલિ વનિ છાંડયુ દેહ, અવિચલ ધ્રુવપદ પામ્યુ તેહ. ૨૯
ગૃહ, નક્ષત્ર, તારા, મુનિ જંન, જેહ પાષલિ ફિરઇ અનુદિન્ન,
વિષ્ણુભગતિ કેરુ મહિમાય, પરતક્ષ પેખુ ધ્રુવ સય, ૩૦

## વેન અને પ્રથુરાજાનાં ચરિત્ર

અંગ તણુ સુત રાજા વેણ, યોગ-વિભાગ લોપિયા તેણ,
પ્રજાપીડાનુ સંતાપ, વિપ્ર તણુ તે પામ્યુ શાપ. ૩૧
મુનિવર મથિયા તેહના બાહુ, વિષ્ણુકલા સંભવઇ તેહ માહિ,
પ્રથુ ઊપન્નુ, હરખ્યા સહૂ, તવન કરઇ બંદીજન બહૂ. ૩૨

---

૨૬ પરહરિ-ખ. વીસારી; જા. ખ. આરાધિ; હિ. હોઆ. ૨૭ રિદ્ધિ હિ. જા. પ્રા. દિતા; ભોગવિ૦-હિ. માં આ પાદ લખવું રહી ગયું છે; ભોગવિ-અં. ભોગવ, ખ. ભોગવ્ય, ગુ. ભોગવે; રાજ-જા. પ્રા. રાજ્ય. ૨૮ જા. પિતા-કા. તાતે; આપ્યા-જા. આપઇ; ઉત્સવ-ગુ. હોઆ; ચ્યારિ-કા. સાર,. પણ અર્થ ન સમજાયાનું પરિણામ છે. ૨૯ પાલ્યૂં-જા. પાલઇ; ખ. અંતકાલ્ય; ખ. વન્ય. ૩૦ જેહ-પ્રા. ખ. તેહ; જન્ન-હિ. જમ; ફિરઇ-પ્રા. ૫િરઇ, જા. ફિરિઇ, ખ. ફ્રિ; વિષ્ણુભગતિ-પ્રા. વિષ્ણુભગત, જા. વિષ્ણુભક્ત, ખ. વિષ્ણુભક્તિ; પ્રા. પરતક્ષિઇ; ખ. પ્રતષિ; પેખુ-કા. અં. પેખ્યો. ૩૨ પીડાનુ-જા. પીડવાનુ, ગુ. પીડયાનુ; ખ. માં આ કડી પડી છે. ૩૨ ખ. માં આની પહેલાં "અરાજક પામ્યા વિષાદ, ઉરમથ્યા ઉપના નિષાદ" એ પંકિત છે. કથાક્રમ જોતાં આ પંક્તિ જરૂરની છે, પણ ખ. સિવાયની કોઇ પ્રતિમાં સાંપડતી નથી. મુનિવર હિ. શ્રીમનિ. કરઇ-પ્રા. વાઇ.

અન્ન મેદિની મૂકઇ નહી, તે ઉપરિ કોપિયુ સહી,
વેગિં કીધૂં ધનુષસંધાન, ભીતા ધરા તવઇ રાજાન. ૩૩
મુનિવર સુરનર સનમુખ હૂઆ, કિન્નર નાગ વછ જૂજૂઆ,
ધરા વિલોલી જાણે દધિ, પાત્રભેદ, નાના ઔષધિ. ૩૪
અશ્વમેધ આરંભુ નરેન્દ્ર, સમ્યક્ હારિ મનાવ્યુ ઇન્દ્ર,
વેગિં આવ્યા શ્રીભગવાન, પ્રસન્ન હુઆ, આપ્યૂં વરદાન. ૩૫
એકમનુ સમરઇ દેવેશ, પ્રજા નઇ દીધુ ઉપદેશ,
પાલિ રાજ વિવેક વિચાર, આવ્યુ મુનિવર સનતકુમાર. ૩૬
તેહનઇ દીધુ બહુત પસાય, સુણી વચન વનિ ચાલ્યુ રાય,
અહનિશિ અંતરયામી ધ્યાન, પૃથુરાજા પામ્યુ નિજ સ્થાન. ૩૭

## પ્રચેતસ રાજાનો વૃત્તાન્ત

પૂર્વછાયુ

પુત્ર પ્રાચીન રાય તણા, પ્રચેતસ તપ ધ્યાન,
નારદવચનિ પામિયા, રુદ્ર–ગીત વરદાન. ૩૮

પિતા વૃદ્ધ બહુ કર્મજડ, પામઇ નહી પ્રબોધ,
રાજાના હિત–કારણિ, નારદ કહિ નિબોધઃ ૩૯

૩૩ મૂકઇ–મં. પૂરઇ; ખ. ઉપિરિ; તવઇ–જા. ખ. સ્તવઇ; ભીતા–ગુ. બીહતી. ૩૪ હિ. હૌઆ; વછ–મં. કછપ; વિલોલી જા. પ્રા. મં. વિરોલી, જા. ભેદઇ; દધિ. કા. સુરભી. ૩૫ ખ. આરંભિ; હારિ–જા. પરિ. ૩૬ સમરઇ–જા. પ્રા.. સેવઇ, જા. સેવે; ખ. એકમના; આવ્યુ–જા. જા. પ્રા. આવ્યા. ૩૭ દીધુ–જા. કીધુ; ચાલ્યુ જા. ચાલ્યા; પસાય–જા. પસાઉ; પ્રથુ૦–કા. રુદ્રગીત પામ્યા વરદાન; પણ ખરી રીતે તે કડી ૩૮ નું છેલ્લું પાદ છે. ૩૮ આ કડી કા. માં નથી; જા. પ્રા. રાજા; જા. તણૂં; પ્રચેતસ૦–હિ. પ્રવાત સત પ્રધાન; તપ ધ્યાન–મં. નિરધાર; વચનિ–જા. વચને; પામિયા; મં. પામીઉ. જા. રુદ્રગીત આપૂં. ૩૯ રાજાના–જા. માં આ પંક્તિ પડેલી છે; કહિ–મં. નિરધાર; નિબોધ–કા. નિજબોધ.

" જે પશૂ તઈં મારિયાં, નિર્દયપણઇ નરેંદ્ર !
" તે પડખઇ તુઝ આવતાં, ઊભૂં તેહનૂં વૃન્દ. ૪૦

" અંતરષિ આવી રહ્યાં, લોહડા કેરાં શૃંગ,
" કટકા સહસ્ર વિદારશૂં વઇરી કેરું અંગ." ૪૧

તેહ દેખીનઇ બીહનુ, રાજા વિસ્મયમાન,
કથા મિશિ નારદ કહઇ અધ્યાત્મક આખ્યાન. ૪૨

## અધ્યાત્મ આખ્યાન-પુરંજન વૃત્તાન્ત

### ચૂપૈ

રાજા એક પુરંજન નામ, નિજ અંતઃપુર તેહનૂં ઠામ,
મનવેગી હય ચઢિયુ તેહ, શંબલ કોશ સંઘાતિ એહ. ૪૩

સમ્યક્ સ્વર્ગ લોક વિશાલ, અનેકિ પરિ જોયૂં પાતાલ,
અધ ક્ષણુ એક ન આવઇ શાન્તિ, મૃત લોક જોવાની ખાંતિ. ૪૪

ચાલ્યુ સપ્તદ્વીપ અણુસરી, વિવિધ વેલાઉલ પાટણુ પુરી,
ફેરયુ લક્ષ ચુરાસી ગ્રામ, પામઇ નહી કિહાં વિશ્રામ. ૪૫

હિમાચલનિ દક્ષણુ દિશિ, પુરી એક અનોપમ વસઇ,
નવ બારી, નગરી વિસ્તાર, ગુખ, જાલિઆં, વિસમા માર. ૪૬

પાખલિ સપત ધાત પ્રાકાર, ઓઠ કોડિ કોશીસાં સાર,
બુહુતિરિ કોઠા વિષયા વંન, નિર્મલ નદી વહિ અનુદિન. ૪૭

---

૪૦ ઉભૂં૦-હિ. માં આ પાદ ઘસાયું છે; ઉભૂં૦ કા. ખ. ઉભાં તેહનાં વૃંદ. ૪૧ અંતરષિ૦-હિ. માં આ પાદ ઘસાયું છે; વિદારશૂં-જા. વલૂરસૂ, કા. વિદારવા. ૪૨ જા. કિહિ. માન-કા. ગુ. આં. મન. ૪૩ એહ-જા. ગુ. લેય; શંબલ૦-કા. સબલ લોક સંઘાતે લેય-અર્થ ન સમજાયાનું પરિણામ છે. ૪૪ સ્વર્ગ-હિ. સર્ગ; જા. પરું; મૃત-જા. ખ. આં. આ. મૃત્યુ. ૪૫ પુરી-ખ. ફરી; ફેરયુ-જા. ખ. ફરુ, આ. ફિરયુ. ૪૬ માર-કા. માલ; વિસમા માર ગુ. વિષમ ન પાર. ૪૭ વહિ-ખ. વિહિ.

એક અધોમુખ નરક દૂઆર, રક્ષપાલ તિહાં મૃત્ય તલાર,
પૂરવ પોલિ વસઇ વાગીશ, છાજાં શ્વેત તિહાં બત્રીશ. ૪૮
નાના રસ સુગંધ મહિમાય, ચમર ઢલઇ, નિત્ય વ્યંજઇ વાય,
દુઇ દીવટિયા દીવી ધરઇ, હસ્તી પાયદલ રક્ષા કરઇ. ૪૯
ચ્યારિ પદારથિ પૂરયા તેહ, સકલ પુરી માહી ઉત્તમ એહ,
મસ્તક પંચ એક પરધાન, સવકેહનઇ આપઇ સનમાન. ૫૦
હાટ પીઠ ચુવટાં અપાર, મઢ, મંદિર નહિ લાભઇ પાર,
વિચિત્ર મોટુ એક અવાસ, સોલ ખણુ ઉંચુ આકાશ. ૫૧
સકલ સુલક્ષણુ તેહ મઝારિ, વસઇ એક ગુણવંતી નારિ,
સહિત સખી દશ સોહિત રુપ તેહ દેખી મનિ રંજ્યુ ભૂપ. ૫૨
રાજા ભણઇ ભામિની વાતઃ "કહનઇ કવણ તહ્મારુ તાત,
"મુઝ સરિષુ સમરથ ભરથાર, બીજુ નહીં ઇણિ સંસારિ." ૫૩
વનિતા કહીઃ "રાય અવધાર; ઉત્તમ ધરિ માહરુ અવતાર,
"મઝ સમવડિ વાંછૂં ભરથાર, તાહરઇ દરશનિ હરખ અપાર." ૫૪

પૂર્વછાયુ

માહોમાહિ સમઇ કરયુ નરનારી સંયોગ,
રાજા મોહ્યુ કામિની વિલસઇ નાના ભોગ. ૫૫

---

૪૮ એક૦–મં. એક ઊર્ધ્વ મુખ નગર દ્વાર; દૂઆર...તિહાં–હિ. માં નથી; તલાર–કા. તલહાર, ખ. પોલ; જા. માં લહીયાની ભૂલથી ત્રીજા પાદનો અંતિમ ભાગ બેવડાયો છે; બત્રીશ–મં. છત્રીસ. ૪૯ નિત્ય-હિ. માં નથી; વ્યંજઇ–જા. વીજણુઇ; દુઇ–જા. બિહુ, મં. દીપ. ૫૦ પૂરયા–જા. પરિત, ખ. પૂરિ, પ્રા. પૂરઇ; કેહનઇ–ભા. કિહિનિ; સનમાન–મં. સમમાન; ભા. માં આ કડી ૫૧ મી પછી છે. ૫૧ ચુવટાં–પ્રા. ચહુટાં; મઢ–જા. મઠ; હિ. સોલષણું, જા. સોલખુણા, ભા. સોલ ગુષ, પ્રા. સોલક્ષણુ, કા. સોળ ખુણા. ૫૨ સોહિત. પ્રા. સોહઇ, જા. ભા. સોહિ; જા. રંગ્યુ, અં રંજા. ૫૩ ખ. કિહિનુ; જા. કમણુ; મઝ૦–હિ. માં આ પંક્તિ પડેલી છે; સમરથ–ગુ. પ્રા. સમવડિ; ભા. સંસારુ. ૫૪ વનિતા૦–હિ. માં આ પાદ પડેલું છે; ખ. રાઉ; ખ. અવધારુ; ભા. સમોવડિ. ૫૫ સમઇ–પ્રા. ગુ. મ. સમય, ભા. સમિ; કામિની–પ્રા. ભાગ્યની.

ચૂપૈ

માણિક, કનક, રત્ન ભંડાર, વઇરી સહૂ મનાવ્યા હારિ,
અનાહત વાજઇ નીસાણુ, ત્રિહુ લોકી વરતાવઇ આણુ. ૫૬
એક વાર મૃગયા વનિ ગયુ, પ્રહર બિહુ પાછુ આવીયુ,
રાણી કરઇ વિનતિ રાયઃ "તહ્મ વિણુ ઘડી વરસમઇ થાઇ." ૫૭
ક્રીડા કરઇ રાત્રિદિન બેહ, એકઇ ભાવિ માન્યુ દેહ,
સમ્યક્ વિનતા જિતુ સ્નેહ, જિમ કહિ, કરઇ તિમ તેહ. ૫૮
સંતતિ બેટાબેટી બહુ, અવલી સવલી હીંડઇ વહૂ,
જમાઇ દૌહિત્ર અપારિ, તેહ તણુ વાધ્યુ પરિવાર. ૫૯
અનેક દિવસ ગયા તે વહી, મરણદુઃખ વિસરિયૂં સહી,
કાલસીચાણુ દેષઇ નહી, નિજ મંદિર બઇઠી સુખહી. ૬૦
કામ, ક્રોધ, મચ્છર, અહંકાર, પુણ્ય તણુ વિસરયુ વિચાર,
સબલપણુઇ વઇરી લોપિયા, અવસરિ આવઇ તે કોપિયા. ૬૧
કાલ તણી કન્યા રાક્ષસી, દલ મેલી આવી ધસમસી,
અઠોત્તરસુ સખી સંઘાતિ નગર માહિ માંડયુ ઉતપાત. ૬૨
ત્રિણી મહા ભડ, પાયક તેર, ગઢ વીંઠિયુ તેણુઇ ચુફેર,
મારી સેનાપતિ સરીસ, યુદ્ધ કરઇ રાઉત એકવીસ. ૬૩
તતક્ષણુ સવકિહિનાં બલ હરયાં, કોટ કાંગરા જર્જર કરયા
પોલિ તણાં છાજાં પાડિયાં, ગુખ જાલીયાં ઊજાડિયાં. ૬૪

---

૫૬ જા. ખ. આ. ભંડારિ; હિ. મનવ્યા; ખ. ત્રુહુ. ૫૭ કરઇ ખ. કિહિ, જા. ભણઇ; વરસમઇ-કા. વરસસો, હિ. વરસાં, ગુ. વરસાસ, ખ. વરસાસુ. ૫૮ હિ. બિહુ; જિતુ-આ. જીવતુ; માન્યુ-જા. પાંચ્યુ; મં. આ કડી નથી. ૫૯ સંતતિ-આ. સંપતિ, ખ. સંતત્ય; હીંડઇ-આ. હીંડી; વાધ્યુ૦-મં. નવિ લાભઇ પાર. ૬૦ નિજ૦-કા. મંદિર બેઠો નિર્ભય થઇ; બઇઠી૦-મં. બિઠાં સુખ થઇ. ૬૧ અહંકાર-ખ. અપાર; તણુ-ખ. સવિ; ખ. અવસરુ; કાંપીઆ; વિસરયુ-હિ. વિસારયુ, જા. વિસરૂ, ખ. વીસરાં; મં. માં આ કડી નથી. ૬૨ અઠોતરસુ-જા. અઠોતર સરસી, કા. અઠ્ઠોતર શત, આં. સો. ૬૩ જા. વીઢુ; સરીસ-જા. સરીસુ, રાઉત એકવીસ-જા; પાયક ચુવીસ. ૬૪ હિ. જા. સવકિહિનાં, આ. એકકનાં; હિ. ગોખ.

કંપઇ નગરનિવાસી લોક, રાજાના મન માહિ શોક,
રાણી તણુઇ ઘટિ નહી સાન, તાલોવેલિ કરઇ પ્રધાન. ૬૫

ભેળ્યૂં નગર, લોક લૂટિઇ, સાહામા થાઇ તે કૂટિઇ
મણિમાણિક ધન લીધૂં હરી, નગર બારે વાટે કરી. ૬૬

મરતાં રાય તણુઇ મનિ મોહ, વલ્લભ વિનતા તણુ વિછોહ,
સ્રીય જનમ પામ્યુ તેણુઇ કરી, વિદર્ભ રાજા ઘરિ દીકરી. ૬૭

સુભટ એક મોટુ રાજાન, વિવેક વિચાર ભગત ભગવાન,
તે તેડાવ્યુ દેઇ માન, કન્યા કેરું દીધૂં દાન. ૬૮

પુરુષ તણી પરિચર્યા કરઇ, અહનિશિ વિષ્ણુધ્યાન મનિ ધરઇ.
પતિભગતિ હુઇ નિરદોષ, સાધુસમાગમિ પામી મોક્ષ. ૬૯

વલી એક દેઇ સનમાન, મૃગ તણૂં કહીયૂં આખ્યાન,
રાજા પામ્યુ ઉત્તમ ન્યાન, નારદ પુહુતા નિજ સ્વસ્થાનિ. ૭૦

પ્રાચેતસ તપસિદ્ધિ અપાર, તેહનઇ પુત્ર દક્ષ અવતાર,
અહિનિશિ સેવઇ પુરુષ પુરાણુ, અવિચલ પદ પામ્યુ નિરવાણિ. ૭૧

ભીમ ભણુઇ ચુથઇ વિસર્ગ, ભણુઇ દ્વાર તણૂં અપવર્ગ,
એ કથા માહ્દરઇ મનિ ગમી, પુહુતી પવિત્ર કલા પંચમી, ૭૨

**ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા સોલ કલામાં પંચમી કલા સમાપ્ત**

---

૬૫ ઘટિ-જા. મનઇ; કરઇ. ખ. હરિ રાજાના પરધાન. મં. માં આની પછી ૬૧ મી કડી છે, માત્ર તેનાં પેહેલાં બે પાદ આ પ્રમાણે છે: "ધ્રુ તસ કર યે હીડયામિલ્યા, તે જઇ નઇ તેહો માંહઇ ભલ્યા." ૬૬ લૂટિઇ-ખ. લૂટીઆ; કૂટિઇ-ખ. કા. કુટીયા; સાહમા-જા. આ. મં. સાહામુ. ૬૭ જા. શ્રીજન્મ. ૬૮ ભગત-ખ. ભક્તિ; જા. સનમાન. ૬૯ ખ. જા. વિષ્ણુનુ; હિ. હોઇ. ખ. થાઇ. ૭૦ ખ. પામ્યા; ઉત્તમ ન્યાન-જા. ખ. આત્મજ્ઞાન. ૭૧ હિ. પ્રચેતસ; પ્રચેતસ૦-કા. પ્રચેતા સંત તે શુદ્ધ અપાર; નઇ-ખ. તણુ. ૭૨ ખ. ભણિં; ચુથિ; ભણુઇ- જા. આ. ભણીઇ. ખ. ભણીયિ; દ્વાર-આ. દ્વાદશ; ખ. ઉપવર્ગ; કલા-હિ. કથા. ઇતિશ્રી૦-જા. આ. માં 'વિષ્ણુદાસ ભીમવિરચિતે' એ શબ્દો નથી. ઇતિશ્રી.-ખ. ઇતિશ્રી હરિ ભાગવતે માહા પુરાણે ચતુર્થ સ્કંધે હરિલીલા સોલ કલામાં પંચમી કલા સમાપ્તઃ ।। મં. ચતુર્થસ્કંધે કલા પંચ પરિપૂર્ણ સંખ્યા ચૂપૈ ૬૦ ।। પૂર્વછાયા ૧૨।। એવં ૭૨.

# કલા ૬ ઠ્ઠી

## પંચમ સ્કંધ

### પ્રિયવ્રત રાજાનો વંશવિસ્તાર

પૂર્વછાયુ

પંચમઇ પ્રિયવ્રતનુ વંશવરણુ વિસ્તાર,
મર્યાદા ત્રિભુવન તણી ઓલ્યોસ તેહ વિચાર. ૧

ચૂપૈ

પ્રિયવ્રત રાજા તપ આચરઇ, રાજ તણી ચિંતા નવિ કરઇ,
ગિરિ ગંધમાદન મોઝારિ એકમનુ ભલગિ મુરારિ. ૨
પિતા કહિ નાના ઉપદેશ, ગૃહબંધ નવિ કરઇ નરેશ,
બ્રહ્માનઇ આદેશિ કરી પાલઇ દેશ યથાવિધિ પુરી. ૩
કીધા સાગર દ્વીપ વિવેક, તપ-તીરથ-વ્રત—યાગ અનેક,
વિષ્ણુધ્યાનિ છાંડયુ નિજ દેહ, અવિચલ હરિપદ પામ્યુ તેહ. ૪
અગ્નીધ્ર તેહનુ કુમાર, રાજ કરઇ નવ નિધિ ભંડાર,
તેહ તણુ સુત નાભિ નરેન્દ્ર, પુત્રપણઇ આવ્યા ગોવિંદ. ૫
તેહ તણઇ સુર દેવ્યા નારિ, તેહની કૂખઇ વસઇ મુરારિ,
પુત્રજનમિ આનંદ અપાર, રિષભ દેવ અચ્યુત અવતાર. ૬

---

કલા ૭ ઠ્ઠી

આ. નમઃ શ્રીરામચંદ્રાય, નમઃ શ્રીનારાયણ. ૧ ખ. પ્રિયવ્રત તણી; ઓલ્યોસ-ગુ. ઓલિશિ, આ. ખ. ઓલિસ, જા. ઓલિસઇ. ૨ ગંધમાદન મં. કંદર મહાવન. આ. જા. ખ. મઝારિ; એકમનુ૦-કા. એક મને તે ભજે મોરાર. ૩ ગૃહ૦-કા. ગૃહબંધન નવ કરે પ્રવેશ; બ્રહ્માનઇ—ખ. બ્રાહ્મણનિ; આદેશિ-જા. ઉપદેશઇ; જા. યથાવિધ. ૪ છાંડયુ-આ. છંડયુ; વ્રત-ખ. જા. માં નથી. ૫ જા. ગોવ્યંદ; આવ્યા-આ. જા. ખ. મં. યાચ્યા; પુત્ર૦-કા. સુત માટે યાચ્યા ગોવિંદ. ૬ મં. તિણિ ઘરિ; સુર-અં. મરુ, કા. મેરુ; વસઇ-જા. મં. ખ. વશા, આ. વસ્યા; અચ્યુત—ખ. અંકિત, જા. તણુ.

યાગ, દાન નાનાવિધ ભોગ, જાણુઇ સમ્યક્ આતમ યોગ,
પુત્ર તણી પરિ પાલઇ લોક, દેઇ ઉપદેશ ટાલિયા શોક. ૭
વાસવ–સુતા જયંતી જેહ, રિષભ દેવ ઘરિ નારી તેહ,
શત સંખ્યા તેહનઇ સંતાન, તે માહિ વડુ ભરત અભિધાન. ૮
તે માહિ નવ ખંડ નરેન્દ્ર, ઊર્ધ્વરેતા નવ યોગેન્દ્ર,
એકાશી દ્વિજદીક્ષા વહઇ, તેહનઇ રાજા પ્રબોધ કહઇ. ૯

**ઋષભ દેવને। પુત્રોને ઉપદેશ**

ભુજંગ પ્રયાતિ

અરે સાંભલુ પુત્ર ! સાચુ સંકેત, યે કારણુ બંધનાઈ મોક્ષહેત,
થોડા માહિ કહૂ વિચાર રુડુ, હરિ સત્ય સ્વરૂપ, સંસાર કૂડુ. ૧૦
એહ દુર્લભ માનુષદેહ યોગ, તેણુઇ કાંઇ વાંછુ વિષયાભોગ ?
યે પૂરવ કર્મ તણુઇ પ્રભાવિ, દુઃખની પરિ અણવાંછિત આવઇ. ૧૧
વિષયાસુખ શ્વાન, શૃગાલ, મેષ, ખર, ઊંટ, શૂકર, નર સ્યુ વિશેષ ?
તિહાં ન્યાન અંતર માનુષ દેહ, યે બોધરહિતા નર પશુશા તેહ. ૧૨

**आहारनिद्राभयमैथुनानि सामान्यमेतत्पशुभिर्नराणाम् ।**
**ज्ञानं नराणामधिको विशेषः ज्ञानेन हीनाः पशुभिः समानाः॥**

ભુજંગ પ્રયાતિ

તપસા તણું મૂલ એ દેહ જાણુ, તેણુઇ કાંઇ અહંકાર પ્રમાદ આણુ,
તપ આચરતાં મન શુદ્ધ થાઇ, જિણુઇ માયા મોહ અગન્યાંન જાઇ. ૧૩

---

૮ હિ. વાસ વસતા; અભિધાન- **જા.** સંતાન. ૯ **હિ.** નવ નવ ખંડ; એકાશી –**અં. પ્રા.** એકાદશી, **ગુ.** એકાકી. **ખ.** ભુજંગ, **હિ.** ભુજંગ-પ્રિયાતિ. **૧૦** સાંભલુ,–**પ્રા.** સંભલુ: તે–**જા. ખ.** યેહ; રૂડુ–**ગુ.** રૂડઉ. **૧૧** વાંછુ–**હિ.** વાંછ, **જા.** છાંડુ; વિષયા–**કા.** વિષયને।, **પ્રા. જા.** વિષયાય; **ખ.** માં આ પાદ પડેલું છે; કર્મ- **કા.** પુણ્ય; **મં.** પરભાવિઈ. **૧૨** સુખ–**કા,** સુખ લે; **ખ.**અંતરિ; **પ્રા. ખ. જા.** રહિત; **હિ.** માનુષદેવ; **પ્રા.** માનુખ દેવ; બોધ-**ગુ.** બુદ્ધિ. નર૦-**હિ. જા. ખ.** પથર પુરૂષ દેહ. **૧૩** તપસા–**મં.** તહો તપ; એ દેહ–**મં.** તે એહ; તપ-**મં.** એ; માયા–**મં.** તાપસ; **હિ.** કાંઇ **પ્રમાદ;** કાંઇ **અં.** કરી; **હિ.** શુદ્ધિ.

મમતા, અહંતા, કામ, ક્રોધ, ચેત, મદ, મછર, લોભ, તૃષ્ણા, સમેત,
સ્રીસંગ, સંગીત તણુ જે સનેહ, નાના વિધિ નરકનૂં દ્વાર એહ. ૧૪
સદા સંતસંગતિ ટાલઇ પાપ, નવિ લાગઇ દુષ્ટ સંસારતાપ,
યે એકમનાં કરઇ સાધુસેવા, તે મોક્ષનુ મારગ કહિ દેવા. ૧૫
જેહ ધીર સમચિત, નહી રાગદ્વેષ, કહિઇ નર સંત લક્ષણ એપ,
આદર કરી અણસરુ તેહ ઉપાય, ચાલ્યા ઉપદેશ દેઇ નઇ રાય. ૧૬
હય, કાક, પક્ષી, પશુ વિવિધ લિંગ, ભિક્ષા અજગર તણી રહિત સંગ,
દિગંબર, જડ, મૂક, અવધૂત વેશ, ક્રિયા કંક, બંગાલ, કરણાટ દેશ. ૧૭
તેહનુ અભિપ્રાય કુણઇ ન પાયુ, જિણિ જિશુ દીઠું, તિણિ તિશુ ધ્યાયુ,
છાંડયા નિજ મારગ વેદકર્મ, માંડયા અનેક પાખંડ ધર્મ. ૧૮
મુખ માંહિ, પાષાણુ પર્વત મા હઇ, બઇઠા આસનિ વન તણઇ દાહઇ,
ઇણિ પરિ છાંડયૂં કલેવર એવ, સ્વસ્થાનકિ પુહુતા રિષભ દેવ. ૧૯

## ઋષભદેવના પુત્ર જડભરતનું ચરિત

ચૂપૈ

તેહ તણુ સુત ભરત નરેન્દ્ર, જાણિ કરિ અવતરીયુ ઇન્દ્ર,
પાલઇ રાજ યથાવિધિ કરી, અંતકાલિ મમતા પરહરી. ૨૦

---

૧૪ ક્રોધ–મં. ક્રોધાદિ; સમેત–આં.સમવેત, ખ. સમેવ; સ્રીસંગ–જા. શ્રીસંગ. ૧૫ કહિ–આ. કહિઇ, ખ. કિહિ, ગુ. કહે છે. સંસારતાપ–ખ. ધ. સંસારનુ તાપ, ગુ. સંસારનો તાપ; ગુ. એકમને; ૧૬ કહિઇ–કહીઅઇ; તેહ–મં. હરિ; ચાલ્યા–જા. ચાલ્યુ. ૧૭ પશુ–હિ માં નથી; ખ. આ. વિવિધિ; હય–કા. હૂઆ; જડમૂક–હિ. જડા મૂકઇ; લહીઆનો સમજફેર છે; ક્રિયા–ખ. ક્રિરિ; હિ. કર્ણાટક; તણી રહિત–કા. સમનિરિચ્છ; કંક–કા. કંકણ; આં. અવધૂત સંગ વેસ. ૧૮ કુણઇ–ખ. કિણિ; આ. જિણે; જિશુ. જા. યશુ, ખ. જશુ; છાંડયા–હિ. છાંડી. ૧૯ મુખ–મં. ઝંપિ; માહિ–કા. પાષે; વન–મં. અગનિ; છાંડયૂં–ખ. છાંડયા, ગુ. ત્યજ્યુ; કા. જા. મં. શ્રી ઋષભદેવ. ૨૦ કરિ–આં. પુરી.

મોટૂં તીરથ ઉત્તમ ઠામ, નદી ગણ્ડકી શાલીગ્રામ,
તસ્કર રહિત નિરંજન દેશ, એકમનુ ધ્યાઇ દેવેશ. ૨૧
હરિણી વ્યાધ વિલાગૂં બાણ, નાંખ્યુ ગર્ભ છાંડિવા પ્રાણ;
બાલક પૂરિ તણાણું જાઈ, દયા કરી નઇ લીધૂં રાઇ. ૨૨

રાત્રિદિવસ તે ઉપરિ મોહ, અધ ક્ષણ એક ન સહઇ વિછોહ,
ઇમ કરતાં તેણ પામ્યુ મરણ, તેહનઇ ધ્યાનિ હુઉ હરિણ. ૨૩
સમરઇ મમતા તણુ વિલાસ, એકાકી તે રહઇ ઉદાસ,
નદી ગલ્લકી છાંડયુ દેહ, બ્રાહ્મણઘરિ અવતરીઉ તેહ. ૨૪

પિતા ભણાવઇ સમ્યક સહી, મૂક તણી પરિ બોલઇ નહી;
મૂરખ જાણઇ નહી વિચાર, રાખઇ સાલિ તણા કેદાર. ૨૫
આવ્યા ચોર અંધારી રાત્રિ, કરઇ કાલિકા તણી યાત્ર,
નાઠૂં પશૂ ન લાભઇ યદા, સઘલઇ જોતા હીંડઇ તદા. ૨૬

દેષી અતિ ઘણુ મોટુ દેહ, પશૂ તણી પરિ બાંધુ તેહ,
મજ્જન ભોજન અલંકરયુ, લેઇ કાલિકા આગલિ ધરયુ. ૨૭
દેવીના મન માંહિ તાપ, જાણ્યૂં એ વલગુ સંતાપ,
કાઢયૂં ખાંડૂ રોસિ ભરી, વૃષલ તણાં શિર લીધાં હરી. ૨૮

સિંધુ દેશનુ રહુગણ રાય, કપિલ કહ્નિ નિત ભણવા જાય,
તે જડ બ્રાહ્મણ વેઠિ ધરયુ, લેઇનઇ શિબિકાં જોતરયુ. ૨૯

---

૨૧ એકમનુ–કા. એકમને; ધ્યાઇ–કા. સેવે. ૨૨ પૂરિ–અં. પુઠે; તણાણું–મં. તાણ્યૂં; જા. જાય. ૨૩ હિ. મં. હૌઉ, જા. હઉક. ૨૪ વિલાસ–જા. વિશાલ, મં.વિશ્વાસ; ખ. રહુ, જા. રહિ. ૨૫ મૂરખ–પ્રા. મૂરિખ; વિચાર–અં. વીચારી; કેદાર–ગુ. કયાંય. ૨૬ કાલિકા–ગુ. કાઠેરી; તણી–જા. પ્રા. અં. કેરી; સઘલઇ–જા. ખ. સઘલા. ૨૭ ઘણુ–ગુ. ઘન, જા. ઘણૂં; દેહ–હિ. દેવ; મં. બાંધ્યુ; અલંકરયુ–કા. દેવ–સુંદર કર્યું, ખ. અલંકૃત કરુ; લેઇ૦–ખ. માં આ પાદ પડેલું છે. ૨૮ ખાંડૂં–ખ. ખડગ; હિ. રોસિઇ. ૨૯ કહનઇ–પ્રા. કહિનઇ, ખ. કહનિ; નિત–ખ. તે; વેઠિ–ખ. વશ્ય; કરયુ; ધરયુ. જા. લેઇ.

જાણુઇ નહી તે પાલખી વહી, તેહનઇ રાય શીખામણ કહી.
“મોટુ આમિષપૂરિત દેહ,” મૂર્મ વચન બોલિયાં એહ: ૩૦

“તુઝનઇ વિલગુ પ્રમાદ રોગ, તેહનુ કરું ચિકિત્સા યોગ.”
જાંહ ઉનમત્ત સરીખૂં ભૂત, વલતૂં વચન કહઇ અવધૂત: ૩૧

“મોટુ દેહ વહિ નહી યાન, છાંડિ એહ મિથ્યા અભિમાન,
“એક જોતરિયા, એક સારથી, બીજુ ઇશુ પદારથ નથી. ૩૨

“રાજા-સેવક કેરુ ન્યાય, એ અગન્યાન તણુ મહિમાય,
“કાયા પંચભુતનુ બંધ, મઝનઇ તેહનુ શુ સંબંધ? ૩૩

“તાહરુ ભાર સિંહાસન સહિ, તેહનુ ભાર પાલખી વહિ,
“શિબિકા ભાર વહિ છઇ કંધ, તેહનુ હૃદય, ઉદર, કટિબંધ. ૩૪

“બરિ ઉરુ, જંઘા નઇ ચરણિ, તેહનુ ભાર વહિ છઇ ધરણી,
“પૃથિવી ભાર વહિ નાગેન્દ્ર, મઝનઇ ભાર નથી રાજેન્દ્ર! ૩૫

“સુખ, દુઃખ, શોક, મોહ ઉનમાદ, ક્ષુધા, તૃષા, તૃષ્ણા, પ્રમાદ,
“સ્તુતિ નિંદા, ભય, લજ્જા, હાનિ, એહ શરીર તણા ગુણ જાણિ. ૩૬

“મમતા વિલગી મોટી વ્યાધિ. તેહની પીડા અછઇ અગાધિ.
“જનમ, જરા, મૃત દારુણુ રોગ, તેહનૂં ઔષધ આતમયોગ.” ૩૭

---

૩૦ પૂરિત–હિ. જા. પૂરત; તેહનઇ રાય–ગુ. બોઇની મોટુ૦–ગુ. અતીધન આમિષ પૂરિત દેહ; બોલિયા–ગુ. બહુ બોલ્યા. ૩૧ ભૂત–જા. મૂલ; કહઇ–ખ. કિહિ; યોગ્ય–કા. યોગ. ૩૨ નહી–ખ. માં આ શબ્દ નથી; ઇશુ–ખ. અશુ, કા. અશુભ–સંશોધકની સમજચૂક છે; નથી હિ. નહિ. ૩૩ શુ–ખ. જા. કશુ, પ્રા. કિસુ, મં. નહી; સંબંધ–પ્રા. ખ. સમંધ; પંચભૂતનુ–ગુ. પંજર ભૂતનું. ૩૪ તેહનુ૦–ગુ. તેહનુ હૃદય ઉદર બંધ; હૃદય–ખ. રુદિ, પ્રા. રિદિ, જા. હૃદિ. ૩૫ કંધ–ખ. જા. સ્કંધ. ૩૬ શોક–હિ. માં નથી. ૩૭ દારુણ–હિ. તારુણ,–લહીઆનો ઉફેલફેર છે; ઔષધ–કા. ઓખદ: અછઇ–ખ. છિ, જા, છઈ; મૃત–ખ. જા. મં. મૃત્યુ.

તેહનાં વચન સુણીનઇ રાય, કર જોડી નઇ લાગુ પાય:
"બ્રાહ્મણ ! મઇ કીધુ અપરાધ, મોટુ અવગુણ એ અગાધિ. ૩૮
"ઇન્દ્રવજ્ર, યમદંડ અપાર, તેહની શંકા નહી લગાર;
"વરુણપાશ, શિવત્રિશૂલ સહી, કાલ કર્મથ્યુ બીહૂં નહી. ૩૯
"બીહૂં માહાંત તણઇ ઉપમાનિ, જે મઇ કીધૂં એ અભિમાન,
"મઝનઇ ક્ષમા કરુ ભગવાન ! વલી વલી માગૂં એ વરદાન. ૪૦
"રાગદ્વેષ નવિ આવઇ જેહ, આતમલાભિ પૂરણ તેહ."
પૂછઇ બંધ મોક્ષ ઉપાય, કહઇ ભરત જડ સાંભલિ રાય: ૪૧

## વેલાઉલિ વાણી ગીત

રાગ દેશાખ

થડ વિણ એક મહા વૃક્ષ ઊગ્યુ, પ્રસરી શાખા પંચ,
બીજ અંકુર બહુ ફૂલિ ફલિયુ, ત્રિધા વિસ્તારે રંચ. ધ્રુવપદ. ૧
અલીક સંસાર અછઇ અનોપમ, અગન્યાનિ પ્રતિભાસઇ,
વિવેકવિચારઇ, દૃઢ વિશ્વાસઇ ન્યાન-પ્રકાશઇ નાસઇ. અલીક૦ ૨
સોહણઇ ધન કલંતરિ દીધૂં, મનિ ધરી બહુ વિશ્વાસ,
જાગ્યા પૂંઠિ મૂલ ન દેખઇ, વ્યાજ તણી કિહી આશ. અલીક૦ ૩

૩૯ યમદંડ-જા. દંડ: કર્મથ્યુ-ખ. જા. કર્મશુ, મં. કર્મથી. ૪૦ માહાંત તણઇ-જા. માંનનિ; ઉપમાનિ-મં. અપમાનિ. ૪૧ પૂછઇ; અં. પછે. જડ-હિ. જે ૪૨ વેલા૦-જા. કા. માં નથી, મં. ગીત રાગ વેળા ઉલ; દેશાખ-મં. માં નથી ૪૨-૧ આ આખા ગીતમાં દરેક પંક્તિને અંતે 'રે' પૂરક હિ. ખ. જા. પ્રા. અં. માં નથા, પણ કા. ગુ. મં.માં છે. ગુ. મં. કા. પંચ રે; એક-એકલી હિ, માં 'એ'; કા. ફૂલ્યા; ત્રિધા૦ હિ. અં. ત્રિધા વિધા વિસ્તાર, પ્રા. ખ. ત્રિધા વિસ્તારંચ, ગુ. કા. ત્રિવિધે વિસ્તાર સંચરે. ૪૨-૨ અલીક-મં. એહનુ અલીક; પ્રા. ખ. વિચાર; ખ. નાહાસિ, મં ધાતુ વિસ્તારે ઉંચે રં. વિવેક૦-કા. માં ૩ જી કડીની પહેલી પંક્તિ આને બદલે ઉલટાઇ ગઇ છે. ૪૨-૩ સોહણઇ-ખ. મં. સમણિ, પ્રા સુહુણઇ, કા. સ્વપ્ને, અં, સુણિ; કલંતરિ-કા. કાલાંતરે, મં. કલ્પાંતરિ,

વાંઝણીઇ પુત્ર જાઇયુ, તે જણ્યા લગઇ જાત્યંધ,
અમાવાસ્યાની રાતડી તિણુઇ દીઠુ સોલ કલા ચંદ્ર. અલીક૦ ૪
જલ વિણુ નદી વહઇ નિરંતર, પૂર નઇ પાછું થાય,
વદન વિહૂણુ અલગટ બોલઇ, પાય વિહૂણુ ઉજાય. અલીક૦ ૫
આકાશ ફૂલ્યુ બહુ ફૂલડે, રિતુ વિણુ મુહુરયુ વસંત,
સસલાનઇ શીર શીંગડાં, અણુજાયુ નર બલવંત. અલીક૦ ૬
એહ વાણી જે જોઇ વિચારી, દિસઇ તે અછતૂં ભાવઇ,
બીમ ભણુઇ શ્રીવિષ્ણુ-પ્રસાદિ તે નર જાઇ ન આવઇ. અલીક૦ ૭

( ગીત સમાપ્ત )

ચૂપૈ

"સાધુ-જન-મહિમા અછઇ અપાર, તેહનુ કોઇ ન જાણુઇ પાર,
"બાહરિ ગૂઢ માહિ પ્રકાશ, રાખઇ ઢાંક્યુ યથા હુતાશ." ૪૩
"વલી વચન સાંભલિ રાજેન્દ્ર!" હિતકારણિ કહિ યોગેન્દ્રઃ
"પ્રપંચ દીસઇ મિથ્યા રુપ, અધિષ્ટાન હરિ સત્ય સ્વરુપ. ૪૪

---

ખ. વિશેષજ; દીધૂં-કા. દીઠું, જા. મં. દીઠું, ખ. પાગ્યુ; મનિ ધરી-ખ. આણી બહુ; દેખઇ-જા. દીસઇ; કિહી-ખ. શી; વ્યાજ-કા. ધન. ૪૨-૪ હિ.વાંઝણીયે; તે ખ.તાં; ખ. જણ્યા-જાઉ, કા. જાણે; જાત્યંધ-પ્રા. ખ. યાચંધ, જા. જાચંધ; તેણુઇ. ખ. તેણિ; કા. અમાસ કેરી રાતડીએ; ખ. કલાનુ કા. કલાશું. ૪૨-૫ નિરંતર-ખ. બહુ ગરજિત; અલતટ-પ્રા. ખ. મં. અલહટ, કા. અલગત; પાય-મં તુ ચરણ.૪૨-૬ મૂહુરયુ-જા. મુરુ, હિ. પૂરયુ; ખ. શીંગલડાં; અણુજાયુ-જા. અજાયુ, મં રતુ વિણુ જાયુ, કા. અણુજાણ્યો, પણ તે લહીઆનો સમજફેર છે. ૪૨-૭ જે જોઇ-ખ. યો જોઇ; અછતૂં ભાવઇ-આં. ને કા. અણુછતૂં ભાસે; ભાવઇ. મં. ભાસઇ; શ્રી વિષ્ણુ-કા. શ્રીરામ, હિ. શ્રીકૃષ્ણ; હિ. આવિ ન જાઇ રે; આં. અલીક સંસાર પદ સમાપ્ત. ૪૩ સાધુ જન-ગુ. મં. જા. કા. આં. ખ. પ્રા. બ્રાહ્મણમહિમા; અછઇ-ખ. છિ, જા. છઇ; ખ. બાહિરુ; યથા-પ્રા. જિશુ, ખ. યમ. ૪૪ પ્રપંચ૦-હિ. માં આ પંક્તિ પડેલી છે. કહિ-ખ. બોલિ; યોગેન્દ્ર-કા. વિમેન્દ્ર.

"સદા નિરંતર અણુસરિ એહ, ત્યજિ અભિમાન તણું એ દેહ."
વૈરાગ્ય કાજિ કહી અભિનવી, વિચિત્ર વાર્તા ભવ આટવી. ૪૫
રાજા પામ્યુ પરમ નિધાન, પ્રણુમ્યા ચરણુ ભરત ભગવાન.
પ્રિયવ્રત તણુ વંશ વિસ્તાર, ગય રાજા હરિ ભક્ત અપાર. ૪૬

---

૪૫ ( હિ. માં કડી ૪૩ થી ૫૯ કડી પર્યંતનો ભાગ કોઇકે પાછળથી લખીને ચોડ્યો છે, તેથી તેની ભાષા, લેખનશૈલી આદિ મૂળ પ્રાચીન પ્રતિથી ઘણાં જ જૂદાં પડે છે. ) અણુસરિ–હિ. હિસઇ, ગુ. અનુસર, ખ. અણુસરુ; હિ. ત્યજે; હિ. વિચિત્રવતાં ભવ આદરી; અભિનવી–કા. વિનવી; વિચિત્ર૦–કા. વિચિત્ર વાટ ભોમી આટવી; આટવી–અં. આટવી, હિ. આદરી; ભવ–ખ. ભૂવી, પ્રા. ભવિ. આના પછી મં.માં નીચેનો ભાગ વધારાનો છે:—

### ગીત રાગ વેલાઉલ

મૂલ નહીં પંચ શાખા તરુવર, જલ વિણ પાંગળુ શીંચઈ પાત્ર,
પખાજ વાજઇ, માદલ નાચઇ, તુ તેણઇ રંગઇ લોકા રાચઇ રે ॥ ૧ ધ્રુવપદ ॥
સાંભલિ રાજા બોલઇ અવધૂત, એહ અનોપમ વાણી,
નિર્ગુણ નારીસૂં નેહ ધરંતા ઝબક લઇ રયણી વિહાણીજી. સાંભલિ. ૨.
કીડીઇ ડુંગર ઢોલી નાંખ્યુ, ગાઇ વાઘ વિડારયુ,
સસલિઇ રે સણુહુ હારિ મનાવ્યું, તો હરણીઇ ચિત્રો મારયુજી. સાંભલિ. ૩.
ડુંગર માથિ માછા ચરઇ રે, પાણી માંહાં દવ લાગા,
રહિટ વહિઇ તરસાલૂ ઉરે, સૂલિ કાંટા ભાગા રે સાંભલિ. ૪.
ચન્દ્ર નઈ સૂરજ, પવન નઇ પાણી, સુખઃદુખ ધરાઇ નઇ આકાશ,
મન ઇંદ્રી કેરા પ્રકાશ નહીં ત્યાંહાં અહમારૂ વાસજી. સાંભલિ. ૫
માંહિ તે બહારિ, બાહારિ માંહિ, કુહુ કેણી પિરિ કીજઈ
જાણુ તે અજાણુ, અજાણુ તે જાણુઇ, એ પરમારથ બૂઝઇ રે. સાંભલિ. ૬.
ઉજડ માંહઇ જાએવું રે અહનિંશિ રિહવૂં ઉદાસાજી
વિચિ સાટિ નાથ ભેટી લે તુ ભીમ ભણઇ વિષ્ણુદાસા રે. સાંભલિ. ૭.

ચપૈ

એણી પિરિ રાજા પ્રતિબોધ્યુ ઘણું, જાણ્યૂં જ્ઞાન એ બ્રાહ્મણ તણું.
સાધુસંગતિથી પામ્યુ જ્ઞાન, ભરત જડ પુહુતા સ્વસ્થાનિ. ૩૪.

૪૬ ભરત–હિ. ભગતિ, અં. ખ. ભક્ત, મં. કા. તણાં; ભક્ત–ખ.

## સપ્તદ્વીપ અને ભૂગોલપાતાલનો વિચાર

સપ્તદ્વીપ ભૂગોલ વિચાર, સમ્યક્ પરિ ન જાણું પાર,
તુહિ બુધિમાનિ વિસ્તાર જંબુદ્વીપ કમલ આકાર. ૪૭
મધ્યિ લક્ષ જોઅણુ ઊંચુ મેરુ, પર્વત ચાર તેહ ચુફેર,
વલી ચિહુ દિશિ પર્વત આઠ, કૈલાસાદિ શોભન ઘાટ. ૪૮

પૂર્વછાયુ

મેરુથિકાંય ત્રિણિ ઉત્તરિ, ત્રિણિ દક્ષિણિ પ્રચણ્ડ,
એક પૂરવિ, એક પશ્ચિમિ, મધ્ય ઇલાવૃત્ત ખંડ. ૪૯

ચૂપૈ

ઇલાવૃત્તની પૂરવ દિસઇ આંબુ એક મહા ઉલ્લસઇ,
તે ફલરસ વહિ અરુણા નદી, મધુર સવાદ અમૃત ઓષધિ. ૫૦
દક્ષિણ તરુઅર જાંબૂ રહિ, તે ફલરસ જાંબુવતી વહિ,
જાંબુનદ નીપજઇ સોવરણ, હુઇ દેવ તણાં આભરણ. ૫૧
પશ્ચિમ નદી કલંબ મધુમતી, તિહાં વસઇ જન સુકૃતમતિ,
ઉત્તર નિગ્રોધ નિર્મલ નદી, આપઇ વસ્ત્ર, દૂધ, ઘ્રૃત, દધી. ૫૨

---

ભક્તિ, પ્રા. ભગત. ૪૭ વિચાર-મં. મં. વિસ્તાર, હિ. અપાર; પાર. મં. અપાર; કમલ-હિ. મલી; કા. માં આ પંક્તિ આમ છે:--

સપ્ત દ્વીપ ભૂગોલ વિસ્તાર, જંબુદ્વિપ કમલ આ કહી;
શ્લોક માત્ર અનુમાને કહુ, તે સર્વથા કેઇ પેરે લહુ.

૪૮ મધ્યિ-હિ. માંનથી, ગુ. વિચિ; જોઅણ-હિ. મં. અં. કા. યોજન; ચિહુ દિસિ-હિ. વિદિશિ; પર્વત-પ્રા. મં. ખ. મહાગિરિ; આઠ-અં. આઠે; શોભન-કા. ભોમી. ૪૯ પૂર્વછાયુ તેમ જ આ આખી કડી હિ. માં નથી; થિકાં-જા. મં થકાં, ગુ. થિકૂં. ૫૦ તે૦ અં. માં આ પંક્તિ નથી; પ્રા. ઉલ્હસિઇં, ખ. હુલસિ; અમૃત-કા. નાના; સ્વાદ-જા. સ્વાદઇ, ખ. સ્વાદિ; ૫૧ દક્ષિણ૦-અં. માં આ પંક્તિ નથી. વહિ-ખ. રહિ, જા. રહિઇ પ્રા. રહઇ, તે-હિ. માં નથી; તિહાં-એકલી હિ. માં છે; હુઇ--પ્રા. હોઇં. ૫૨ કલંબ-જા. કા. કદંબ; જન-ખ. નર; નિગ્રોધ-કા. વડથી-સંશોધકે મૂળ શબ્દને બદલે આ શબ્દ મૂક્યો લાગે છે; વસ્ત્ર-જા. વસુ.

બ્રહ્મલોકથી આવઇ ગંગ, તેહના ચારિ પ્રવાહ સુચંગ,
શીતાદિક ત્રિહુ દિશિ પ્રચંડ, અલકનંદા ભારતખંડ. ૫૩

પૂર્વછાયુ

નવખંડિ નારાયણ તણી નવ મૂરતિ છિ જેહ,
ભક્તિ ઉપાસઇ ભાવ ધરી બોલિશિ અનુક્રમિ તેહ. ૫૪

ચૂપૈ

ઇલાવૃત માહિ દેવ અનંત, ઇશ ઉપાસઇ ઉમયાકંત.
ભદ્રાસવ, હયગ્રીવ, મુકુંદ, ધ્યાઇ ભદ્રાશ્રવા નરેન્દ્ર. ૫૫
શ્રીનૃસિંહ હરિવરિષિ મઝારિ, આરાધઇ પ્રલ્હાદ મુરારિ.
કેતુમાલા માહિ કામદેવ, કમલા કરઇ તેહની સેવ. ૫૬
રમ્યક મત્સ્યદેવ, અનુદિન કરઇ ઉપાસના રાઇ મનુ.
હિરણ્ય માહિ કૂરમ અવતાર, કરઇ ભક્તિ અર્યમા અપાર. ૫૭
ભૂદેવી ઉત્તર કુરુ માહિ અહનિશિ સેવઇ દેવ વરાહ.
કિંપુરુષ હનુમંત શ્રીરામ, અધ ક્ષણ એક ન મૂકઇ નામ. ૫૮
ભરતખંડ અતુલ મહિમાય, નરનારાયણ કેરા પાય.
નારદ વલી વલી કરિ પ્રણામ, નવ મૂરતિનાં કહિયાં નામ. ૫૯

---

૫૩ જા. બ્રહ્મલોકિથી, ખ. બ્રહ્મલોકયથી; જા. શીતોદક; પ્રચંડ–જા. સુચંગ; અલકે–જા. અલક, હિ. અલકં, ગુ. અકલ, પણ તે ભૂલ છે. ૫૪ ખ. મુરત્ય; ભક્તિ–જા. સંગતિ, પ્રા. ભગત, કા. ભક્ત; પ્રા. જા. બોલીસ; અનુક્રમિ–ખ. જા. હિ. અનુક્રમ. ૫૫ ઉમયાકંત–હિ. કમલાકંત; જા. કંથ; ૫૬ હરિવરિષિ–હિ. હરિ, કા. ખંડ–સંશોધકને 'હરિ' પાઠનો 'હરિવર્ષ' ખંડ, અર્થ કદાચ સ્ફૂર્યો નહીં હોય, તેથી આ કલ્પિત પાઠ ઠેસવી દીધો હશે; કરિ–પ્રા. માંહિઇ; સેવ–હિ. શિવ. ૫૭ રમ્યક–હિ. ખ. અં. સમ્યક, લહીઆનો સમજફેર છે; મનુ–જા. મુન, જા. મુન્ય, કા. મન; ખ. કરિ; કૂરમ–હિ. કૌરમ. ૫૮ વારાહ–મં. મુરારિ; ઉત્તર–હિ. ઉત્તમ; કુરુ–ગુ. કુલ, પણ તે ભૂલ છે; કિંપુરુષ–હિ. કિન્નૂપુર; જા. ઉત્તમ; ૫૯ કેરા–જા. કેરુ; નવ૦ અં. માં આ પાદ પડેલું છે; કહિયાં–મં. બોલ્યાં,

કર્મભૂમિ એ ભરતખંડ, એહનુ મહિમા અછઇ પ્રચંડ,
પર્વત, સરિત, શિરોમણિ જિહાં, વાંછઇ જનમ દેવતા તિહાં. ૬૦
જંબૂદ્વીપ લક્ષ વિસ્તાર, સમવડિ ક્ષારસમુદ્ર વિચાર,
સમ દ્વીપ સાગર નિર્વાણ, એક્કેકુ થિકુ ચિગુણું પરિમાણ. ૬૧
રવિ ઊંચુ લક્ષ જોઅણુ એક, સોમ નક્ષત્ર ઇણી પરિ વિવેક,
ભૃગુ, બુધ, મંગલ, જીવ, સમક્ષ, શનિ, સાતઇ રિષિ હુઇ દૂઇ લક્ષ. ૬૨
તે ઉપરિ વસઇ ધ્રુવ રાય, વિષ્ણુભગત મોટુ મહિમાય,
ઇણિ પરિ બોલ્યા ઊરધ લોક, પર્વત, માનસ, લોકાલોક. ૬૩
અતલ, વિતલ, તલ, સુતલ વિશાલ, નિતલ, રસાતલ, નઇ પાતાલ,
ભલ, મય, બલિ, રુદ્ર, વાસુકિ, શેષ, અધિપતિ જોઅણ અયુત વિશેષ. ૬૪

## વિવિધ પ્રકારનાં નરકો અને યાતનાઓ

પૂર્વછાયુ

હવઇ નરક નાના તણાં લક્ષણ અછઇ જેહ,
બોલિસુ સંક્ષેપઇ કરી, અધિકારી છઇ તેહ. ૬૫

ચૂપૈ

રાત્રિ દિવસ પરપીડા કરઇ, વાણી દુષ્ટ વચન ઉચ્ચરઇ,
ક્રોધિ કાયા પૂરિત જેહ, તામસિ નરકિ પડઇ નર તેહ. ૬૬

---

૬૦ જિહાં–જા. ગંગા જિહાં; દેવતા–હિ. દેવા. ૬૧ સમ–ખ. જા. સાત; નિર્વાણ–કા. નવાણુ; હિ. એકકેકૂ અધિક; પરિમાણ ફા. ખ. ગુ. કા. પ્રા. પ્રમાણ; મંગલ–ખ. ભ્રમ; સમક્ષ–હિ. સલક્ષ, કા. સુમખ; શનિ૦–જા.માં આ પાદ પડેલું છે. હુઇ૦–ખ. દોએ દોએ લક્ષ. ૬૩ બોલ્યા–જા. બોલુ, મં. બોલ્યો. ૬૪ તલ–જા. હિ. કા. માં નથી; અયુત–ફા ગુ. અધિક. ૬૫ બોલિસુ–જા. બોલેસિ. ખ. બોલેશ, કા. પ્રા. બોલિસ, ગુ. બોલિસિ. ૬૬ જા. મં. માં આ કડી અને ૬૭ મી કડી ક્રમમાં ઉલટસુલટ છે; પૂરિત–મં. પ્રેરિત, ખ. કાંપિ; પડઇ–મં. પડરિ. બધી પંક્તિઓમાં મં. માં 'પડરિ' છે.

ચાપણિું મોસુ ધન પારકઇ, પરસંપત્તિ દેષી નવિ સકઇ,
પરનારી અભિમરશન યેહ, તામસ અંધિ પડઇ નર તેહ. ૬૭
ભૂત તણી જે હિંસા કરઇ, કૂડી સાખી પીઆરી ભરઇ,
માયબાપ ઉવેખઇ જેહ, રૌરવિ નરકિ પડઇ નર તેહ. ૬૮
ગોચર ખેડઇ, ફેડઇ પાલિ, આપી ધરા લેઇ ઉદ્દાલિ,
અહિનિશિ પાપ આચરઇ જેહ, ક્રૂર નરકિ પડઇ નર તેહ. ૬૯
પિતૃપર્યાગત લોપઇ લેખ, બ્રાહ્મણ ઉપરિ આણઇ દ્વેષ,
સાધુ પુરૂષ નઇ પીડઇ જેહ, કુંભીપાકિ પડઇ નર તેહ. ૭૦
છોડઇ સત્ય સનાતન ધર્મ, પાખંડિ લાગુ કરઇ કુકર્મ,
મર્મ પીઆરા બોલઇ જેહ, અસિપત્ર નર પામઇ તેહ. ૭૧
અહનિશિ કરઇ પીઆરી તાતિ, વિષ્ણુકથા નવિ જાણઇ વાત,
યાત્રાવિઘન આચરઇ જેહ, નરક શુચિમુખ પામઇ તેહ. ૭૨
પરધન ચોરઇ, પોષઇ દેહ, વેસ્યા ઉપરિ આણઇ નેહ.
પંચ મહાપાતિક-રત જેહ, કૃમિભોજન નરક પામઇ તેહ. ૭૩

---

૬૭ મોસુ-મં. મુસુ; પારકઇ-હિ. પર કરઇ; અભિમરશન-મં. કા. અભિલાષી, અં. સહોનર, ખ. નર વલ્લભ; પ્રા. માં આ કડી નથી, ત્યારે અં. આના પછીથી કડી પહેલી આવી ગઇ છે. પરંતુ પાછળથી હાંસીયામાં કોઇએ આ કડી લખેલી છે. ૬૮ ભૂત-મં. જીવ; કૂડી૦-હિ. માં આ પાદ પાછળથી કોઇએ હાંસીયામાં લખેલું છે. ૬૯ ક્રૂર નરકિ-હિ. જા. પ્રા. રૌરવ માંહિં. આ કડી એકલી હિ. માં મૂળમાં નથી. કા. માં આ કડી આમ છેઃ—

" ગોચર ખેડે ગાયો તણાં, અર્પ્યાં દાન કરે આપણાં;
અહનિશ પાપ આચરે જેહ, નરક અધોમુખ પડે નર તેહ."

૭૦ લેખ-કા. બેષ; જા. ઉપરુ; પીડઇ-કા. દૂભે. ગુ. માં આ કડી નથી. ૭૧ છોડઇ-જા. પ્રા. છાંડઇ, ખ. છાંડિ; પાખંડિ૦ જા. પીડિ લોક કરિ કૂડ્રૂ કર્મ; ખ. કુકર્મ-ગુ. વિકર્મ, કા. કુમર્ણ; અં. માં આ કડી નથી. ૭૨ શુચીમુખ-કા. ફા. શુચી નર, ખ. અશીષચિ. ૭૩ આણઇ-ગુ. અં. ખ. કા. સદા; રત-કા. ગુ. અં. કરિ; કૃમિભોજન-મં. દંદશૂકર.

પરપીડાનૂ કરઇ ઉપાય, પાણી પીતી વાલઇ ગાઇ,
વેદશાસ્રં નઇ નિંદઇ જેહ, દ્વંદ શકર નરક પામઇ તેહ. ૭૪
કરઇ સદા દુકૃતનુ સંચ, નિંદક ચાડ પિશુન લેઇ લંચ,
ઘૂતક્રીડા વલ્લભ નર જેહ, વૈતરણી પામઇ નર તેહ. ૭૫
અધિકારી જે પીડઇ ગ્રામ, કૂડ કરી નઇ લઇ દામ,
દીન અનાથ દૂહવઇ જેહ, શૂકરિ નરકિ પડઇ નર તેહ. ૭૬
સાટઇ બોલઇ કૂડા બોલ, પાછલિ મૂકઇ ખોટું તોલ,
અધિક લેઇ ઊછૂં આપઇ જેહ, દારુણિ નરકિ પડઇ નર તેહ. ૭૭
વૃત્તિ ભોગવઇ, ન કરઇ કામ, રણ માહિ છાંડઇ સંગ્રામ,
સ્વામી મૂકી નાસઇ જેહ, નરક અમેધ્ય પડઇ નર તેહ. ૭૮
વ્યાધિ તણુ નવિ જાણુઇ યોગ, લોભઇ દુષ્ટ પડીગઇ રોગ,
કૂડા ઔષધ આપઇ યેહ, ક્ષારિ નરકિ પડઇ નર તેહ. ૭૯
યૌવનમદિ પૂરિત અપરાધ, સાસૂ ઉપરિ દોષ અગાધિ.
સેવા છોડઇ સ્વામી તણી, નારી નરકિ પડઇ પાપિણી. ૮૦
પાપ વિપાક અછઇ વિસ્તાર, તેહનુ કેણી પરિ કરું વિચાર,
બુદ્ધિમાનિ મઇ કહિઆ એહ, નરક તણા અધિકારી જેહ. ૮૧

---

૭૪ ઉપાય-ખ. અપાય; દ્વંદશકર-હિ. તદશકર, જા. પ્રા. દંદશક; કા. દ્વંદશકર, મં. કૃમિભોજન; જા. માં ૭૩ મી કડીનું ચોથું અને ૭૪ મી માંનાં પહેલાં ત્રણ પાદ, એટલો ભાગ પડેલો છે. ૭૫ દુકૃતનું-મં. દુષ્ટ જનનું; પિશુન-કા. પશુ, જા. નિઘ્રણ, અં. અડપેશુ; હિ. મં. લિ. ૭૬ દીન૦-ગુ. માં આ પંક્તિ પડેલી છે. શૂકરિ-મં. શુક્ર શોણિત. ૭૭ તોલ-જા. લૈ તોલ; આપઇ જા. દેય; તેહ-પ્રા. અં. કા. નર તેહ. ૭૮ વૃત્તિ-ગુ. ચિત્ત. અમેધ્ય-મં. અધોમુખિ, કા. અંધ, ફા. આમધ્ય, અં. મધ્ય; પડઇ-મં. જાશિ. ૭૯ લોભઇ૦-કા. લોભે દે પડિ ટળવા રોગ; કૂડા૦ મં. દુષ્ટ પ્રતિગ્રહ યે કો કરઇ, અગ્નિક્ષાર માંહિ તે સાંચરઇ; પડઇ-પ્રા. જા. પામઇ, જા. પામિ. ૮૦ ઉપરિ-મં. તણાવશ, ખ. ઉપરુ; અપરાધ-કા. ગુ. અપાર; ૮૧ વિપાક-ખ. તણુ;અછઇ-કા. અતિશ; તણા-જા. ના છિ.

ભીમ ભણઇ પંચમઇ વિચાર, પ્રિયવ્રત, ઋષભદેવ અવતાર,
ત્રિભુવન-મર્યાદા વિસ્તાર, છઠી કલા પુહુતી સાર. ૮૨

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા સોલકલા મધ્યે
છઠ્ઠી કલા સમાપ્ત

## કલા ૭ મી

### ષષ્ટમ સ્કંધ

### નરક-પાપ નાસવાના ઉપાય

પૂર્વછાયુ

છઠઇ પોષણ સાંભલુ, ભગતિ-વિવર્ધન ચેહ,
ઇન્દ્ર, અજામેલ રાખિયા, સંકટિ પડિયા એહ. ૧
અનેક નરક નાનાં સૂણ્યાં, ભીત પરીક્ષત રાય,
કર જોડી શુક વીનવ્યાઃ કહુ "છૂટવા ઉપાય. ૨

---

૮૨ પંચમિ; છઠી૦-ખ. બોલ્યુ અક્ષર સારાસાર. **ઈતિશ્રી૦ આં. કા.** માં **હિ.** ના જેવી જ છે; **ખ.** ભાગવત્યે માહાપુરાણે હરિલીલામાં સોલકલાયાં પંચમસ્કંદે છઠી કલા સમાપ્ત; **પ્રા.** ઇતિશ્રી ભાગવતી કથા. **મં.** ઇતિશ્રી હરિલીલામાં ભીમ વિરચિતે કલા ગ્રંથે શ્રી ભાગવતે પંચમ સ્કંધે ષષ્ઠી કલા સમાપ્ત. ॥ સંખ્યા ॥ ચૂપૈ ૬૮ ॥ પૂર્વછાયુ ૪ ॥ ભુજંગપ્રયાત ૧૦ ॥ ગીત ૨ ॥ શ્લોક ૨ ॥ એવં સંખ્યા ૮૫ ॥ ( મં.માં ૧ ચોપૈ અને એક ગીત વધારે છે. જુઓ ફુટનોટ પાનું ૭૦ મું. )

**કલા ૭ મી**

૧ વિવર્ધન **ખ.** વીવીધ્ય જન; રાખિયા-**ખ.** તારીઆ, **ગુ,** ટલીયા; સંકટિ૦-**ખ.** બોલીશ મહિમા તેહ. ૨ નરક નાના-**હિ. આં. ગુ.** નરકનાં નામ; સૂણ્યાં-**પ્રા. કા. આં.** સુણી; કહુ **હિ.** કુહુ. **મં.** તણા.

ચૂપૈ

" વિદ્યા, તપ, વ્રત, દાન અનેક, તીરથ સકલ તણા અભિષેક,
" કૃચ્છ્ર ચાંદ્રાયણ, જપ, ઉપવાસ, પ્રાણનિરોધ, યોગ આચાર. ૩
" પાપ નાસેવા તણા પ્રકાર, બોલ્યા અનેક સ્મૃતિસાર,
" સમૂલ પાતક જાઇ નહી, કુંજરશૌચ તણી પરિ સહી. ૪

પૂર્વછાયુ

" નરક ન દેખઇ માનવી આચરતાં જે કર્મ,
કહિ ગુરુ ! મઝ કરુણા કરી, આદિ અનોપમ ધર્મ." ૫

ચૂપૈ

શુક ભણઇ: " સુણિ રાજા ! વયણ, જિણઇ નરક ન દેખઇ નયણિ,
" રહઇ નહી પાતક લવલેશ તે તુઝ નઇ આપૂં ઉપદેશ. ૬
નિરમલ નર નવિ થાઇ તેહ, નારાયણપરાઙ્મુખ જેહ,
પવિત્ર કરી નવી સકઇ લગાર, સુરાભાંડ ગંગાનૂં વારિ." ૭
" સમૂલ પાતક જીણી પરિ જાઇ, સાંભલિ : તેહનુ કહૂં ઉપાય,
" વાસુદેવ નિજ ધ્યાન વિચાર, એક અનોપમ એહ પ્રકાર. ૮

## વિષ્ણુભક્તિ મહિમા–અજામિલનું આખ્યાન

" ઉત્તમ કથા પરિક્ષિત રાય ! વિષ્ણુભગતિ કેરુ મહિમાય,
" સેવક ભયભંજન ભગવાન, એહ ઉપરિ બોલિશિ આખ્યાન:" ૯

---

૩ વ્રત–કા. હુન; દાન હિ. મં. યાગ; ઉપવાસ;–પ્રા. ફા. મં. કા. ઉપચાર, અં. ગુ. આચાર, ખ. આચરિ; યોગ આચાર–હિ. જા. પ્રા. ગુ. યાગ આચાર, ઝ. યાગ આચરિ; પ્રાણ૦–અં. માં આ પાદ પડેલું છે. ૪ બોલ્યા–કા. બોલી; સ્મૃતિ હિ. સમરતિ, પ્રા. સગ્મૃત, જા. ઝ. સ્મૃત્યં. ૫ જે–મં. બહુ; હિ. ગુરુ; કર્મ–જા. પ્રા. ફા. અં. ધર્મ; કહિ–મં. કુહુ, કા. અં. કહો; કરુણા–ઝ. પ્રા. કુરુણા; ઝ. માં આ કડી પડી છે. ૬ ઉપદેશ–જા. લવલેશ. ૭ પરાંમુખ–જા. પરદુખ, પણ તે ભૂલ છે. ૮ જિણી–જા. જેણી, ફા. કેણી; ખ. સાંભલુ; ઉપાય–ઝ. મહિમાય; પ્રકાર–જા. વિચાર. ૯ મં. વિષ્ણુભક્ત; ભગવાન–મં. વિશ્રામ; બોલિશિ–પ્રા. મં. બોલિસ, કા. બોલેશ, ઝ. બોલ્યૂં.

નામ અજામલ બ્રાહ્મણુ એક, જાણુઇ પુણ્યવિચાર વિવેક,
વેદ ભણુઇ તપ, સંયમ સાર, સત્ય, શમ, દમ પાલઇ આચાર. ૧૦
માતપિતાના પૂજઇ પાય, પાત્રી લેવા વાડી જાઇ
એક વાર દીઠું વન માહિ વેશ્યા શૂદ્ર તણુ સમવાય. ૧૧

## ( કામ અને નારીની નિન્દા )

પૂર્વછાયુ

વેશ્યા પાવક પરજલઇ ઈંધન લલના અંગ,
કામી-ધનયૌવન દહઈ, જાણે દીપ પતંગ. ૧૨

**वेश्याऽसौ मदनज्वाला रूपेन्धनसमेधिता ।**
**कामिभिर्यत्र हूयन्ते यौवनानि धनानि च ॥ १ ॥**

પૂર્વછાયુ

હાવભાવ નારી તણુા દેખી નયણુ વિનાણુ,
વપુ લાગાં વાડવ તણુઇ મન્મથ કેરાં બાણુ. ૧૩

**अपूर्वोऽयं धनुर्वेदो मन्मथस्य महात्मनः ।**
**शरीरमक्षयं कृत्वा भिनत्त्यन्तर्गतं मनः ॥ २ ॥**

ચૂપૈ

યૌવનમદ બલભરિત અપાર, વલી મનસ્યૂં કરઇ વિચાર,
ચંચલ ચિંત્ત ન આવઇ ઠામિ, હૈયાઇ પઇઠુ પાપી કામ. ૧૪

**विकलयति सकलकलां, हसति शुचिं पंडितं विडम्बयति ।**
**अधीरयति धीरपुरुषं क्षणेन मकरध्वजो देवः ॥ ३ ॥**

---

૧૦ સાર-હિ. ભાર. ૧૧ સમવાય-મં. સિવાય બધી પ્રતિઓમાં 'સંવાય' છે. ૧૨ યૌવન-જા. જૂવન; દહઇ-ખ. હરિ; ૧૩ ખ. હાવિ; લાગૂ. શ્લોક ૧ મં. रूपेन्धन समाधिना । ૧૪ ફા. પિઠઉ, હૈયડઇ-જા. હઇઅડિ, ખ. હઇડા માંહિ; ગુ. માં આ શ્લોક નથી.

ચૂપૈ

તાં લગઇ પંડિત શીલ કુલીન, શૂર જિતેન્દ્રિય બુધિપ્રવીણ,
સાહસ, સત્ય, વિવેક અભંગ, જાં લગઇ હૃદય ન વસઇ અનંગ. ૧૫

**तावद्गुणित्वं, पांडित्यं, कुलिनत्वं, विवेकिता ।**
**यावज्ज्वलति नांगेषु हन्ति पञ्चेषुपावकः ॥ ४ ॥**

મોટુ વઇરી મનમથ માર, પંડિતા જિણઇ મનાવ્યા હારિ,
ગણ ગંધર્વ, નઇ કિન્નર સતી, સુર નર, પન્નગ, જિતા યતી. ૧૬
કામ તણા છઇ અવગુણ બહૂ, એકઇ જિહ્વા કેણી પરિ કહૂં,
સર્વસ્વ હરઇ, સદા દુઃખ પૂર, જે જીપઇ તે ભણીઇ શૂર. ૧૭

**जीतेन्द्रियो भवेच्छूरो, धर्मचारी च पंडितः ।**
**सत्यवादी भवेद्वक्ता, दाता भूतहितेरतः ॥ ५ ॥**

ચૂપૈ

રણસંગ્રામિ સુભટ નર ઘણા, મદ ઉતારઇ હસ્તી તણા,
કંદર્પદર્પ હણઇ નર જેહ, વસુધાં વિરલુ દિસઇ તેહ. ૧૮

**मत्तेभकुम्भदलने भुवि सन्ति शूराः**
**केचित्प्रचण्डमृगराजवधेऽपि दक्षाः ।**
**किन्तु ब्रवीमि बलीनां पुरतः प्रसह्य**
**कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥ ६ ॥**

ચૂપૈ

ધિન ધિન તે નર સાહસ ધીર, પંડિત શૂર વિચક્ષણ વીર,
વિઘન રહિત જે ઇણઇ સંસારિ, યૌવન-સંકટિ પામ્યા પાર. ૧૯

---

૧૫ હિ. આ. યતેન્દ્રી, ફા. ગુતેન્દ્રી, કા. ઇન્દ્રિયજત; જાં૦ મં. ચિહાં ન જાગઇ અંગિ અનંગ. ૧૬ જિતા-ફા. જિત્યા; ૧૭ કેણી-જા. કેણઇ, આ. કિણી; भूर्ताहिते रतः હિ भीता भयप्रदाः । ૧૮ વિરલુ-જા. મં. કા. વિરલા; ખ. માં લહીઓ આ શ્લોકની પછી સાત કડીઓ ચોપાઇઓની તથા શ્લોક બે લખતાં ચૂકયો છે; તેણે આપેલી કડીઓના અંકથી એ સ્પષ્ટ છે. ૧૯ વીર-જા. સૂર; પાર-મં. હારિ; ગુ. માં આ શ્લોક નથી.

ते धन्यास्ते महात्मानस्त एव पुरुषा भुवि ।
ये सुखेन समुत्तीर्णा साधो यौवनसंकटात् ॥

પૂર્વછાયુ

નરનારી ક્રીડા કરઇ થાનકિ જિહાં એકાન્તિ,
તિહાં જાયેવૂં નહી, જે નર વાંછઇ શાન્તિ. ૨૦
યૌવનભરિત નારી વસઇ થાનકિ જિણઇ એકાન્તિ,
તિહાં જાયેવૂં નહીં, જે નર વાંછઇ શાન્તિ. ૨૧
માય બહિનિ પુત્રી તણું આસન શયન એકાન્તિ,
તિહાં જાયેવૂં નહીં, જે નર વાંછઇ શાન્તિ. ૨૨

ચૂપૈ

મોક્ષાર્થી વિશેષિ સહી, નારી સંગતિ માંડઇ નહી,
આસન નિદ્રા એકિ ઠામિ, નિરખઇ નહી લખી ચિત્રામિ. ૨૩
દરશનિ પુરૂષ તણૂં ચિત્ત હરઇ, સ્પરશનિ સાહસ બલ વીસરઇ;
ભોગઇ વીર્ય લિઇ ગ્રસી, નારી પરતક્ષ રાક્ષસી. ૨૪

दर्शनाद्धरते चित्तं, स्पर्शनाद्धरते बलम् ।
संभोगाद्धरते वीर्यं नारी प्रत्यक्षराक्षसी ॥ ७ ॥

ચૂપૈ

લીલાં, હાસ્ય, કટાક્ષ નયણ, લજ્જા ભાવ જોઅંતા વયણ,
પ્રેમ, ક્રોધ, ભય, વચન વિચાર, ઇણી પરિ નરનઇ બંધન નારિ. ૨૫

---

૨૦ તિહાં–અં. કદાચિત્; વાંછઇ જા. પામઇ, ૨૧ જા. માં આ કડી નથી. ૨૨ ( ઙ્રા. માં કડી ૨૧ થી તે કડી ૨૮ મી સુધીના શ્લોક સાથેના ભાગવાળું પાનું નથી. ) બહિનિ–આ. બહિન, જા. બહન; આસન–જા. આ. આસનિ; તિહાં૦–જા. કદાચિત્ કરવું નહીં. ૨૩ અં. ગુ. ચિત્રામ. ૨૪ જા. સ્પરશનિ, સ્પુરશનિ હિ. ગ્રસી–જા. કરી, આ. આકર્ષી; ભોગઇ –અં. ગુ. સંભોગે. ૨૫ લીલાં–હિ. સિવાયની પ્રતિઓમાં 'લીલા'; જા. નયણા; જા. વયણા; બંધન-હિ. બંધઇ, અં. વેધે.

स्मितेन भावेन च लज्जया भिया
पराङ्मुखैरर्धकटाक्षवीक्षितैः ।
वचोभिरीर्ष्याकलहेन लीलया
समस्तभावैः खलु बध्नंति स्त्रियः ॥ ८ ॥

ચૂપૈ

ભક્ષ, ભૂષણિ આછાદનિ કરી, જલૂકાની પરિ ઠાલી ભરી,
સા એક હરઈ રૂધિરનુ અંશ, સ્ત્રી ધન, યૌવન, ગૃહ, સુખ, માંસ. ૨૬

जलूकावत् स्त्रियः प्रोक्ता भूषणाच्छादनाशनैः ।
भृता सा न भृता सा च पुरुषं ह्यधिकर्षति ॥ ९ ॥
जलूका रक्तमादत्ते केवलं सा तपस्विनी ।
पुंसां स्त्री तु बलं मांसं धनं वीर्यं सुखं गृहम् ॥ १० ॥

ચૂપૈ

અહ્વા સરજ્યૂં નારી રુપ, પુરૂષ બુડિવા કારણિ કૂપ,
બુધિ કરી નઇ બાંધ્યા વિશાલ, મુગતિ મારગનઇં આડી પાલિ. ૨૭

यस्य स्त्री तस्य भोगेच्छा निस्त्रकस्य क्व भोगभूः ।
स्त्रियं त्यक्त्वा जगत्त्यक्तं जगत्त्यक्त्वा सुखी भवेत् ॥ ११ ॥

ચપૈ

વચન એક સાચૂં ઉચ્ચરું, પક્ષપાત કિહિનુ નવિ કરું,
સ્ત્રી સરિખૂં બીજૂં મનોહારિ, દુઃખનૂં કારણુ નથી સંસારિ. ૨૮

---

શ્લો. ૮. मं. पराङ्मुखी चार्धकटाक्षवीक्षते । ૨૬ ભૂષણિ-જા. પ્રા. ભૂષણુ;-ની-જા. પ્રા. તણી; રૂધિરનુ-હિ. રૂધિરનઇ; હરઇ-હિ. ધરઇ; ગૃહ-હિ. ગૃહઇ, અં.-ગૃહે; માંસ-પ્રા. સાસ. શ્લો. ૯-ગુ. ખ. માં આ શ્લોક નથી. હિ. અં. ગુ. પ્રા. ખ. જા. पुनः स्त्रीयं बलं॥ નવમા ને દશમા શ્લોકનો પાઠ અં. નો છે. ૨૭ અં. જા. ને ધ. સરજ્યાં; કારણુ-અં. તણો એ; સુવિશાલિ; મુગતિ-મં-મોક્ષ; આડી-ગુ. રૂંધી અં. ખ. માં આખો શ્લોક નથી. ગુ. માં આ શ્લોક નથી.

सत्यं जना वच्मि न पक्षपातै:
लोकेषु सप्तस्वपि तथ्यमेतत् ।
नान्यं मनोहारि नितंबिनीभ्यो
दुःखैकहेतुर्न तु कश्चिदन्यः ॥ १२ ॥

પૂર્વછાયુ

રુપ અછઇ નારી તણું જેહવૂં સમ્યક્ સાર,
કારણ કલેવર તણું બોલિસ કરી વિચાર. ૨૯

## સ્રીના કલેવરનું વખાણ (વ્યાખ્યાન)

ચૂપૈ

શુક્ર, શોણિત, પલ, મજ્જા, મેદ, અસ્થિ, ત્વચા, નખ, લાલા, સ્વેદ,
પંચસાતનુ મિલ્યુ સંઘાત, કૃત ઘન અશુચિ પિત્ત કફ વાત. ૩૦
વ્યાધિ–જરા–મૃત–ભાજન પિંડ, નવ છિદ્ર, જર્જર શત ખંડ,
નસાજાલિ બાંધ્યા બહૂ બંધ, વિષ્ટા મૂત્ર મધિ દુર્ગંધ. ૩૧
નારીનૂં છઇ એહવૂં રુપ, કામી જાણઇ અમૃત–કૂપ,
મનમથિ પીડયુ મજ્જન કરઇ, પછઇ નરકપંથિ સંચરઇ. ૩૨
અનેકિ દૂષણ દેખઇ સહી, કૂડ, કુટિલ ગતિ છાંડઇ નહી,
ભોગભૂઅંગમ વર્જિત કાન, યથા મેષ, ગર્દભ નઇ શ્વાન. ૩૩
પર નારીના અવગુણ એહ, પાતક પંથ સરીખા મેહ,
આંહાં સહઇ બહૂ પરિભવ પિંડ, પરલોકિ યમ કેરુ દંડ. ૩૪
બ્રહ્મચર્ય તપ ઉત્તમ એહ, અષ્ટ વિધિ જન પાલઇ જેહ,
જિતુ તેણઇ સમૂલ સંસાર, વલી વલી તેહનઇ કરું જુહાર. ૩૫

---

૨૯ ઘ; જા. છિ; બોલિસ–ઘ. બોલેસ, ગુ. બોલિશિ; કરી–મં. તેહ. ૩૦ મેદ–ફા. સ્વેદ; લાલા–આં. લોમ; સ્વેદ–ફા. શ્વેત; પિત્ત–ઘ. પિતિ. ૩૧ વિષ્ટા૦ ગુ. મલમુત્ર સ્થાનક દુરગંધ. ૩૨ પંથિ–ઘ. જા. મધ્ય. ૩૩ કૂડ હિ. કુડઇ; કુટિલ–ખ. આ. કપટ; કાન ગુ. ફા. ખ. કામ. ૩૪ આંહાં–હિ. આંહીં. સહઇ–હિ. સહેઇ, જા. સિહિ; પરિભવ; પરલોકિ–હિ. ફા. પરલોકે; શરીખાં–ગુ. શરીરે. ૩૫ સમૂલ–હિ. સમૂલ; જુહાર–ફા નમસ્કાર.

## કથાપ્રસંગ ( ચાલુ )

પૂર્વછાયુ

નિંદા કીધી નારિની નરનૂં કરિસ વખાણ,
યથા રુપ વનિતા તણું તથા પુરુષનૂં જાણિ. ૩૬

ગંધ ન જાણઇ પદકમલ યા મકરંદ મુરારિ,
જીવત શબ નરનઇ ભજઇ મતિમૂઢા સા નારિ. ૩૭

સવિ કિહિના હિતકારણઇ દીધી શીખ સુચંગ,
હવઇ યથાયુગતિ કહોસ. પૂરવ કથાપ્રસંગ. ૩૮

અજામેલ વેશ્યા તણુ લાગુ મોહ અપાર,
રાત્રિદિવંસ ક્રીડા કરઇ, તજ્યુ કુટુંબ-પરિવાર. ૩૯

આણઇ ધિન ધૂરતપણઇ, કરી વિનાણ વિચિત્ર,
ઇમ કરતાં સંતતિ થઇ, તેહ તણઇ દશ પુત્ર. ૪૦

નામ નારાયણુ તણૂં સઘલા લહુડુ જેહ,
લાડિ પાલઇ માયબાપ, અતિ ઘણુ વલ્લભ તેહ. ૪૧

---

૩૬ કરિસ-જા. કરોસ, મં. કરેરા, ઘ. કરુ, ખ. ગુ. આં. કરેશ. ૩૭ પદ-હિ. ફ્રા. ઘ. પદમ,-ગુ. પદમિનિ; યા મકરંદ-હિ. પામુ મુકુંદ, ફ્રા. ખ. યા મુકુંદ, કા. લજ્જા મુકુંદ; જીવત-હિ. ઘ. જીવ, ખ. જીવિત; મૂઢા-હિ. મૂઢી; યા૦-ખ. યથારુપ વનીતા યા મુકુંદ મોરારિ. ૩૮ સવિ કિહિના કા. સેવકના, આં. શબ કેહેના; યથાયુગતિ-ખ. યથાયૂક્તિશૂં, પ્રા. યથાયુગતિઇં; કહોસ-ગુ. કહેશે, આં. કહીશ, ખ. કહેશ, મં. કહૂં. ૩૯ ત્યજ્યુ-જા. તિજ્યૂ, ફ્રા ઘ. તજ્યુ, ખ. ત્યજી. ૪૦ વિનાણ-ગુ. કરમ; થઇ-જા. હોઇ;ઘ. મં.હવિ,ગુ. હુઇ; તણઇ-ઘ. તણા. ૪૧ લહુડુ-પ્રા. લહુડઉ; નામ૦-ખ. નામ ધરું નારાયણીઉ; લાડિ-આં. લીલા; પાલઇ ખ. કરાવિ; માય-ગુ. ભાય; ફ્રા. માં કડી ૪૨ થી ૫૪ મી કડી સુધીના ભાગનું પાનું ખોવાયલું છે. ઘણુ-હિ. ઘ. ઘણ.

ચૂપૈ

અજામેલ વેશ્યાઘરિ વાસ, બાંધુ બંધનિ આશાપાશ,
વરસ આઠ નઇ ઉપરિ અશી, યથા ચોર ધાત્યુ ભાકશી. ૪૨
મરણકાલ તેહનુ પુહુત, લેવા નઇ આવ્યા જમદૂત,
ત્રિણિ ભયંકર નઇ વિકલાલ, દારુણ રુપ સરીખા કાલ. ૪૩
તે દેખી ભય મન માંહિ ધરયુ, સુત નારાયણીયુ સાંભરયુ,
ગાઢઇ કીધુ સાદ અપાર, તતક્ષિણિ આવ્યા હરિગણ ચ્યાર. ૪૪

પૂર્વછાયુ

રુપ અનોપમ તેહ તણાં, ગાઇ ગુણ ગોવિંદ,
શંખ, ચક્ર, ગદા ધરઇ, સેવક શરણ મુકુંદ. ૪૫
તે પૂછઇ યમદૂત નઇ: "કહુ તહ્મારું નામ,
"કિહાં વસુ, કેહેવૂં કરુ, ઠાકુર કેરું કામ." ૪૬

ચૂપૈ

"અહ્મો દૂત તણા શ્રી ધર્મ, પુણ્ય-પાપનુ જાણૂં મર્મ,
"જેહવૂં પાપ હૂઇ જેહનઇ, તેહવુ દંડ કરું તેહનઇ. ૪૭
"અહ્મ આયસ દીધુ જમરાજ, એહનઇ લેવા આવ્યા રાજ,
"નિષ્ઠુર પાપી કેરુ પિંડ નરક માંહિ પાચશૂં શત ખંડ." ૪૮

---

૪૨ બાંધુ-ખ. મં. બાંધ્યુ; ધાત્યું જા. ધાલુ, ગુ. ખ. મં. ધાલ્યુ, અં. ઘાતો. ૪૩. વિકલાલ-પ્રા. ઘ. મં વિકરાલ, ખ. વિકરાલુ. ૪૪ ખ. પ્રા. ઘ, તેહ; ધરયુ-ખ. જા. ઘ, ધરુ; નારાયણીયુ-કા. નારાયણજી, સંશોધકે નવીન ધારવાળું નામ ખોસ્યું છે. ખ. સંભરુ; સાદ અપાર-મં. તેહનિ સાદ; તતક્ષિણિ-ખ. તેતલિ; ૪૫ ગાઈ-કા. આવ્યા; ગોવિંદ-જા. ગુ. પ્રા. ઘ. ગોવ્યંદ. ૪૬ પ્રા. માં કડી ૪૬ થી ૬૩ સુધીનો ભાગ ફૂટી, તૂટી, ગયલો છે. કિહાં૦ ગુ. કુંણે તમને મોકલ્યા; ઠાકુર૦ ગુ. કયાંહાં તમારે ઠાંમ. ૪૮ નિષ્ઠુર-ખ. ગુ, ઘ. નિષ્ટર; પાચશૂં-હિ. સિવાય અન્ય સઘળી પ્રતિઓમાં પચશું, પચશે.

વચન કહિ ગણુ ત્રિલોચન તણા : " જમદૂત ! સુણુ એક વાત :
લોક પીડિવા તણુ ઉપાય, રક્ષા ભલુ કરુ છુ ન્યાય: ૪૯
પટલ તણી પરિ કીધી સહી, સાચૂં જૂઠૂં જોઇઉ નહી,
લેખૂં માંડયૂં પરજા તણું, નઇ ઘર ઊગારયૂં આપણું. ૫૦
તહ્મો દૂત તણા શ્રી ધર્મ, બોલ્યુ મુખિ આપણઇ અધર્મ,
નવિ ઉલખુ ભગત ભગવાન, પંડિત તણું વહુ અભિમાન. ૫૧

## (રામનામનો મહિમા)

જાણુ નહી યોગ જગનાથ, સાપ તણિ મુખિ ઘાલુ હાથ,
પાછા વલુ ભણી યમલોક, નહિ તુ મારયા જાશુ ફોક. ૫૨
મંત્રિ મંડૂકી બાપડી મણિધરિ મસ્તકિ બઇસઇ ચડી,
તેહનૂં કેઇ ન લિઇ નામ, જેહનઇ માથઇ સમરથ સ્વામ. ૫૩
તે પદ પામઇ પરમાનંદ, મરતાં નામ તણું ગોવિંદ,
એક વાર વાણી ઉચ્ચરઇ, મહાપાપ ઉપપાતક હરઇ. ૫૪
વાલ એક કેરુ અંગાર ઇંધણુ તણા દહઇ દશ ભાર,
તિમ એક નામ તણું ગોપાલ પાતક પંચ હરઇ તતકાલ. ૫૫
સવિતા સહસ્રકિરણુ પ્રકાશ અંધકારનુ કરઇ વિનાશ,
તિમ એક નામ તણું ગોપાલ, પાતક પંચ હરઇ તતકાલ. ૫૬

---

૪૯ કહિ-મં. કિહઇ; તણા-હિ. સિવાયની બીજી પ્રતિઓમાં 'તાત'; સુણુ-ગુ. સૂણિ તહ્મેં; ભલુ-જા. આં. ભલી. ૫૦ ઘ. પિરિં; જૂઠૂં-જા. કૂડું; જોઇઉ મં. જોયું; માંડયું-ગુ. માંડી, ખ. માંડયું; નઇ-ખ. ઘ. અનિ; ઉગારયૂં-સુ. ઉગારિ, કા. ઉગારયું. ૫૧ તહ્મો૦--જા.તહ્મો દૂતો ધર્મ તણા શ્રીદૂત; બોલ્યુ-ગુ. બોલિ, કા. બોલો. ૫૨ ઘાલુ-જા. ઘાલ્યુ; વલુ ભણી-મં. વલી જાયો; નહિ તુ-મં. નહિ તરિ; ૫૩ મંત્રિ-કા. ગુ. આં. મંત્રે; બઇસઈ-જા. બિસઇ, ખ. ઘ. બિઠિ; ખ. તેહ તણું ઘ. તેહનુ; કેઇ-જા. ઘ. ખ. કો; લઇ-જા. ખ. લિ. ૫૪ ઉપપાતક-ખ. હેલાં. ૫૫ કેરુ-જા. તણુ; દહઇ-ખ. દિહિ; દશ-ઘ. ખ. મં. શત; ગોપાલ-હિ. ગોવિંદ; હિ. તતકાલિ. ૫૬ વિનાશ-ખ. તે નાશ; ગોપાલ, ઘ. ખ. હરિ.

બલવંત સિંહ કેસરી એક, યમ જીપઇ ગજયૂથ અનેક,
તિમ એક નામ તણું ગોપાલ પાતક પંચ હરઇ તતકાલ. ૫૭
જેહનઇ શરણિ એક શ્રીરામ, જીવ્હા અગ્રિ વસઇ હરિનામ,
સ્પરશન કરી શકઇ નવિ પાપ, તેહનઇ પદ્મપત્રિ યમ આપ. ૫૮
વદઇ સદા ગોવિંદ ગુણગ્રામ બિહુ અથવા કરતુ કામ,
સ્પરશન કરી શકઇ નવિ પાપ, તેહનઇ પદ્મપત્રિ યમ આપ. ૫૯
કૃષ્ણકથારત જેહનૂં ચિત, લજ્જા છાંડી ગાઇ ગીત,
સ્પરશન કરી શકઇ નવિ પાપ, તેહનઇ પદ્મપત્રિ યમ આપ. ૬૦
પાતક જનમ કોડિનાં દહઇ, એક વાર યે વાણી કહઇ,
ઇચ્છા રહિત નામ જગનાથ, પાવક માંહિ પડયુ યમ હાથ. ૬૧
નામ હરિદ્વય અક્ષર સાર, ભાવ ધરી ભણઇ એક વાર,
મોક્ષમારગ ઉપરે જેણ, કમવા કાછડ બાંધુ તેણ. ૬૨
વિષ્ણુ સદા જે સમરઇ સહી, અધક્ષણ એક વિસારઇ નહી,
બીજા વિધિ નિષેધ છઇ જેહ, સઘલા એહના કિંકર તેહ. ૬૩

---

૫૭ સિંહ–ખ. માહા, ઘ. શંઘ. ૫૮ જેહનઇ૦–ફ્રા. યેહનિ હ્રદય વસિ શ્રીરામ; જીવ્હા૦–જા. ગુ.મં. જીવ્હા યિકુ ન મૂકિ નામ; હિ. સ્પરશનિ. ૫૯ કા. માં આ કડી નથી. પત્રિ–હિ. સિવાયની બીજી બધી પ્રતિઓમાં 'પત્ર.' તેહ નઇ૦–મં. પદ્મપત્રિ ન લાગઇ આપ. ૬૦ મં. કૃષ્ણકથારસિ; જેહનૂં જા. ગુ. હૃઇ. ૬૧ કોડિ–ફ્રા. ઘ. કોટિ; દહઇ–જા. હરઇ, ખ. જાઇ; નામ–ખ. તણિ; પડયુ જા. ઘ. પડિઉ; જા. માં આની પછી નીચેનો શ્લોક વધુ છે:–

हरो हरस्य पापानि दुष्टचित्तैरपि स्मृत ।
अनिच्छयापि संस्पृष्टो दहति वै पावक ॥

૬૨ દ્વય–જા. ખ. દોયે, ઘ, દ્વિ; જેણ–ફ્રા. ખ. જેહ; કાછડ–ખ. કાછડુ, કા. કાછડો; કમવા–કા. કર્મ; બાંધુ–જા. બાંધ્યુ; તેણ–ફ્રા. જા. તેહ. આની પછી અં. ગુ. મં. માં નીચેનો શ્લોક વધુ છે:—

सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वय ।
बद्धपरिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥

૬૩ વિષ્ણુ૦–મં. કૃષ્ણકથા યે સમરથ સહી. એહના–હિ. એહના. જા. માં આ કડી નથી. જા. માં આ ૧૩ મો શ્લોક નથી.

श्लोक

स्मर्तव्यः सततं विष्णुः विस्मर्तव्यो न जातुचित् ।
सर्वे विधिनिषेधाः स्युरेतयोरेव किङ्कराः ॥ १३ ॥

ચૂપૈ

યોગક્રિયા શ્રદ્ધાદિક કર્મ આચરતાં નાનાવિધ ધર્મ,
નૂન અધિક સકલ મહિમાય, હરિસમરણિ પરિપૂરણ થાઇ. ૬૪

श्लोक.

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्यूनं संपूर्णतां याति सद्यो वंदेतमच्युतम् ॥ १४ ॥

ચૂપૈ

વલી વચન કહૂં એકાંતિ સકલ પુરાણ તણુ સિદ્ધાન્ત,
વ્રતદાન, તપ, તીરથ સાર સમવડિ નાવઇ નામ મુરારિ. ૬૫

અડયલ.

જેહનઇ હ્રદય વસઇ વનમાલી, તેણુઇ પ્રતિજ્ઞા સાચી પાલી,
યમના લેખાની લીહ વાલી, આવાગમનની ખડભડ ટાલી. ૬૬
કહૂં એક શીખામણ સારી, જુ તહ્મે વાત માનુ અહ્મારી:
જે જન ભણી જઇ ભગત મુરારિ, દૂરિ છાંડિજ્યો તે નરનારી. ૬૭

---

૬૪ યોગ–ધ. ખ. યાગ; ક્રિયા–ગુ. દયા. ૬૫ વલી–ધ. વલીવલી; તણુ–મં. તણૂં; સાર–ધ. વારિ; ખ. ને મં. માં નીચેનો શ્લોક વધારે છે:

गौकोटिदानं गृहणे तु काशी प्रयाग गंगोदक कल्पवासी ।
यज्ञायते मेरुसुवर्णदानं गोविंदनामानी समानी तुल्यं ॥

ઉપલા શ્લોકનું બીજું પાદ આવું હોવું જોઇએ: मकरे प्रयागः हरिकल्पवासी । અડયલ પ્રા. મં. મડયલ, ખ. આઠલ. ૬૬ લેખાની–ખ. જોક્ષમની; લીહ–ખ. લીટી; આવાગમનની–કા. આવ્યા ગયાની; ખડભડ ટાલી–જા. માં આ શબ્દો પડયા છે. ૬૭ ખ. ધ. પ્રા. તહ્મો; ભણીજઇ–પ્રા. મં. ખ. ભણીઇં; છાંડિજ્યો–ખ. મં. છાંડયો, કા. છાંડો, ધ. છાંડજો.

રે યમદૂતા! તહ્મે વિગૂતા, જુ વૈષ્ણુવની કરશુ ચિંતા,
પાછા વલુ મન માહિ વિમાસી, રાત્ર કરુ યમ આગલિ પાશી." ૬૮

ચુપૈ

એણી પરિ કથા અનેક અદ્દભુતા, ઉત્તર રહિતા કરયા યમદૂતા,
વીતુ વાદ, વલ્યા તેહ તણુઇ, પુહૂતા થાનકિ આપાપણુઇ. ૬૯
સાંભલીયુ હરિગણુસંવાદ, અજામેલ ઊપનુ વિખવાદ,
નિંદઇ મનિ યૌવન ધન ધીર, ધિક્ ધિક્ પુત્ર કલત્ર શરીર. ૭૦
અહનિશિ ધ્યાન વિષ્ણુનૂં ધરઇ, શ્રદ્ધા, શમ, દમ, તપ આચરઇ,
તિજ્યૂં કલેવર ગંગાદ્વારિ, અવિચલ પદ પામ્યુ મુરારિ. ૭૧

## ( વૈષ્ણુવનાં લક્ષણ )

પૂર્વછાયુ

દૂત ભણઇ: "યમ! સાંભલુ, ઉદ્ધત હરિગણુ ચ્યારિ,
"આજ્ઞા લોપી તહ્મ તણી, અહ્મો મનાવ્યા હારિ." ૭૨
ધર્મરાજ વલતૂં કહિ: "વચન અનોપમ એહ,
"હૂં પ્રભુ અવર પુરુષ તણુ, વિષ્ણુ ભગત નહી જેહ. ૭૩
"વૈષ્ણુવ કેરું આંગણું સદા વિવર્જિત પાપ,
"તિહાં મ જાશુ આસના, જુ હિત વાંછુ આપ." ૭૪

---

૬૮ યમદૂતા-હિ. યમદૂત. ફા. અં. ખ. યમદૂતો; ગુ. જુ દૂત તહ્મો વિગૂત; કરશુ-મા. કરિસ્યુ; પાશી-હિ. અં. પાછી, કા. બેસી. ૬૯ વીતુ-મા. જીતુ; જા. માં બીજું પાદ નથી; વીતુ૦-મં. યમગણુ વલ્યા વચનિ તેહતણઇ; વલ્યા-મં. વાલ્યા; આપાણઇ-જા. ફા.-હિ. તે આપણિ. ૭૦ મા. સંભલીયુ; વિષવાદ.-હિ. વિષાદ, આહલાદ; નિંદઇ-મા. નંદઇ, ઘ. ખ. નંદિ; મનિ જા. નિત; ધન-ખ. સૂત. ૭૧ તિજ્યુ-જા. તિજ્યૂં, ખ. ઘ. તયૂ, અં. ત્યાજ્યો પામ્યુ-હિ. મં. પામીયુ. ૭૨-૭૩ ખ. કિહિ; ફા. એક; તણુ-ફા. ખ. તુ; અવર-ખ. અવરુ, ઘ. અવરિ. ૭૪ આસના-કા. આજથી

દૂત ભણઇઃ "લક્ષણ કહુ જે જન ભગત મુરારિ,
"કદાચિત્ જાણી નહી તેહ તણા ઘર દ્વારિ." ૭૫
ધર્મરાજ સેવકનઇ કહિ શીખામણ સાર,
લક્ષણ વિષ્ણુ ભગત તણાં બોલસિ કરી વિચાર. ૭૬

ચૂપૈ

સર્વ ભૂતશૂં સમ ચિત્ત ધરઇ, ગુરુ મૈત્રી અનુકંપા કરઇ,
યથાલાભ સંતોષી જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૭૭
પરનારી દેખી મન માહી માતા ભગિની પુત્રી સમાહ
સદા વિચાર વિવેકી જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૭૮
સત્ય, શૌચ તપ, સંયમ સાર, ક્ષણભંગુર જાણઇ સંસાર,
શમ, દમ, દયા, દાન પર જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૭૯
ઇન્દ્રિય તણા ન વાંછઇ ભોગ, લાભાલાભ, સંયોગવિયોગ,
હરિષ શોક નવિ આણઇ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૦
કામ, ક્રોધ, તૃષ્ણા નવિ કરઇ, શ્રદ્ધા સહિત ધર્મ આચરઇ,
મનિ અહંકાર ધરઇ નવિ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૧
પિતાપિતામહ પોષઇ ભાવ, દેવ,વિપ્ર, ગૌ પૂજઈ પાય,
વર્ણાચાર ન છાંડઇ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૨

---

૭૫ જા. કહિ; ખ. મં. કુહુ; જાણિ-ગુ. જાએવુ, કા. જાતું. ૭૬ સેવકનઇ-ગુ. આં. સેવક પ્રતિ, ખ. પ્ર વલતુ; કહિ-હિ. કેહી, ખ. કિહિ; બોલિસિ-ફા. ખ. મં. બોલિશ, પ્રા. જા. બોલિઇ, ઘ. બોલોસ. આની પછી મં. માં ૯૩મી કડી છે. ૭૭ ભણીઇ હિ. ભણીજઇ; ઘ. વૈષ્ણવભક્ત. ૭૮ સમાહ-જા. ભાય, હિ. પ્રા. મં. ભાવઃ પરનારી ગુ. પરનારીનાં; મન માંહિ-ગુ. હાવ; વિચાર-ગુ. વિચારી; વિવેકી-હિ. ગુ. વિવેક; ફા. માં આ કડી નથી. ૭૯ જાણઇ-ગુ. દેખી; પર-હિ. તતપર, ખ. તપ; કા. માં આ કડી નથી. ૮૦ ખ. ઘ. ગુ. ઇન્દ્રી, કા. ઇન્દ્ર-સંશોધકનો સમજફેર છે. ૮૧ તૃષ્ણા નવિ કરઇ-આટલો ભાગ ફા. માં પડયો છે; ઘ. માં આ કડી નથી, આં. માં ભૂલમાં લહીઆએ કડી ૮૪ મી અહીં બેવડી લખી છે. ૮૨ પૂજઇ-હિ. ખ. ઘ. પૂજન; છાંડઇ-જા. પ્રા. છંડઇ; પિતા૦-ગુ. માતા-પિતાનાં પૂજિ પાય, સેવિ સુર બ્રાહ્મણ નિ ગાઇ.

રસના રામનામ ઉચ્ચરઇ, તુલસીમંજરિ મસ્તકિ ધરઇ
તિલક કરઇ હરિચંદન જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૩
ભૂધર ભજઇ ભગતિ નવ ભેદ, અર્પિત કર્મ ઉદરિ નૈવેદ,
અનંત આયુધભૂષિત જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૪
વિષ્ણુ તણા ગાઇ ગુણગ્રામ, વૈષ્ણવ જનનઇ કરઈ પ્રણામ,
પુરી દ્વારિકાં-વલ્લભ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૫
વ્રત એકાદશી વૈષ્ણવ મંત્ર, જાણઇ આગમમારગ તંત્ર,
હરિચરણોદક-વલ્લભ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૬
ગોપીચંદન, શાલીગ્રામ, અહનિશિ હદિ વસઇ શ્રીરામ,
ગીતા-ગંગાવલ્લભ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૭
સાંભલતાં ગુણ યાદવ વીર, હૂઇ રોમાંચિત સકલ શરીર,
નયનાનંદ ઝરિ જલ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૮
વંચદ્રોહ, પરધન નવિ હરઇ, મનસાં વાચાં પરહિત કરઇ,
પર અપવાદ ન બોલઇ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૯
સંગાત સાધુ પુરૂષની કરઇ, કૂડ-કપટ-પંથ જ પરહરઇ,
ક્ષમાવંત મન નિર્મલ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૯૦
સદા સકોમલ બોલઈ વયણ, કિહના દોષ ન દેખઇ નયણિ,
સર્વભૂતનઇ વલ્લભ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૯૧

---

૮૩ તિલક૦-ગુ. 'હરિચરણોદકવલ્લભ જેહ; ફા. માં આ કડી નથી. હરિચંદન-પ્રા. હરિચંદનિ. ૮૪ ભેદ-જા. ભેદિ; નૈવેદ-ફા. નિવેદ; ભૂષિત-ગુ. ભૂષણ. જેહ-મં. દેહ. ૮૫ ફા. માં આ કડી નથી. ૮૬ આગમમારગ-જા. મારગ આતમ; ઘ. માં આ કડી નથી. ૮૭ હદિ-ઘ. રૂદિ, હિ. હ્રદ, ફા. હ્રદય; અહનિશિ૦-અં. અહર્નિશ કરે વિષ્ણુનું ધ્યાન; ગીતા-હિ. ગાતાં, ફા. ગીત. ૮૮ હિ. હોઇ; મં. રોમાંકિત; જલ-જા. મં. નર; નયનાનંદ-ખ. નયણે. ૮૯ અપવાદ-ગુ. ઘ. ઉપવાદ. ૯૦ પંથ-મં. મિથ્યા, કા. પંથ જ. ૯૧ વયણ-હિ. વયણિ; કિહના-ખ. કિહિના; પ્રા. ખ. ઘ. નયણ; સર્વ૦-મં. સર્વભૂતહિતકારી જેહ.

જે વન વાવઇ તુલશી તણું, પરહરજો તેહનૂં આંગણૂં,
વિષ્ણુકથા વંચાઇ જિહાં, રખે વિશ્રંસઇ જાઉ તિહાં. ૯૨

વૈષ્ણુવ કેરું કુલ સ્વસ્થાન, માયબાપ બાંધવ સંતાન,
સંગતિ, પ્રીતિ, શયન, વિશ્રામ, દૂત મ લેશુ તેહનૂં નામ. ૯૩

વલીવલી કહૂં શીખામણુ ઘણી, દિશિ મ જાશુ વૈષ્ણુવ તણી."
ઇણી પરિ વચન વિચાર અનેક યમિ સેવકનઇ કહ્યુ વિવેક. ૯૪

ભગતવત્સલ ભણીઇ ભગવંત, એકમનાં ઉલગુ અનંત,
ઇણુઇ દૃષ્ટાંતિ કહી એ કથા, મુગતિ અજામેલ પામ્યુ યથા. ૯૫

ભગતયોગ કેરુ દેવેશ, લક્ષણુ મિષિ કહ્યા ઉપદેશ,
એ કથા જુ આવઇ હૈઇ, એકેકિ સાધનિ છૂટિઇ. ૯૬

પોપટિ યમ વાણી ઉચ્ચરી, હૈયા માંહિ નવ આવઇ હરિ,
વિષ્ણુભગતિ કહિતાં સોહલી, સમ્યક્ પરિ કરતાં દોહિલી. ૯૭

શીખ અવરનઇ દીધી સહી, માહરઇ પોતઇ એકઇ નહી,
ભીમ ભણઇ નવિ જાણૂં વાદ, છૂટસિ વૈષ્ણુવ તણા પ્રસાદ. ૯૮

---

૯૨ તણૂં-ગુ. તણાં; વિશંસઇ-જા. ધ. મં. વરાંસિ; જાઉ-ધ. જાતા. ૯૩ સંગતિ-ફા. આસન; શયન-પ્રા. સમય, ધ. સ્વજન, કા. સેન. ૯૪ વિચાર અનેક-હિ. કહ્યાં વિચાર, ખ. વિચારૂ અનેક; અનેક-મં. વિવેક; યમિ૦-મં. દૂત ભણાવ્યા યોગ અનેક; કહ્યું-ફા. કહ્યઉ, ધ. ખ. કહ્યુ. ૯૫ ભણીઇ-ગુ. ભણીયિ; ઓલગુ-ફા. ગુ. જા. પ્રા. ઉલગિ; આં. અલગો, કા. સાંભળજો; અનંત-કા. સંત; એ-ગુ. મિ. ૯૬ કહ્યા કા. દિધો, મં. ગુ. કહ્યું; હૈઇ-જા. હૈઇઇ, ખ. ધ. હઇયિ; એકેકિ-હિ. એકેયા, કા. અક્કેક, આં. એકેકે, ખ. એકાએકિં; સાધન-પ્રા. પરશનિ; છૂટિઇ-હિ. છૂટઇ. ૯૭ પોપટિ-પ્રા. ફા. ધ. ખ. પોપટ; હૈયા-જા. હિયડા, ખ. હઇડા; નવ-હિ. ન, ખ. જુ; પરિ કરતાં-ગુ. ખ. આચરતાં; હિ. દોહલી. ૯૮ એકઇ-જા ખ. એકૂ, આં. એકો; છૂટસિ-જા. મં. છૂટિશિ. ફા. છૂટેશ, ખ. છૂટૂં, પ્રા. છૂટઇ, ધ. છૂટોસ, આં. છૂટે.

## ઇન્દ્રના પાપનો પ્રતિકાર

પૂર્વછાયુ

દક્ષ તણઇ તપસાં કરી પુત્ર ઊપના જેહ,
નારદઇ વચનઇ કરી મુગતિ પામિયા તેહ. ૯૯

ચૂપૈ

વિશ્વરુપ પુત્રીસુત જેહ, દેવ પુરોહિત ભણીઇ તેહ,
દીધું હિત કહી નઇ ઘણું કવચ શ્રીનારાયણ તણું. ૧૦૦

પૂર્વછાયુ

ઇન્દ્રિ તેહનુ વધ કરયુ, હત્યા તણુ પ્રતિકાર,
સ્ત્રી, તરુઅર, જલ, મેદિની, આપ્યાં થાનક ચ્યાર. ૧૦૧

ચૂપૈ

ઊપન્નુ વૃત્રાસુર નામ, વાસવશ્યૂં માંડ્યુ સંગ્રામ,
તેજબલ ભક્તિ જ્ઞાન અપાર, બોલ્યાં વિવેક વચન વિચાર. ૧૦૨

## રાજા ચિત્રકેતુને બોધ

તેહ વધ–પાતક–પ્રતિકાર પૂરવ જન્મકથા અવતાર,
રાજા ચિત્રકેતુ ત્રૈલોકય, પુત્ર તણુ તે પામ્યુ શોક. ૧૦૩
આવ્યા રિષિ નારદ અંગિરા, કરયુ વિશોક સકોમલ ગિરા,
જીવ તણા નિજ વચન નિબોધ નારદઇ આપ્યુ વિદ્યાબોધ. ૧૦૪

---

૯૯ ઊપન્ના–જા. ધ. ઉપનુ, ગુ. અં. ઉપનો; વચનઇ–ફા. તપસા. ૧૦૦ પુત્રી–ધ. નિષ્ટરા; ઘ. દીધુ; ઘણુ; હિત–જા. દેવ; ઘણું–ફા. ઘણુઉ; કવચ૦ હિ. માં આ પાદ પડેલું છે. ૧૦૧ ખ. ઘ. કરુ; હત્યા તણુ; જા. ફા. ગુ. હત્યાનુ; આપ્યાં ખ. કીધા એ; હિ. મં. ચ્યારિ. ૧૦૨ ઊપન્નુ–જા. ઉત્પન્નુ; તેજ–હિ. સિવાયની બીજી પ્રતિઓમાં 'તેહ'; ભક્તિ–મા. ભગતિઇં; જ્ઞાન–ફા. મા. ન્યાન. ૧૦૩ અવતાર–હિ. અપાર; પામ્યુ–ફા. પામ્મઉ, જા. પાલિ. ૧૦૪ કરયુ–ફા. કરયઉ, ધ. કરુ, જા. કરાં, મં. કીધુ; સકોમલ–ખ. વિશેષિ; નારદઈં–ગુ. નારદિ કથા કહી પ્રબોધ; વિદ્યાબોધ–ફા. વિદ્યાપ્રતિબોધ.

સંકર્ષણુદર્શનિ આલ્હાદ, તેહનઇ કીધુ બહુ પ્રસાદ,
આપી વિદ્યા પરમા બુધિ, થોડઇ કાલિ પામ્યુ સિધિ. ૧૦૫
એક વાર પુહુતુ કૈલાશ, હસિયુ દેખી લીલવિલાસ,
પારવતીનઇ શાપઇ કરી, પામ્યુ યોનિ તે આસુરી, ૧૦૬
ઉતપતિ દિતિનઇ ઉદરિ નિવાસ મરુતગણુ ઉગણુપંચાશ,
પતિ પૂછયા કશ્યપ ભગવાન, કહીયૂં સુતવ્રત વચન વિધાન. ૧૦૭
ભીમ ભણઇ સાંભલતાં એહ, અતિ ઘણુ પાતિક છૂટઇ તેહ,
છઠિ સુધિ વચન વિખ્યાત એતલઇ કલા પુહુતી સાત. ૧૦૮

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિતા હરિલીલા સોલ કલામાં સપ્તમી સમાપ્તા ।



## કલા ૮ મી

### પ્રલ્હાદ આખ્યાન

પૂર્વછાયુ

સપ્તમઇ પ્રહલાદનુ ભક્તિયોગ ભગવાન,
હિરણ્યકશિપુ રણિ મારીઉ બોલિશી તેહ આખ્યાન. ૧

---

૧૦૫ સંકર્ષણુ–જા. સંકર્ષણિ; દર્શનિ–હિ. પ્રા. સિવાયની બીજીમાં 'દર્શન'; બહુ–ગુ. બહુત; પરમા–હિ. પામી, કા. પરમાર્થ; ખ. ધ. થોડિ; પામ્યું. હિ. પામીયુ, પામીઉ, ધ. પામયુ; સિદ્ધિ–જા. ઘ. શુદ્ધિ. ૧૦૬ પુહુતુ–જા. ગુ. પુહુતા; કૈલાશ–જા. ફા. કૈલાશિ; હસિયુ–ગુ. હશિયા. ૧૦૭ ઉદરિ–કા. ખ. ઉદર, મં. ઉદરે; પૂછયા–ખ. પૂછિ, મં. પૂછયું; કહીયૂ૦–ફા. સાંભલિ રે તૂં આતમજ્ઞાન. ૧૦૮ ઘણુ–ખ. ઘણા, ગુ. ઘન; વિખ્યાત–હિ. પ્રા. વિક્ષાત. ઈતિશ્રી–હિ. માં—ભીમવિરચિત, વિષ્ણુપુરાણે હરિ—છે. પણ મં. કા. ફા. માં "વિષ્ણુપુરાણે" નથી; ઘ. જા. ઇતિશ્રી ભાગવતી કથા હરિલીલા૦; મં. હરિલીલામાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે ષષ્ટ સ્કંધે કલા સપ્ત સમાપ્તા સંખ્યા ચૂપૈ ૮૨; પૂર્વછાયા ૨૪; મડયલ ૩; શ્લોક ૧૭; એવં ૧૨૬. મં. માં ચોપૈ જોઇએ, કારણુ તેની ૬૫ મી ( જે ૯૩ છે ) કડી બેવડાઇ છે. તેમ શ્લોકની સંખ્યા લહીઆએ ભૂલથી ત્રણુ વધુ મૂકી છે.

વધ દેખી શિશુપાલનું રાય યુધિષ્ઠર વાત,
મુનિવર નારદ પૂછિયાઃ " કુહુ વૃત્તાંત એ તાત ! " ૨
નારદ ભણઇઃ " કથા કુહુ, સુણુ યુધિષ્ઠિર રાય !
" કૃષ્ણશરણ એ પામિઉ તેહ તણુ મહિ માય. " ૩

ચૂપૈ

એક વાર સનકાદિક ચ્યાર, તે પુહુતા વૈકુંઠ મઝાર,
જાતાં વારયા મુનિ સંતાપ, જયવિજયનઇ દીધુ શાપ. ૪
રિષિ વિનવ્યા ભાવિ મનિ ધરી, તે ઉપરિ અનુકંપા કરી,
પામશુ હરિપદવિશ્રામ ત્રીજિ જન્મિ તહ્મારું ઠામ. ૫

પૂર્વછાયુ

હિરણ્યકસ્યપુ, હિરણ્યાક્ષનુ પ્રથમઇ જન્મ ભૂપાલ;
બીજઇ રાવણ, કુંભકરણું; દંતવકત્ર, શિશુપાલ. ૬
વધ દેખી હિરણ્યાક્ષનુ, માતા પામી શોક,
પુત્ર વચન બહુ બોલિયાં, કીધુ તેહ વિશોક. ૭

ચૂપૈ

હિરણ્યકશિપુ મનિ કરી વિચાર, તપ માંડયુ અતિ ઉગ્ર અપાર,
રહિ નિરંજન વન મઝારિ, તજ્યૂં અન્નફલ ભોજન વારિ. ૮
ઇમ કરતાં દિન હૂઆ ઘણા, ત્વચ, નખ, કેશ ગયા શિર તણા,
બ્રહ્મા આવ્યા અંતરિ ધ્યાનિ, તુઠાઃ " વછ ! માગિ વરદાન. " ૯

---

કલા ૮ મી

૨ રાય-જા. રાઉ. ૩. મં. સુણિ, ખ. સુણ્ય; એ-જા. પદ, ફા. જે; પામીયા, ધ. પામયુ. ૪. હિ. ચ્યારિ. કડી ૪ થી ૭ અં. માં નથી. વારયા-જા. ગુ. વારયુ, ખ. ધ. વારા; મુનિ-હિ મન, ફા. ખ. મનિ. ૫ ધ. ઉપિરિ; હિ. પામિશુ; જા. પામ્યેસુ, આ. પામિસ્યુ, ફા. પામેશુ, ખ. પામશુ, ધ. પામેશ, કા. પામિશ. ૬ હિ. હિરણ્યાક્ષસુ; પ્રથમઇ-ગુ. પિહિલી; દંતવક્ત્ર-મં. આ. હિ. જા બાંધવશૂં. ૭ કીધુ-જા. આ. કીધી; તેહ૦-ખ. તેહનું નવિ, શોક; વિશોક-ગુ. વિશેષ. ૮ માંડયુ-ફા. માંડયઉ; હિ. અપારિ; તજ્યું-ધ. તયૂં. ૯ હિ. હોઆ, જા. હુઆ; તૂઠા-જા. આ. ખ. તુઠું, ફા. તુઠઉ.

"ઘરિ, બાહરિ, નભ ધરા મઝારિ, દેવ અસુર, પન્નગ, નરનારિ,
"સૂકઇ, નીલઇ, દિવસ ન રાત્રિ, મુઝનઇ મરણ ન આવઈ તાત!" ૧૦

માગ્યૂં તે આપ્યૂં વરદાન, બ્રહ્મા હુઆ અંતર્ધ્યાન,
હિરણ્યકશિપુ હરષિત આવિયુ, વેગિ મેલાવુ મેલિઉ. ૧૧

કોપ કરી ચાલ્યુ અસુરેન્દ્રઃ "યુદ્ધ કરી નઇ જિતુ ઇન્દ્ર."
કાઢ્યા દેવ ધરી નઇ કંઠિ, નાઠા તેહ ગયા વૈકુંઠિ. ૧૨

કેશવ નઇ કીધુ પ્રણામ, કર જોડી વિનવિયા સ્વામિઃ
"હિરણ્યકશિપુ પરભવ્યા અપાર, "રાખિ, રાખિ હો વિશ્વાધાર!" ૧૩

વિષ્ણુ ભણઇઃ "દેવા! સાંભલુ; કરેશ કાજ, તહ્મે પાછા વલુ,
"સંતદ્વેષ આણુશિ યદા, પાપી મરણુ પામશિ તદા." ૧૪

હિરણ્યકશિપુ કેરું બલ બહૂ, મારી હારિ મનાવ્યા સહૂ,
જિતા સુર, નર, પન્નગ લોક, પાલઇ રાજ તણું ત્રિલોક. ૧૫

સુત પ્રહ્લાદ વડુ તેહ તણઇ, ગુરૂના પુત્ર કહિ તે ભણઇ,
પિતા પ્રશંસી પૂછઇ વાતઃ "શૂં શૂં ભણિયુ કહિનઇ તાત!" ૧૬

વલતૂં વચન કહિ પ્રહ્લાદઃ "કરી ન જાણું કૂડુ વાદ;
"હરિનૂં નામ ન મૂકૂં ઘડી, સાચી વિદ્યા એ આવડી. ૧૭

---

૧૦ નભ–જા. મં.નગ, ગુ. નવિ; હિ. અસુરનઇ પન્નગનારિં; દેવ–જા. દૈત્ય. ૧૧ માગ્યૂં૦–ધ. "માગુ તે આપુ વરદાન." હિ. હોઆ; હિ. અંતરિધ્યાન. આવીયુ–ગુ. ઉઠીઉ. ૧૨ કાઢ્યા–ગુ. નાંક્ષા; ગયા–કા. પોહોત્યા. ૧૩ હિ. અપારિ. ૧૪ કરેશ–જા. પ્રા. ફા. કરયોસ, ધ. કરોસ; દેવા–જા. દેવો; સંત–કા. સુતશું: આણુશિ–જા. પ્રા. આણિંશિ, પ્રા. કરિશિ, ગુ. જા. ખ. ધ. કરિસ; હિ. પામિશિ. ૧૫ જા. ધ. પાલિ; મનાવ્યા. મનાવ્યૂં, હિ. ગુ. ધ. મનાવ્યુ; ૧૬ ખ. કનિ, કા. કહણ; હિ. ભણીયૂં; અં. ખ. ભણીયા; કહિ–જા. ગુ. કહુ, ધ. કિહિ. ૧૭ કહિ–મં. કિહઇ; ધ. કિહિ, વલતૂં૦ જા. ભિણિ પ્રિહિલાદ પીતા સૂણય વાત, રૂચિ નહી મઝ બીજી વાત; મૂકૂં–ખ. મેહેલૂં.

" કથાશ્રવણુ, હરિકીર્તન સાર, સ્મરણુ ભજિવા તણા પ્રકાર,
" અર્ચન, વંદન, સેવાભેદ, સખ્યપણું, આત્મનિવેદ. ૧૮
" નવ વિધિ ભક્તિ તણી મુરાર, સઘલા ભણવા માંહિ સાર,
" સાંભલિ સાચૂં બોલૂં તાત ! ગમઇ નહી મુઝ બીજિ વાત." ૧૯
પિતા ભણઇ: "રે સુત ! નિર્ગુણુ, તુઝનઇ શીખ દિ છિ કુવણુ ?"
" હૂં વાંછૂં જેહશૂં સંગ્રામ, તૂં કાં લેઇ તેહનૂં નામ ?" ૨૦
પુત્ર પિતાનઇ વલતૂં વદઇ: " વિષ્ણુ વસિ સવ કિહિનિં રિદઇ,
" અંતરયામી રૂપઇ રહઇ, મુઝનઇ તે શીખામણુ કહઇ. ૨૧

श्लोक

शास्ता विष्णुरशेषस्य जगतो यो हृदि स्थितः।
तमृते परमात्मानं तात कः केन शिष्यते ॥ १ ॥

ચૂપૈ

અસુર ભણઇ: "રે નિષ્ઠુર પુત્ર ! તૂં અવતરિઉ માહરૂ શત્રુ,
" પિતાવચન મન માહિ ન ધરઇ, વિરી તણુ પક્ષ આસરઇ." ૨૨
" વ્રત, દાન, તપ, તીરથ બહૂ, પુસ્તક પોથાં થોથાં સહૂ,
" મુક્તિ સંપદા વાંછિશિ તાત ! ભણિ ગોવિંદ ગોવિંદ દિનરાત્રિ." ૨૩

---

૧૮ સ્મરણુ–અં. શરણે; ભજવા–ખ. ભજિવા, ગુ. ભજેવા, ધ. ભણવા; સેવા–ગુ. પૂજા; ભેદ–ખ. ભેવ; સખ્યપણું–ખ. શીષ્યપણું, ધ. જા. ગુ. સાક્ષપણું. ૧૯ ગમઇ–હિ. સિવાય બધી પ્રતિમાં 'રૂચઇ' કે 'રૂચિ'; બીજિ હિ. કુડિ આના પછી પ્રા. ધ. માં આ શ્લોક વધારાનો છે: श्रवणे कीर्तनं विष्णोः स्मरणं पादसेवनं । अर्चनं वंदनं दास्यं सक्ष आत्मनिवेदनम् ॥ ૨૦ નિર્ગુણુ–જા. નિઘૃણ; કા. નિરધંણુ; નઇશીખ–ધ. ખ. શીષામણુ; લેઇ–હિ લેઇ, ખ. લ્યું છું. ૨૧ પિતાનઇ–પ્રા. કા. પિતાશુ; રૂપઇ–ખ. સાથઇ; ખ. ધ. युक्तो यो हृदयस्थितः । ૨૨ આસરઇ–ગુ. આદરી, ફા. અણુસરિ, અં. ગુ. અનુસરે. ૨૩ વાંછિશિ–અં. વાંછશે; જા. જા. વાંછિસ, ખ. વાંછિ, ધ. વાંછું;–દિન–હિ. દિવસનઇ. શ્લોક વદ જા. પ્રા. રટ.

श्लोक

किं तात वेदागमशास्त्रचिन्तनै-
स्तीर्थैः समस्तैरपि किं प्रयोजनम् ।
यथात्मनो वाञ्छसि मुक्तिसंपदां
गोविन्द गोविन्द इति स्फुटं वद ॥ १९ ॥

ચૂપે

હિરણ્યકશિપુ રોસઇ ધ્રસઇ, હોઠ જિહુ દાંતેશૂં ગ્રસઇ;
તેડયા સેવક કીધુ સાદઃ " ગાઢુ તાડુ એ પ્રહ્લાદ. " ૨૪
વચન સુણી લેઇ ચાલ્યા તેહ, ગિરિ, ગહ્વરિ, જલિ નાંખ્યુ એહ,
વૃક્ષ, શલા, અસિ, મુદ્દગર-માર, પીડા નવિ ઉપજઇ લગાર. ૨૫
પરિભવ સિંહ. મહિષ, ગજ, વ્યાલ, વિષ હાલાહલ, પાવક ઝાલ,
ભેદઇ નહિ વજ્રમઇ અંગ, રક્ષા કરઇ સ્વામી શ્રીરંગ. ૨૬

શ્લોક

अरिर्मित्रं, विषं पथ्यं, अधर्मो धर्मतां व्रजेत् ।
त्वयि तुष्टे जगन्नाथ ! विपरीते विपर्ययः ॥

ચૂપે

પાછુ આવ્યુ રાજદુવારી, સેવક ભણઇઃ "સ્વામી અવધારિ,
" અનેક પરિ દૂહવિઉ સહી, એહનઇ ટાંકી લાગઇ નહી. " ૨૭

---

૨૪ હિ. રોસિઉં-હિ. આ. ધ્રશિંઇ,-કા. અં. ઉધ્રસે; હિ. બેહુ. ગ્રસઇ-હિ. સિવાયની બીજી પ્રતિઓમાં ' ડસઇ; ' ગાઢુ-ખ. ગાઢિ, ફા. ગાઢઉ; તાડુ-હિ. તાડયુ, ફા. તાડઉ. ૨૫ ચાલ્યા-આ. આવ્યા; એહ-હિ. લેય. ૨૬ સિંહ-ખ. ફા. સહિ, ખ. સંઘ; જ્વાલ-હિ. ઝાલ; શ્રીરંગ હિ. શ્રીગોવિંદ, કા. ગોવિંદ. ૨૭ ફા. પાછઉ; ખ. તાં દૂહવ્યુ, ધ. દૂહવયુ, ગુ. દુખવીઉ, કા. દૂહવ્યો; દુવારી-ખ. દુયાર.

ગુરૂના પુત્ર વિચક્ષણ જેહ, શુંડામરક બોલાવ્યા બેહ,
વળી ભણિવા નઇ મૂકયુ તેહ: "રાજનીતિ ભણાવુ એહ." ૨૮

મોટુ રાજા એક મુકુંદ, ભવભયભંજન શ્રીગોવિંદ,
તેહની નીતિ ભણઇ પ્રહ્લાદ, છાંડયુ બીજુ મિથ્યા વાદ. ૨૯

હરિ, પુરૂષોત્તમ, પરમાનંદ, કેશવ, કૃષ્ણ, મુરારિ, મુકુંદ,
સત્ય, સનાતન, રાઘવ, રામ, જિહ્વા જપઇ ગોવિંદ ગુણગ્રામ ૩૦

એક વાર સૂની નેશાલ, તેડયાં સઘલાં નાહનાં બાલ:
" અહિનિશ ધ્યાઉ શ્રીગોપાલ, બીજૂં ભણવૂં આલપંપાલ." ૩૧

વલતાં બાલક બોલઇ સાર: ' સિદ્ધોવર્ણ સૂત્ર વિચાર,
ભેદ જાણિવા સ્વર વ્યંજન, અહ્મો ભણું અક્ષર બાવન." ૩૨

ભણઇ પ્રહ્લાદ: " અછઇ એક સૂત્ર, તહ્મો ભણ્યુ છુ તે કસૂત્ર,
" સિદ્ધો વર્ણ વ્યાપક નિર્વાણ, ક્ષરઇ નહી તેહ અક્ષર જાણિ. ૩૩

" નારદ તણાં વચન છઇ જેહ, સુણ્યુ ઉપદેશ કહૂં હૂં તેહ;
" બાલપણઇ સેવુ દેવેશ, વિષયા વ્યાપઇ યૌવન વેષ. ૩૪

" વાંછિ પુત્ર–કલત્ર–સંયોગ, મિત્ર, પશુ, ધન, નાના ભોગ,
" રાગ, દ્વેષ, તૃષ્ણા, અહંકાર, મછર, હરિષા, મરષ અપાર, ૩૫

---

૨૮. મુકયુ-ફા. મૂકઉ; ભણિવા-હિ. મં ભણવા, આ. ભણેવા; ભણાવુ-હિ. ભણાવ્સું, ૨૯. ઘ, મોટ; મુકુંદ-હિ. મુકંદ; શ્રીગોવિંદ-ખ. ઘ, પરમાનંદ; ખ. છાંડી; બીજુ-આ. કૂડું; મિથ્યા-આ. ફા. ઘ. વિદ્યા. ૩૦ હિ. કા. સિવાયની બીજી બધી પ્રતિઓમાં આ કડી નથી. ૩૧. ભણવૂં-આ. ભણિવૂં; બીજૂં૦-જા. માં આ પાદ પડેલું છે. ૩૨. વલતાં-જા. વલતૂં; હિ. ઘ. બોલ્યાં; ભેદ-કા. વેદ; ભણું-ગુ. ભણસુ. ૩૩. અછઇ-કા. સુણો રે; તે કસૂત્ર-ગુ. એક જ સૂત્ર, કા. કોણ સૂત્ર. ૩૪. તણાં-ખ. નાં; હિ. તણ, કા. છું: વ્યાપિ-ફા. ખ. વ્યાપક, કા. ન વ્યાપે. ૩૫. વાંછિ-ફા. વાંછઉ; હરિષા-મં. હર્ષ; મર્ષ-હિ. મરિષા, કા. મૃષા.

" કામ, ક્રોધ, મદ, લોભ વિશાલ, આશાબંધન માયાજાલ,
' મસ્તકિ કુટંબ તણુ નિત્ય ભાર, ચિંતાવ્ય કુલ ગૃહવ્યાપાર. ૩૬

" વિષ્ણુવાર્તા નવિ સાંભલઇ, મન માંકડ દિહુ દિશિ ફિરઇ,
" છાંડી જાઇ યૌવન વેશ, પૂઠિ જરા કરઇ પરવેશ. ૩૭

" જરા શાકિની દોષ અગાધિ, જમલી આવઇ સઘલી વ્યાધિ,
" ઇન્દ્રી વિકલ સકલ ગતિ રહી, બુદ્ધિબલ તેજ પરાક્રમ નહી. ૩૮

" ઢીલી ત્વચા, લીલરી વલિ, મસ્તક કંપઇ, આંષિ બિહૂ ગલઇ,
" ડસણુ રહિત મુખ, જર્જર ગાત્ર, શોક મોહ પીડઇ દિનરાતિ. ૩૯

" પુત્ર કલત્ર નવિ આદર કરઇ, બેઇઠુ પરહુંશ પેટ જ ભરઇ,
" ભૂખ્યાં તરશાં નહી સંભાલ, લજ્જા રહિત યથા ગૃહપાલ ૪૦

" સગાં સંબંધી મૂકઇ સાથ, ગરઢુ બલદ યમ કાઢી નાથ,
" તુહિ જાણઇ હૂં ઘરધણી, મનિ વલગી મમતા પાપિણી. ૪૧

" કાલ પુહુતઇ પામઇ મરણુ, યમયાતના, વલી અવતરણુ,
" યૌવન. જરા, મરણુ, ભવપાશ, વલી અધોમુખિ ઉદરનિવાસ. ૪૨

---

૩૬. મસ્તકિ૦–જા. માં આ પાદ પડેલું છે; નિત્ય–હિ. સિવાયની બધી પ્રતિઓમાં 'બહુ'; ગૃહ–ઘ. ગૃહિ. ૩૭. માંકડ જા.–માંકડી; સાંભલઇ–જા. પ્રા. મં.સાંભરઇ, ખ. સાંભરિ, ઘ. સંભારિ, કા. અં. સાંભરે; દિહુ–ખ. મં. દુહુ, ઘ. દોહો; ૩૮. જમલી૦–ગુ. તેહને અધ ક્ષણુ નહિ સમાધિ; વિકલ–કા. હીનબલ. ૩૯. વલી–કા. ગાલ; લીલરી–ગુ. લીલરડી, કા. લિલરીયા; ગુ, કાંપિ; આંષિ૦–ગુ. આપે આપે બેહૂ ગતિ; ડસણુ–અં. ખ. દશાન, મં.કા. દરશાન,ઘ. ફા. દર્શન–પણ તે ભૂલ છે. પીડઇ હિ. પીડિત. ૪૦. કરઇ–ખ. ફા. ઘ. કરિ; ભરિ; હિ. બિઇઠ્ઠ ફા. બીઠઉં; પરહુંશ–ફા. પ્રા. પરત્રસિ, જા. પરભવ, મં. પરમ હંસ, ગુ. ભરહંસ, અં. પરઘર; જ–ઘ. જા. માં નથી; યથા–કા. થયા; ૪૧. સાથ–હિ. આશ;ગરઢુ–પ્રા. ગરઢુ, ઘ. ગરઢા, ફા. ગરઠઉ; યમ–જા. પ્રા. ખ. યથા; કાઢી નાથ-જા. પ્રા. કીનાશ; મનિ–ઘ. માતા. ૪૨. ભવપાશ–મં. ભયપાશ; અધોમુખિ–ગુ. વિશેષ.

" સ્વર્ગ ધરા પુનરપિ પાતાલ, જાણે રહેંટ તણી ઘટમાલ,
" એણી પરિ દેશ ફિરઇ અપાર, ભવસાગર નવિ પામઇ પાર. ૪૩
" સાચી વાત તે સાંભલુ સહીઃ વિષ્ણુ વિના છૂટીજઇ નહી,
" ક્ષણભંગુર એ અસ્થિર દેહ, સેવુ નિત્ય આતમા છઇ જેહ. ૪૪
" એક સદોદિત સર્વાવાસ, સત્ય, સનાતન, સ્વયંપ્રકાશ,
" અનંત, અંતરયામી હરિ, બીજિ વિદ્યા મૂકુ પરહરી." ૪૫
એણી પરિ વચન વિવેક વિચાર, હરિ ઉલગવા તણુ પ્રકાર,
દયા કરી નઈ દીધી શીખ, સઘલા કીધા આપ સરીખ. ૪૬
આવ્યુ ગુરુ, દીઠુ પ્રહ્લાદ, કરતુ વિષ્ણુ-કથા-સંવાદ,
મન માંહિ વિમાસણ થઇ, પગની જ્વાલા મસ્તકિ ગઇ. ૪૭
" અરે! કુબુદ્ધિ! કૂડું કરયૂં, તિં એકિ વિણઠઈ નવિ સરયૂં
" વિણસાડી સઘલી નેસાલ." રોસ ભરી નઇ દીધી ગાલ. ૪૮
લિઈ ચાલ્યુ બિહુ બાંહઇ ધરી, રાવ રાઉ આગલિ જઇ કરી,
પૂર્વકથા તણી પરિ કહીઃ " શીખ અહ્મારી માનઇ નહી." ૪૯
હિરણ્યકશિપુ કહઇઃ " રે દુષ્ટ! માહારુ ભય નહી પાપિષ્ટ!
" હું ટાલૂં તૂં ભણઇ એ બાલ! મરણ તણુ તુઝ આવ્યુ કાલ." ૫૦

---

૪૩. જાણે-ખ. યથા; રહેંટ-ઘ. અરહટ, કા. રહેંટ; ઘટમાલ,-આ. ઘડિયાલ, ખ. ઘડમાલ, ગુ. ઘટમાસ; ફિરઇ-જા. ફરયુ; પામિ-ગુ. લાભે. ૪૪. સાંભલુ-હિ. સાંભલિ, ફા. સાંભલિજો; હિ. મં. છૂટીઇ-ગુ. છૂટીયે, ફા. છૂટેવૂં; અસ્થિર-ગુ. અછેર. ૪૫. એક-જા. એ; ૪૬. ઉલગવા-ગુ. ઉલગ કરવા; તણુ-ફા. તણઉ. ૪૭. આવ્યુ-આ. ફા. જા. ખ. સ. આવ્યા; દીઠુ-ફા. દીઠઉ; થઇ-કા. ખ. થૈ, જા. થાણી; પગની-હિ. પગ તાણી; વિમાસણ-મં. ચિંતા અતિ; મસ્તકિ-મં. માથિ. ૪૮ આ. તઇં, ખ. તિં, હિ. તિ; વિણઠઇ-હિ. વિણઠિઇ ગુ. વિણઠિએ, ફા. વિણસિ, ખ. વિણઠિ, ઘ. વ્યંઠિ; ફા. સરયહ; ૪૯ કરી-હિ. જા. આ. કહી. ૫૦ ટાલૂં-જા. આ. ટાલતુ, ગુ. ઠાલ્યૂં, ખ. પાલ્યૂં; તૂં-હિ. તુઝ, કા. તુજ; ભણઇ ખ. ગુ. ઘ. ગણીનિ, આં. ભણીને; આવ્યુ-જા. પૂઠુ, ફા. પુટઉ, ગુ. પુહતુ.

ભણુઇ પ્રહ્લાદ કહૂં એક વાતઃ "દુઃખ કેરું કારણુ મન તાત !
"અંતરયામી માહારુ સ્વામિ, ભય તણુ તેણિ રુંધ્યુ ઠામ." ૫૧
હિરણ્યઃ–"પુત્ર ! કરઇ છઇ કૂડૂ ભાવ, સાપિ ખાધુ આકુલિ ચાવિ,
"બિહુ રહિશિ તાહરુ સ્વામિ, હૂં હવડાં ટાલસિ તુઝ ઠામ." ૫૨
ભણુઇ પ્રહ્લાદઃ "પિતા! અવધારિઃ કાલ સર્પ કહીઇ સંસાર,
"તે તુઝ નઇ મૂકિશિ નહી, હરિ ઉલગિ, યિમ છૂટઇ સહી." ૫૩
એણિ વચનિ ઊપનુ વિષવાદ, ક્રોધ કરી સાહ્યુ પ્રહ્લાદ,
વધ કરિવા કીધુ પ્રારંભ, બાંધ્યુ લેહ સરિસુ થંભિ. ૫૪
હિરણ્યઃ–"કિહાં તાહારુ સ્વામી પ્રહ્લાદ ! ગાઢિ કરિ નઇ તેહનઇ સાદ,
"કટકા સહસ્ર કરેશિ તુજ દેહ, દેખિશિ આડુ થાતુ તેહ." ૫૫
પ્રલ્હાદઃ–"મ્હારુ સ્વામિ જે મઇ કહ્યુ, સ્થાવર જંગમ વ્યાપી રહ્યુ,
"સાચૂં વચન કહૂં વલી એહ, સ્તંભ માહિ બઇઠું છઇ તેહ. ૫૬

"भूतानि विष्णुर्भुवनानि विष्णु-
र्गृहाणि विष्णुर्हि वनानि विष्णुः ॥
रात्रौ दिवा स्त्रीपुरुषेषु विष्णुः
यदस्ति नास्तीति तदेव विष्णुः" ॥ ५ ॥

---

૫૧ દુઃખ–મ. ભય; તાત–હિ. તાપ; ૫૨ કરઇ છઇ આ. કરુ છું; હિ. ચાવિ; મં. રહિશિ–જા. આ. રહશિ, મં. રિહઇશઇ; ટાલસિ–સ. ટાલવૂં, આ. ધ. ટાલ્યો, સ. ખ. ફેડેશ, ગુ. ફેડેસિ, મં. ટાલેશ, ફા. ટાલેશિ. કડી ૫૩ ખ. સંસાર–ગુ. સંસારિ; તુઝનઇ–ગુ. તિતમનિ; મુકિશિ–જા. ફા. ખ. મૂકસિ, જા. મં. મૂકસઇ, મૂકેશિ; છૂટઇ–આ. ખ. છૂટું, અં. છૂટો; ઉલગિ–કા. ઓળખ. ૫૪ વિવાદ–મં. વિષાદ; ક્રોધ–જા. કોપિ; કરિવા–હિ. સિવાય બધી પ્રતિઓમાં 'કરવા'; હિ. બાંધુ; હિ. ધ. થંભિ; ગુ. માં ચોથું પાદ નથી. ૫૫ કિહાં૦–ગુ. માં આ પાદ નથી; કરેશિ–ધ. કરું, આ. કરિસ; ખ. મં. કરેશ, જા. કરસુ, કા. કરોસ; દેખિશિ–જા. ધ. દેખુસ, સ. દેખસિ, ખ. દેખેશ; માતુ–જા. માશિ; ૫૬ સ્થાવર–ધ. માં આ કડી નથી. ધ. માં આ શ્લોક ૫૭ મી કડી પછી છે. શ્લો. ૫ गृहाणि–मं. गहनानि ।

चूपै

હિરણ્ય:-" તાહારુ સ્વામી સબલ અપાર, જાણુશઈ જુ કરશઇ સાર,
"તેડિ તેડિ, ટાલઇ દુઃખસાલ, જમલી ખુસઠ જમલુ ગાલ." ૫૭
ઉઠયુ અસુર કંપીનઇ ક્રોધ, રાતાં લોચન બલવંત યોધ,
વજ્ર સરખૂં કાઢયૂં અસિ, વેગિ ઉપરિ આવ્યુ ધશી. ૫૮
મનસા હરિ ધ્યાઇ પ્રહ્લાદ: " સ્વામી ! મુઝનઇ કરુ પ્રસાદ,
" બિરદ તહ્મારું સાચૂં સહી, વિષ્ણુભગત સીદાઇ નહી. ૫૯

श्लोक

प्रतिज्ञा तव गोविन्द मद्भक्तो नावसीदति ।
इति संस्मृत्य संस्मृत्य प्राणान्संधारयाम्यहम् ॥

चूपै

શ્રીપતિ સેવકવાણી સુણી, પ્રતિજ્ઞા પાલી આપણી.
સ્તંભ ફોડી નીસરિયા હરિ, પ્રગટયું રુપ પુરૂષ કેસરી. ૬૦
શ્રી નરસિંહ કોપિ ધડહડઇ, મંદિર કોટ કોશીસાં પડઇ,
ગર્જિત કરિ બગાઇ બહૂ, દેવ અસુર દલ નાઠૂં સહૂ. ૬૧
ગહ્વર, ગુફા સરીખૂ વયણ, જ્વલિત પાવક બિહૂ નયણ,
કર નખ સટા ડસણ વિકરાલ, હિરણ્યકશિપુ જાણ્યૂં કાલ. ૬૨
શંકા અસુર તણા મન માહિ, નાઠા હરિણ તણી પરિ ચાહી,
ઝડપી નઇ લીધુ જગનાથિ, ચડયુ કપોત શીચાણા હાથિ. ૬૩

---

૫૭ હિ. અપારિ; કરશઇ–પ્રા. કરિશિઇ; તેડિ તેડિ–સં. પ્રા. ફા. તેડિ તેડ. ૫૮ કંપીનઇ–જા. ખ. કા. મં. ધરીનઇ, ફા. સ. ઘ. પ્રા. કરીનઇ; ખ. ઘ. સરીખું કાઢું. ૫૯ મનસા હરિ–સ. ઘ. ફા. ગુ. પ્રા. મન માંહિ; ધ્યાઇ ગુ ફા, ઘ. ધ્યાન, ખ. ધ્યાય; કા. માં આ કડી નથી. ઘ. માં આ શ્લોક નથી. ૬૨ જ્વલિત–પ્રા. સ. ઘ. જ્વલતુ, ખ. જલતુ, ફા. જા. જ્વલતાં; હિ. વિકલાલ. ૬૩ નાઠા–ગુ. પ્રા. ફા. ઘ. અં. ત્રાઠા, જા. નાઠું, ખ. ત્રાઠું; નાઠા૦–કા. પલાયન તણો કરે ઉપાય; ચાહિ. હિ. જા. ઘ. મં. જાઇ; ચડયુ–ફા. ચડયઉ, જા. વહુ, ઘ. ચહુડું, ખ. ચઢયુ.

લેઇ ઉત્સંગિ, પાડ્યુ તેહ, નખિ વિલૂરયુ સઘલુ દેહ,
પીધૂં રુધિર, ફાડિયૂં પેટ, ખોલા થિકુ લિઇ નાંખ્યુ હેઠ. ૬૪
સહૂ સંધાણુ જૂજૂઆં કરયાં, માંસ, મેદ, કાલિજ કાઢિયાં,
ગલા માંહિ ઘાતી અંત્રાલિ, સોહઇ યથા કમલની માલ. ૬૫

પૂર્વછાયુ

વપુ દેખીનઇ સિંહનૂં, મુનિવર, સુર, નર, નારિ,
કોઇ ન આવઇ આસનાં, ઉગ્ર રૂપ અપાર, ૬૬
દેવ ભણઇ: "શ્રી! સાંભલુ: સંતોષુ હરિ ભૂપ."
કહિ કમલા: "હૂં કિમ કરું? બીહૂં એહના રુપ." ૬૭
"શ્રી નરહરિ! કોપ ત્યજુ, સ્વામી! કરુ પ્રસાદ,"
કર જોડી નઇ વિનવઇ, સ્તવન કરઇ પ્રલ્હાદ: ૬૮

## પ્રલ્હાદનું સ્તવન

રાગ દેશાખ ગીત.

"ત્વં હરિ એક સનાતન, ભક્તવત્સલ, ભગવંત હો,
સર્વભૂત નઇ હૃદિ વસઇ, અંતરયામી અનંત હો," ધ્રુવપદ (૧)
કરજોડી પ્રલ્હાદ ભણઇ: "કરુણાનિધિ! નરસિંહ! દેવ હો
સચરાચરિ દેખૂં તહ્મ રુપ ભક્તકારણિ અવતાર ધરશિ હો
કર જોડી પ્રલ્હાદ ભણઇ (૨)

---

૬૪ ઉત્સંગિ-ગુ. ઉછાગે; પાડયુ હિ. પાડીઉ; હિ. 'ફાડીઉં'; હિ. હેઠિ ખ. હેઠય. ૬૫ જૂજૂઆં-આ. સ. ફા. ઘ. ગુ. મં. જુજુઉં; કરયાં-આ. સ. ફા. ગુ. કીઉં, વં. કરું, ખ. કીધાં; કાઢીઆં-આ. સ. ફા. ઘ. મં. ગુ. કાઢીઉ, અંત્રાલિ-ગુ. હિ. અંત્રાણિ. ૬૬ નૂં-જા. તણું; આસના-જા. આસણ. આની પછી મં. માં એક કડી વધુ છે:-"સહુ વિચારઇ સહી, કિમ ઉતરશિ કોપ; શ્રીકમલા જાણઇ ઘણું કરવા કંથ વિકોપ." ૬૭ કહિ-ફા. ખ. સ. ઘ. કિહિ; કિમ-ખ. શૂં. ૬૮ નરહરિ ખ. જા. આ. ઘ. નરસિંહ; ૬૯ ત્વં-જા. તૂં; હૃદિ-હિ. ઉદરિ; ૬૯-૨ તહ્મ ખ. ગુ. તહ્મારુ; ધરશિ-આ. ધરિસિ, સ. ધરિ, ઘ ધરે; ભકત૦ ખ. માં આ પાદ પડેલું છે.

મુનિવર, દેવ, અસુર, નર, પન્નગ, યતિ યોગેન્દ્ર હો,
વિદ્યાધર કિન્નર સેવઈ સદા, તહ્મચા ચરણુ મુકુંદ હો.
કરજોડી. (૩)
રુપ અસંભવ સંવરુ, છાંડુ ક્રોધ કૃપાલ ! હો !"
ભીમ ભણઇ પ્રલ્હાદનઇ કીધી દયા દયાલ હો.
કરજોડી. (૪) ૬૯
( ગીત સમાપ્ત )

ચૂપૈ

વિવિત્ર વચન સ્તવિયા જગદીશ, શ્લોક ચ્યારિ ઉપરિ ચ્યાલીસ,
પ્રસન્ન હુઆ, કીધુ પ્રસાદ, અવિચલ પદ પામ્યુ પ્રલ્હાદ. ૭૦
સેવક યશ દીધુ મુરારિ, આગિ ભક્ત યથા ત્રિપુરારિ.
દશ અધ્યા બોલ્યુ વિસ્તાર શ્રીનરસિંહ તણુ અવતાર. ૭૧
સદાચાર સાધારણ ધર્મ, એકાદશમઇ તેહનું મર્મ,
શ્રદ્ધા સહિત આચરઇ જેહ, ભવભયબંધન છૂટઇ તેહ. ૭૨
સત્ય, દયા, તપ, સંયમ સાર, શૌચ, ક્ષમા, શમદમ, વિચાર,
મૌન, અહિંસા, આર્જવ, યાગ, બ્રહ્મચર્ય, વિદ્યા, ધનત્યાગ. ૭૩
ઉપરતિ, સતસંગતિ, સંતોષ, સર્વભૂત સમવર્જિત દોષ,
અન્નવિભાગ યથાવિધિ એષ, પૂજા પુરૂષ વિષઇ વિશેષ. ૭૪

---

૬૯ ૩ કિન્નર **આ.** કિન્નર નર, **જા.** માં નથી; સેવઇ–તહ્મચા **મં.** ભજઇ પ્રલ્હાદ રોપઇ; **સ. ઘ.** તહ્મ **ખ.** માં આ કડી પડી છે. ૬૯–૪ સંવરુ–**ખ.** માં આ કડી પડી છે. એટલી **ઘ.** માં 'ગીત સમાપ્ત' છે. ૭૦ સ્તવીયા–**પ્રા. સ. ફા.** તવીયા; **હિ.** હોઆ, **જા.** હુઉઆ, **સ.** હુકુઆ; પામ્યુ–**અં. કા. ઘ. સ.** આપ્યૂં. ૭૧ **ખ ઘ.** સેવકનિઇ; યથા–**સ.** વત્સલ; આગિ૦ **ગુ.** આગિલ કથા યથા, **ઘ.** માં આ પાદ પડયું છે; દશ૦–**જા.** માં આ પાદ પડેલું છે; બોલ્યુ–**ઘ.** બોલ્યા; અવતાર–**ખ.** વીસ્તાર. ૭૨ છૂટઇ–**મં.** છૂટિઇ. ૭૩ વિચાર–**સ,** સાર; ધન–**ફા.** ધર; આર્જવ–**કા.** અર્ચન. ૭૪ સર્વભૂત–**જા.** સમભૂત; ઉપરતિ–**ફા.** અહિનિશિ; સમ–**કા.** મન; અન્ન–**આ.** અનંત.

કીર્તન, શ્રવણાદિક મનિ ધરઇ, નવ વિધિ ભક્તિ વિષ્ણુની કરઇ,
જેહનાં લક્ષણ હુઇ બત્રીસ, તે નર પદ પામઇ જગદીશ. ૭૫
ઉગરતા અધ્યા છઇ ચ્યારિ, આશ્રમ વર્ણ તણા આચાર,
ગૃહસ્થ પુરૂષ મોક્ષ-ઉપાય, બોલ્યુ તેહ તણુ મહિમાય. ૭૬
ભીમ ભણઇ સપ્તમઇ સ્કંધિ, અધ્યા પનર તણુ પ્રબંધ,
રુપક સોલ આગિલાં સાઠિ, અર્ધ કલા થઇ આઠ. ૭૭

ઇતિ શ્રી ભાગવતે વિષ્ણુદાસ ભીમવિરચિતા હરિલીલા સોલ કલામાં આઠમી કલા સમાપ્ત

---

## કલા ૯ મી

### મન્વંતર, ગજમોક્ષ, સાગરમંથન આદિ આખ્યાન

પૂર્વછાયુ

આઠમઇ ઉત્તમ કથા ઉતપતિ ચૌદિ મનુ,
ગજમોક્ષણ, સાગરમથન, બલિરાજા-બંધન. ૧
પહિલૂં સંખ્યા મનુ તણી, પછઇ ગજમોક્ષણ જેહ,
સમુદ્રમથન, બલિબંધન, કહેશ અનુક્રમ તેહ. ૨

---

૭૫ બત્રીસ- **પ્રા. જા. સ. ધ. કા.** ત્રીસ.

**ઈતિશ્રી**-હિ. ભાગવતે પ્રથમ સ્કંધે અષ્ટમી કલા સમાપ્તઃ । **પ્રા.** ભાગવતી કથા હરિલીલા સોલકલાયાં આઠમી કલા; **જા.** ભાગવતે મહા-પુરાણે હરીલીલાયાં સોલકલાયાં અષ્ટમી સમાપ્ત; **ફા.** વિષ્ણુદાસ ભીમવિરચિતે હરિ૦, **ગુ.** ભીમવિરચિતે હરિ૦ **મં.** ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે સપ્તમ સ્કંધે કલા અષ્ટમી સમાપ્તા ॥ સંખ્યા ચૂપૈ ૬૭ ॥ પૂર્વછાયા ૯ ॥ શ્લોક ૬ એવં સંખ્યા ૮૩ ॥ **મં.** માં એક કડી ઓછી તે ઉપર નોંધ્યું છે.

**કલા ૯ મી**

**૧ પ્રા.** નમો વામનાય; ચૌદિ. **કા.** ચતુર્દશ; **હિ.** મન્નુ. બલિ૦-**સ.** કહીસ અનુક્રમિ એહ, **અં.** અનુક્રમ ધિન. **૨** મોક્ષણ-**હિ.** મોક્ષ કહેશ-**ફા.** કહીસ, **ધ.** બોલુસ, **જા.** કહુસ, **સ. અં.** માં કડી નથી. અનુક્રમ **ધ.** મહિમા.

ચૂપૈ

પ્રથમઇ મનુ સ્વાયંભુવ રાય, સ્વારોચિષ, ઉત્તમ મહિમાય.
તામસ, રૈવત, ચાક્ષુષ જેહ, શ્રાદ્દેવ સાવર્ણિક એહ. ૩
દક્ષ બ્રહ્મા નઇ ધર્મ નરેન્દ્ર, ભદ્રદેવ, સાવર્ણિક ઇન્દ્ર,
રાજ કરંતાં ચૌદઇ મન્ન, બ્રહ્મા કેરુ એક જ દિન્ન. ૪

ગજેન્દ્રમોક્ષણ

અગસ્તિ રિષિ નઇ શાપઇ કરી. દારુણ મૂઢ યોનિ કુંજરી
પામ્યુ ઇન્દ્રદ્યુમ્ન જે રાય છૂટુ, બોલિશિ તે મહીમાય. ૫
પર્વત મોટુ ત્રિકૂટ જેહ, શત યોજન વિસ્તારઇ તેહ,
સોના રુપા કેરાં શૃંગ, વસઇ પાસિ તિહાં દેવ સુચંગ. ૬
પારિજાત, કલ્પદ્રુમ, અંબ, શાલ, તાલ, તમાલ, કદંબ,
જાંબૂ, લીંબ, બીજુરી, દ્રાક્ષ, ફોફલ, ફણુસિ બીલી, રૂદ્રાક્ષ. ૭
વડ, પીપલી, રાયણિ, આમલી, ગૂંદી, ગોરડીઆં, ગૂગલી,
ખિર, ખજુરી, દાડિમ સાર, જંબીરી, બદરી દેવદાર. ૮
ચંપક, ચારુલી, નારિંગ, કરણી, કેલી, અખોડ સુચંગ,
બકુલ વેલી, વેલિસરી, જાય, ચંદન, અગર અતુલ મહિમાય, ૯
અશોક, આકુલિ, બાકુલી બહૂ, પલાશ, ધવ, ધાવડીવા, મહૂ,
શીશમિ, સાગ, સરલ ટીંબરુ. અરણી નઇ અરલૂ, ઊંબરું. ૧૦

---

૩ શ્રાદ્ધ-હિ. આદ્ય; શ્રાદ્ધદેવ-મં. વૈવસ્વત શ્રાદ્ધદેવ; પણ એથી માત્રા વધી જાય છે. ૪ ભદ્ર-કા. રુદ્ર; મન્ન-હિ. પ્રા. મનુ; બ્રહ્મા૦-કા. વાહાણુ બ્રહ્માના દિનનું. ૫ મૂઢ-ગુ. પામ્યુ; બોલિશિ-અં ભા. ગુ. બોલેશ, સ. ફા. પ્રા. મં. બોલિસ, ઘ. બોલ્યોસ. ૬ ત્રિકૂટ-જા. ચિત્રકૂટ; સોના-જા. નાના; વિસ્તારિ-જા. વિસ્તારિત, ઘ. વિસ્તરીયુ. ૭ કદંબ-હિ. કમાલ કદંબ; ફોફલ૦-ગુ. ઘમાં. આ પાદ પડેલું છે; રુદ્રાક્ષ-ભા. શાવ. ૮ જંબીરી-ભા. જંબુરી. ૯ નારિંગ-જા. ઘ. સ. નારંગિ, ખ. નારિંગ્ય; સરી-પ્રા. શ્રી. ૧૦ સરલ-હિ. રવિ, કા. સાર; ઊબરૂં-હિ. ઉપરૂ.

લવંગ, એલચી, સૂકડી, શમી, નાલેરી ફલભારિ નમી;
અનેક વૃક્ષ વિચિત્ર અપાર, તિહાં વનસ્પતિ ભાર અઢાર. ૧૧

નિર્મલ નીર સરોવર સાર, અતિઘણુ પૂરિત કમલ કલ્હાર,
દેખી ઉત્તમ તેહ તડાગ, પાણી પીવા આવ્યુ નાગ. ૧૨

યુથ સહિત સોહઇ ગજદેહ, પર્વત સરિખુ દીસઇ તેહ.
લેઇ જલ માહિ મૂક્યુ પાગ, નક્ર પાશઈ તે બાંધ્યુ નાગ. ૧૩

હસ્તી દિશિ લેઇ વન ભણી, તાણઇ ગ્રાહ સરોવર ભણી,
તાલોવેલિ કરઇ ગજ એમ, નિરધન પુરૂષ કુટુંબી જિમ. ૧૪

સહસ્ર વરસ કીધુ સંગ્રામ, ટુહઇ નવિ પામઇ વિશ્રામ.
ભગતભાવ આણી નાગેન્દ્ર વિનવિયા સ્વામી ગોવ્યંદ. ૧૫

પૂર્વછાયુ

મનસા મધુસૂદન તણી પૂજા સુકૃત સંચ,
સ્તવન કરઇ શ્રીહરિ તણું પાવક શ્લોકા પંચ ૧૬

શ્લોક

हरे ! मुरारेऽच्युत ! वासुदेव !
नारायणानंत ! नृसिंह ! विष्णो !

---

૧૧ મં. લિવિંગ નાલેરી ફલ ફા. ખ. નાલીકેરી. ૧૨ ઘંણુ-સ. ઘણાં, જા. ઘણું; આવ્યુ-હિ. આવ્યા, ૧૩ સોહઇ-ઘ સોહુ; લેઇ-જા. જઇ; નક્ર૦-ઘ. માં આ પાદને બદલે ૧૨મીનું એતું પાદ ફરી લખેલું છે. ૧૪ લેઇ-ખ. લિધ; તાલોવેલિ-જા. તાલોવેલ, ખ. ઘ. તાલોવેલ્ય; જિમ-જા. ભરણ. ૧૫ ભાવ-ગુ. ભાવિ; આણી-ગુ. આણી મન માહિ. ૧૬ પાવક-જા. પ્રા. ખ. મં. ઘ. પાવન; શ્લોકા-ખ. શ્લોક, મં. શ્લોકઇ, श्लोक १ પ્રા. ખ. મં. સિવાયની બધી પ્રતિઓમાં नृसिंह ને બદલે कृष्ण । મં. માં विष्णो—कृष्ण ।

गोविन्द! रामेश्वर! पद्मनाभ!
मां त्राहि विष्णो! भवसागरात्त्वम् ॥ १ ॥
श्रीनाथ! दामोदर! विश्वरूप!
गोपाल! गोपीवर! गोपदेव!
लक्ष्मीपते! माधव! चक्रपाणे!
मां त्राहि विष्णो! भवसागरात्त्वम् ॥ २ ॥
मुकुन्द! दामोदर! विश्वनाथ!
कृपानिधे! राघव! रत्ननाभ!
वैकुंठ! पीतांबर! पद्मपाणे!
मां त्राहि विष्णो! भवसागरात्त्वम् ॥ ३ ॥
श्रीकेशवामोघ! श्रीरामचन्द्र!
देवेश! लोकेश! जगदेकरूप!
क्षेत्रज्ञ! कूटस्थ! श्रीविश्वयोने!
मां त्राहि विष्णो! भवसागरात्त्वम् ॥ ४ ॥
अधोक्षजोपेन्द्र! च नाथनाथ!
स्वामिन्! शरण्याऽव्यय! विश्वमूर्ते!
सदोदितानन्द! भवाब्धिपोत!
मां त्राहि विष्णो! भवसागरात्त्वम् ॥५॥

પૂર્વછાયુ

ગજનાં વચન સુણી ગોપાલ, ગરુડિ ચડી આવ્યા તતકાલ,
ગ્રાહ વિદારી છોડયુ નાગ, કર જોડી પ્રણમ્યા હરિપાગ. ૧૭
અંતરધ્યાન હુઆ ભગવાન, તે બિહુ પામ્યા નિજ સ્વસ્થાન,
ગજમોક્ષણુ મોટુ મહિમાય, સંસારસ્વપ્ન સુણંતા જાય. ૧૮

---

શ્લોક ३ दामोदर—महायोगीन् । पीतांबर—परमात्मन् ।
ટિ. ૧૭ તતકાલિ-ખ. ઘ. ગોપાલ.

## સાગરમંથન

પૂર્વછાયુ

હવઇ મંથન સાગર તણું અમૃતકારણિ જેહ
રુદ્ર મોહ તિહાં પામિયા, દેખી મોહિનીદેહ. ૧૯

ચૂપૈ

શ્રીય રહિત હુઆ દેવેન્દ્ર, પ્રણમ્યા પાગ તણા ગોવ્યંદ,
હરિવચનિ તવિયા બલિ રાય, આણ્યુ મંદર કરી ઉપાય. ૨૦
ગિરિ મંદર સાગર માહિ ધરયુ, વાસુકિ નાગ નેતરઇ કરયુ,
મુખિ દાનવ, પૂછિ સૂરભૂપ, તલઇ વિષ્ણુ કછપનૂં રુપ. ૨૧
પ્રથમઇ વિષ ઊપનૂં એવ, કૃપા કરી પીધૂં મહાદેવ,
દાધા દાનવ દીસઇ ઇમ, દવઇ પરજાલ્યાં તરુઅર જિમ. ૨૨
મથન કરઇ સ્વયં ભગવાન, મકર કુંડલિ શોભિત કાન,
સમુદ્ર વિરોલઇ ત્રિભુવનધણી. ગોરસ ગોલી યમ ગોલણી. ૨૩
મથતાં કામધેનુ નીસરી, અશ્વ, ધનુષ ઐરાવત કરી,
પારિજાત, રંભા અપછરા, કૌસ્તુભ મણિ, દેવી અંગિરા. ૨૪
પાંચજન્ય શંખ શોભા ઘણી, દૈત્યકારણિ દેવી વારુણી.
ધન્વંતરિ કરિ અમૃત જેહ, અસુરિ ઉદાલી લીધૂં તેહ. ૨૫

---

**૧૯** રુદ્ર૦-**જા.** રુદ્રમોહિત દેહ; લહીઓ લખતાં કેટલાક ભાગ ભૂલ્યો છે. પામિયા. **ઘ.** પામીયુ. **૨૦ ખ.** તવિંયા-**ગુ.** સ્તવીયુ. **ફા.** સ્તવીયા; કરી-**સ.** ધરી. **૨૧** નેતરઇ **સ.** નેતરું, કરયુ-**હિ.** ધરયુ. **૨૨** મહાદેવ-**જા.** મહાદેવિ; દીસઇ-**હિ.** દીઠા: પરજાલ્યા-**ખ.** પરજાલ્યુ. **૨૩** મકર-**જા.** મુકંદ; શોભિત-**ઘ.** સોહિ; ગોલી-**હિ.** ગોપી; **હિ.** ગોલિની. **૨૫ જા. ખ.** શેષ-**હિ.** શશિ; ઘણી-**ખ.** વાણિ; કારણિ-**જા. કા. આ. ફા. ઘ. સં.** કાજિ; ઉદાલી-**કા.** પાડી, **આં.** ઉલાલી.

દેવતા કારણિ તાં હરિભૂપ, તતક્ષણિ કરયુ મોહિની રુપ,
તે દેખી મોહ્યા અસુરેન્દ્ર, અમૃત લીધૂં શ્રીગોવિંદ. ૨૬

પાયા દેવ અમૃત તે માહિ, ચંદ્રસૂર વિચિ બઇઠુ રાહુ,
કહિયુ તેણઇ વિષ્ણુનઇ ભેદ, ચક્ર લેઇ કીધુ શિરછેદ. ૨૭

મસ્તક અમર થયૂં તેહ તણૂં, દાનવ વૈર કરઇ અતિ ઘણૂં,
તે રહિયુ ગ્રહ થાનકિ વ્યાપિ, શશિ સવિતા નઇ ગ્રહઇ અધાપિ. ૨૮

દાનવ દેવ સરીસૂં યુદ્ધ, રોસ ભરી મૂકઇ આયુધ,
ઇન્દ્રિ નમુચિ તણૂં શિર હરયૂં, નારદ રિષિ નિવારું કરયૂં, ૨૯

અસુરિ ત્યજિ અમૃતની આશ, કાંત્યુ પીંજ્યુ થયુ કપાસ,
દૈત્ય કાલમોહ્યા પાછા ગયા, કેવલ કલેશવિભાગી થયા. ૩૦

## રુદ્રને મોહિનીનો મોહ

રુદ્ર ભણઇ: "સ્વામી શ્રીરંગ ! નારી રુપ દેખાડિ સુચંગ:"
હસિયા હરિ મન માંહિ ઘણૂ, તતક્ષણિ રુપ કરયૂં સ્ત્રી તણૂં. ૩૧
રુદ્રમોહ, નારીસંયોગ, હરિ માયાનુ દુસ્તર યોગ,
પ્રકટ હુઆ, કીધુ પ્રસાદ, ઉમયા-ઇશ તણુ સંવાદ. ૩૨

## વામન અવતાર, બલિરાજાનું બંધન

પૂર્વછાયુ

હવઇ બલિબંધન બોલિઇ શોભન કર્મ અપાર,
વામન રુપઇ વિષ્ણુનુ કશ્યપઘરિ અવતાર. ૩૩

---

૨૬ દેવતાકારણિ તે-હિ. જા. પ્રા. દેવા શરણુ તણુ; કરયૂં-ખ. કીધૂં; તે દેષી-ગુ. મોહનિચિ; ઘ. માં આ કડી પડી છે. ૨૭ પાયા-કા. પાયુ. ૨૮ ગ્રહઇ; પ્રા. ગ્રસઇ; થયૂં. મં. કીધૂં. ૨૯ મૂકઇ-ઘ. મુકુ કા. મૂક્યાં; નિવારું-ખ. નાવારું. ૩૦ ગયા-કા. અં. વલ્યા; થયા-કા. મળ્યા. ૩૧ ખ. દેખાડિ-ખ. દેખાડયું; ગુ. ધરયૂં; સ્ત્રી તણૂં-ફા. શ્રીય તણું. ૩૨ રુદ્ર૦-ફા. રુદ્ર મોહિની સંયોગ, ગુ. સીવ મોહ્યા નારી સંયોગ. ૩૩ બોલિઇ-હિ. બોલીય; હવઇ૦-કા. હવે ચરિત્ર રાય બલિ તણું; શોભન-

ચૂપૈ

સ્વર્ગ લોકનુ અતિ મહિમાય, એક વાર પુહુતા બલિરાય,
વલી પાછા આવ્યા સ્વસ્થાનિ. કરઇ યાગ નાનાવિધ દાન. ૩૪
કરઇ અદિતિ પયોવ્રત સાર, ફાગુણ માસ દિહાડા બાર,
પડવિ આરંભ, દ્વાદશી અંત, અહનિશિ ધ્યાઇ દેવ અનંત. ૩૫
ધૂપ દીપ નાના ઉપહાર, ચંદન કુસુમ સકલ શૃંગાર,
ભાવ ધરી પૂજઇ વારાહ પ્રત્યક્ષ હુઆ અદિતિ વારાહ. ૩૬
માગઇ અદિતિ પુત્ર વરદાન, તેહનઇ ઉદરિ વસ્યા ભગવાન,
શ્રવણ દ્વાદશી વ્રત માહિ સાર, વામન જન્મ્યા જયજયકાર. ૩૭

સાટક

શ્રી વામન ચઉદિ વિદ્યા અધીત, તેજવંત જાણે બીજુ આદિત્ય,
લેઇ કમંડલ નઇ પુરૂષ પુરાણ, ભૃગુક્ષેત્ર ભણી કીધૂં પ્રયાણ. ૩૮
ચ્યારિ વેદ ઉચ્ચરઇ નિજ વાચ, જગત માહિ કીધી તિણિ યાચ,
હર્ષિત સ્વાગત કરઇ બલિરાય, કર જોડી પ્રણમ્યા હરિ પાય. ૩૯
શુક ભણઇ: "સાંભલિ બલિરાય! એ વિપ્ર તણુ અનંત મહિમાય,
"મહા વિષ્ણુ થઇ વામન રુપ, કપટ કરી માગઇ છઇ ભૂપ." ૪૦
રાય કહઇ: "માહરુ ધિન દિન એહ, શ્રીવાસુદેવ આવ્યા સ્વદેહ,
"જેહ તણે ચરણિ સુર નર લાગઇ, તે વિષ્ણુ દાન મઝ કન્હઇ માગઇ. ૪૧

---

ગુ. શોભિત; કર્મ-સ. કરી; રૂપઇ-કા. રૂપએ, ખ. રુપિય, ઘ. રુપ; હિ. ખ. ઘરું. ૩૪ અતિ-હિ. અનુ અતિ, ગુ. અતિઅતિ; પુહુતા-ખ. પુહુતુ; આવ્યા-ગુ. આવ્યુ. ૩૫ ફા. માં આ કડી પડી છે. ૩૬ પ્રત્યક્ષ-ઘ. પ્રસન્ન. ૩૮ સાટક-ગુ. ભુજંગપ્રયાત; હિ. ચઉદ; કીધૂં-ફા. ઘ. મં. કરું. ૩૯ હિ. જગનિ જા. યગિન; કીધી-ઘ. કીધુ; પ્રણમ્યા-જા. પ્રણમઇ; કર૦-કા. એહ વિપ્ર તણો અનંત મહિમાય. ૪૦ રૂં-ફા. રે; અનંત-ઘ. છિ અતુલ, કા. અતુલ. થઇ-ખ. થ્યા. ૪૧ દિન-જા. દેહ; સ્વદેહ-આ. જા. સ્વયંદેહ; સુરનર ગુ. સુરનર પન્નગ; કન્હઇ-જા. પાશ.

"દેશકાલ દ્રવ્ય સંપત્તિ સાર ભગતિભાવ મનિ શ્રદ્ધા અપાર,
"એહ અછઇ સુલભ ઇણઇ સંસારિ! દુર્લભ પાત્ર એ દેવ મુરારિ."૪૨

ચૂપૈ

શુક્ર ભણઇઃ "બલિ રાજા વાતઃ માહારું કહિયૂં સાંભલિ તાત!
"વલી વલી માગૂં એહ જ માન, વૃત્રિવિનાશન મ કરશિ દાન."૪૩

પૂર્વછાયુ

"અસત્ય વચન કિમ બોલીઇ?" રાય કહિ સંસારિ,
"સુર નર પન્નગ ચઉદ લોક, સત્ય તણઇ આધારિ." ૪૪
"સ્ત્રીસંગમિ, સંકટિ, વિવાહ, ગૌબ્રાહ્મણ નઇ કાજિ,
"જૂઠઇ બોલઇ નહી દોષ." શુક્ર ભણઇ બલિરાય! ૪૫
"પુત્ર, કલત્ર, સંપતિ સકલ, એહ અછઇ અનિત્ય,
"તેહ કારણિ" રાજા ભણઇઃ "હૂં નહિ છાંડૂં સત્ય." ૪૬
કર જોડી બલિ વિનવઇઃ "મનવાંછિત ગે દાન,
"ભૂમિ, હિરણ્ય, ગજ, રથ, તુરી, માગુ શ્રી ભગવાન!" ૪૭
વલતા વાડવ બોલિયાઃ "મઝનઇ છઇ સંતોષ,
"તુઝ કાંઇ એક માગસ્યૂં, કારણિ તાહરા તોષ." ૪૮
સંતોષી બ્રાહ્મણ શુચિ, એહ સનાતન ધર્મ,
લોભ કરંતાં વિણુશીઇ, તૃષ્ણામૂલ અધર્મ. ૪૯

---

૪૨-૪૩ ખ. માં ૪૩ થી ૬૨ એ ૨૦ કડીઓ વાળાં પાનાં પાછળથી કોઇએ લખીને ઉમેરેલાં છે. કહીયૂં-ખ. ઘ. કહુ, અં. કહૂં; વૃત્તિ૦-ખ.માં આ પાદ પડેલું છે, હિ. વૃત્તિવિનાશ કરશિ દાન; કરશિ-ઘ. ફા. કરેસ, આ. કરિસિ, સ. કરિસ. ૪૪ ગુ. જા. અસત્ય૦ મં. સત્યવચન કિમ લોપિઇ; લોપીયિ. ૪૫ સંકટિ-ગુ. સંકષ્ટિ. ૪૭ ભૂમિ-હિ.ભૂરિ; ૪૮ કાંઇ એક-ફા. કાંઇક. ૪૯શુચિ-કા. સુખી, ઘ. શુકિ; ગુ. ને ઘ. માં આ પછી નીચેનો શ્લોક છેઃ-

शुचि भूमिगतं तोयं शुचीर्नारी पतिव्रता ।
शुचिः क्षेमकरो राजा संतोषी ब्राह्मण शुचीः ।

સંતોષી નિર્ધન ભલુ, સુખસંપત્તિ સંભૂત,
કોટિધ્વજ સંતોષ વિણુ હીંડઇ હાહાહૂત. ૫૦
" અધિક લોભ મઝનઇ નહી," વામન બોલઇ મર્મઃ
" મઠી કરેવા મેદિની માગૂં ત્રિણિ જ ક્રમ." ૫૧

ચુપૈ

આણ્યૂં ઉદક કરઇ બલિદાન, પાત્ર વિપ્ર વામન ભગવાન,
આડુ આવ્યુ શુક્ર સમક્ષ, વેગઇ તેહ કર્યુ વિણ ચક્ષ. ૫૨
દીધૂં દાન, સંતોષ્યા ભૂપ, તતક્ષણિ કરયૂં ત્રિવિક્રમ રુપ,
વૃદ્ધિ કરતાં વામન વીર, વિશ્વરુપ સોહ્યા શરીર. ૫૩
છત્ર મુગટ મણિ, ટીલઇ તરણી, કુંડલ હૃદય, નાભિ ઊરિ ચરણ,
નખિ ફોડયૂં બ્રહ્માંડ સુચંગ, ઉતપતિ સરિત શિરોમણિ ગંગ. ૫૪

**किं छत्रं किन्नु रत्नं तिलकमुत तथा कुण्डलं कौस्तुभो वा।**
**चक्रं वा वारिजं वेत्यमरयुवतिभिर्यद्बलिद्वेषि देहे।**
**ऊर्ध्वं मौलौ ललाटे श्रवसि हृदि करे नाभिदेशे च दृष्टं।**
**पायात्तद्वोऽर्कबिंबं स च दनुजरिपुर्वर्धमानः क्रमेण ॥ ९ ॥**

ભૂમિ ભરંતાં સામલવાન બિહુ ચરણે ક્રમ્યૂં ત્રિભોવન.
ત્રીજા પગ કેરુ નહી ઠાય, વરુણપાશ બાંધ્યુ બલિરાય. ૫૫

૫૧ ક્રમે-હિ. કા. કર્દમ. ૫૨ આડુ-ફા. આડઉ; વિણ-સ. ગુ. મં. જા. લોક. ૫૩ દાન-ગુ. વરદાન; કરયૂં-ધ. ફા. કીધૂં; સોહ્યા-હિ. મોહ્યા, મં. શોહઇ. ૫૪ મુગટમણિ-ફા. મુકુટ; ઊરિ-ફા. ઉદિરી, સ. ઉદરિ; ફોડયૂં-ગુ. ધ. ફૂટ્યું, કા. છેદ્યું; સરિત-સ. સુરતિ; ઉત્પતિ૦-કા. બ્રહ્મકટાહથી આવ્યાં ગંગ; છત્ર૦-કા. છત્ર મુકુટમણિનાં આભરણ. ધ. ફા. સ. જા મં. માં આ શ્લોક જ નથી; હિ. ગુ. અં. માં અશુદ્ધ છે; જુઓ સુભાષિત ભાણ્ડાગાર પાનું. ૨૮૩મું, શ્લોક ૧૫ મો. (सूर्यः) दृष्टम्-ગુ. लग्नं। ૫૫ ભરંતાં-જા. બોહો; ભૂમિ-સ. ક્રમ; પગ-જા. પ્રા. ફા. હિ. મં.માં નથી; ઠાય-હિ.અં. ઠામ, જા. ઠાઉ, મં. ઉપાય.

કરઇ વીનતી વંધ્યાવલી, કર જોડી પ્રણમઇ વલીવલી;
તતક્ષણિ તિહાં આવ્યા પ્રહ્લાદ, તુઠા વિષ્ણુ, કર્યુ પ્રસાદ. ૫૬

રાજા પ્રતિ કહઇ ભગવાન: " મનવાંછિત માગિ વરદાન."
બલિ બોલઇ: " હું પૂરણકામ, ચરણ શરણિ તહ્માારા સ્વામિ ! " ૫૭

બંધન છોડ્યાં, કર્યુ પસાય, ગોત્ર કુટુંબ સહિત બલિ રાય,
સંઘાતિ સ્વામી ગોપાલ સુતલિ પ્રવેશ ઠર્યુ તતકાલિ. ૫૮

જમલુ પિતામહ પ્રહ્લાદ, અહિનિશિ વિષ્ણુ-કથા-સંવાદ,
ભગતિ બાંધ્યા પોલિ દૂરીઆરિ, રહિયા સ્વામી દેવ મુરારિ. ૫૯

## સત્યવ્રત રાજાનું તપ અને મત્સ્યપુરાણ કથન

સત્યવ્રત રાજા તપ આચરઇ, નદી કૃતમાલા તર્પણ કરઇ,
મછ કહઇ: "સાંભલિ વૃત્તાન્ત, સાત દિવસ માહિ કલ્પાન્ત. ૬૦

" સર્વ ઔષધિ નાવ સુચંગ, બાંધી લેઇ સરસી શૃંગ,"
રાજા પૂછઇ પુરૂષપુરાણ, કહીયૂં સમ્યક્ મછપુરાણ. ૬૧

---

૫૬ વલીવલી-કા. હરિ વળી; વિષ્ણુ-આ. ત્રિકમ; ગુ. માં આની પછી નીચેનો શ્લોક છે:

प्रमाणहीना स्वयांमस्पृष्ट्वा । पदत्रयं या च यशो मुकुंद ।

विनापराधो मम कांत बंधः । स्वामि यथा वांछसि तत्करोषि ॥

૫૭ ફા. ફલવરદાન; માગિ-ઘ. માગુ; પૂરણ-હિ. ફા. પૂરૂં; ઘ. પુણ્ય; જા. પરિપૂર્ણ; બલિ૦-કા. બોલ બોલ હું 'પૂરૂં' કામ; તહ્મારા-મં. તહ્મારઇ; ચરણ૦-ગુ. મરણ શરણ તમારું નામ. ૫૮ ઠર્યુ-મં. કીધું; તતકાલિ-ફા. ઘ. સ. ખ. ગુ. તતકાલ; કર્યુ-જા. કરઇ. વિષ્ણુ-મં. કૃષ્ણ; ૫૯ ઘ. બાંધા; ઘ. રહ્યા. ૬૦ મછ-ફા. મઝનિ; સાંભલિ-ગુ. સાંભલ્યૂં, આં. સાંભલો. ૬૧ નાવ સુચંગ-હિ. નામ સૂધાં ચંગ; નાવ-ઘ. લાવા, ફા. લેઇ. સરસી-કા. સરીશું; શૃંગ-મં. શૃંગિ

ભીમ ભણઇ એ કથા પવિત્ર, વામન કેરું અતુલ ચરિત્ર;
નરનુ નિર્મલ થાઇ દેહ, નવમી કલા પુહુતી એહ. ૬૨

ઇતિ શ્રી ભાગવતે વિષ્ણુદાસ ભીમવિરચિતા હરિલીલા
સોલ કલામાં નવમી કલા સમાપ્ત

---

## કલા ૧૦ મી

### નવમ સ્કંધ

### સૂર્યવંશી અંબરિષ રાજાનું ચરિત્ર

પૂર્વછાયુ

નવમઇ પવિત્ર કથા કહૂં સમરથ રાજા જેહ,
સૂર્ય સોમ વંશ તણા, બોલિશિ મહિમા તેહ. ૧

ચુપૈ

બિહુ વંશ તણા રાજાન, તેહ માહિ રામ, કૃષ્ણ પરધાન,
તે શ્રી વિષ્ણુ તણા અવતાર, અવતરિયા હરિવા ભુવિ ભાર. ૨

પૂર્વછાયુ

શ્રી સવિતા નઇ પ્રણમઇ, સુરનર, નાયક નાક;
વૈવસ્વત રાજા વડુ, તેહનઇ પુત્ર ઇક્ષ્વાકુ. ૩

---

૬૨ કેરું-મં. કેરાં. ૬૧-૬૨ વાળા ભાગનું પાનું પ્રતિ જા. માંથી ખોવાયું છે. ઇતિ શ્રી-ઘ. જા. "ભાગવતી કથા હરિલીલા;" ફા. માં ઉપર પ્રમાણે; પ્રા. ભાગવતી કથા હરિલીલા.-મં. ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે અષ્ટમસ્કંધે નવમીકલા પરિપૂર્ણા ॥ સંખ્યા ચૂપૈ ૪૪, પૂર્વછાયો ૧૩; સાટક ૫; શ્લોક ૫; એવં સંખ્યા ૬૭.

કલા ૧૦ મી

પૂર્વછાયુ-ખ. પૂર્વછાયા. જા. પ્રતિમાં ૧૦ કડીઓ અને ૧૧ મીનાં ત્રણ પાદ જેટલા ભાગનું પાનું ખોવાયલું છે. ૧ પવિત્ર-પ્રા. ગુ. ઘ. ખ. ફા. ઇશ, અં. એહ, સ. ફા. માં આ શબ્દ જ નથી. બોલિશિ-સ બોલશિ, ઘ. બોલોસ, ખ. બોલ્યેસ, ફા. પ્રા. બોલિસ; મહિમા-ખ. અનુક્રમ. ૨ હરિવા-ખ. ઘ. હરવા.

ચુપૈ

મૂલ પૃષધ્ર રાજા સર્યાતિ, જિતા તિણઇ સકલ અરાતિ,
તેહનઇ સુતા સુકન્યા જેહ, મુનિવર ચ્યવન પરણ્યા તેહ. ૪
નાભિકસુત રાજા અંબરીષ, જાણ્યુ તિણઇ સંસાર અલીક;
સપ્ત દ્વીપ કેરું એ રાજ્ય, રાજા ભણઇ નહી મઝ કાજિ. ૫
તેહની રક્ષાકારણિ હરિ, ચક્ર આપ્યૂં અનુકંપા કરી;
રાજનીતિ પાલઇ નિજ દેશ, અધર્મ તણુ નહી લવલેશ. ૬
ધન, તન, મમતા ત્રિષઇ વિરક્ત, વિષયાભોગ નહીં આસક્ત;
યાગ કરઇ, આપઇ બહૂ દાન, ભગતિભાવિ ધ્યાઇ ભગવાન. ૭
વાણી વિષ્ણુ તણા ગુણ ગાય, કરઇ પૂજા તીરથ ઉપાય;
નયણે નરખઇ નરહરિ-લિંગ, ગંધ નિર્માલ્ય ચરણ શ્રીરંગ. ૮
વાંછઇ સદા પ્રીતિ સત-સંગ, કાયા પરશનિ વૈષ્ણવ અંગ;
શિર પ્રણામ, કથારસ કાન, મનસા મધુસૂદનનૂં ધ્યાન. ૯
દશ ઇન્દ્રિય કેરા વ્યાપાર, લેઇની સુપ્યા સર્વાધાર;
નિદ્રાભોગ નહી અન્નપાન, અભયાવત કરઇ રાજાન; ૧૦
આવ્યુ ઉત્તમ કાર્તિક માસ, શુકલા એકાદશી ઉપવાસ;
વિધિવત વ્રત રાય આચરઇ, તેહ તણું ઉદ્યાપન કરઇ. ૧૧
ખટ અર્બુદ આપીનિ ગાય, દ્વિજ સંતોષી લાગુ પાય;
રાય કરઇ ઉપક્રમ પારણિ, દુર્વાસા આવ્યા બારણિ. ૧૨

---

૪ સકલ-ગુ. ઘણા; અરાતિ.-મં. ભૂપાલ; ચ્યવન કા. વચને; પરણ્યા-અ. પરણાવી, કા. પ્રણમ્યા. ૫ હિ. માં ૫ મી કડીના બીજા પાદથી તે ૨૨ મી કડી પર્યંતનો ભાગ પડેલો છે. ૭ વિષઇ-ફા. જા. વિષય; ધનતન-મં. મન તેહનૂં; ધ્યાઇ-ખ. ભજિ; ભાવિ-ખ. ઘ. ફા. સ. ભાવ. યાગ હિ. યોગ. કરઇ૦-હિ. પ્રા. જા. કરિ પૂજારથ તિરથી પાય. ૯ પરશનિ.-ફા. સુપ્રસન્ન; શિર-સ. શરણ; જા. માં આ આખી કડીને બદલે માત્ર બીજું અને ત્રીજું પાદ છે. ૧૦ ખ. માં આ કડીનાં પહેલાં ત્રણ પાદ પડેલાં છે, માત્ર ચોથું જ છે. ૧૧ શુકલા-સ. શુકલપક્ષી. ૧૨ લાગુ-પ્રા. લાગા, ગુ. જા. લાગી, ઘ. પૂજી; સંતોષી-ઘ. ગુ. ખ. ઘ. સંતોષા.

પૂર્વછાયુ

રાજા અતિ ઘણું હરખિયા, કીધુ અર્ઘપ્રણામઃ
"પવિત્ર કરેવા આશ્રમઇ, ભલઇ પધાર્યા સ્વામિ." ૧૩
દુર્વાસા આમંત્રિયા, દેઇ બહુ સનમાન;
વેગિ યમુના ચાલિયા, કરેવા નિત્ય સ્નાન. ૧૪

ચૂપૈ

દ્વિજ નાવઇ થોડી દ્વાદશી, રાજા મનિ વિમાસણ વસીઃ
"વ્રત સંપૂરણ ભોજન વિપ્ર! તે મુઝ ઉત્તર આપુ ક્ષિપ્ર." ૧૫
વિપ્ર ભણઇઃ "સંકટિ, પરવાસ, ઉદક આહાર ન હણઇ ઉપવાસ."
રાજા કીધુ ઇસુ વિચાર, આસન બિસી ઉદકનુ આહાર. ૧૬

પૂર્વછાયુ

દુર્વાસા તિહાં આવિયા કોપિ કંપઇ દેહ,
આગિ પાવક પરજલિ, વલી ધૃતિ શીંચ્યુ તેહ. ૧૭
ત્રોડી લટ મસ્તક તણી નાશ કરેવા રાય,
તતક્ષણ કૃત્યા ઉપની, કાયા પર્વતપ્રાય. ૧૮
રાય ભણી તે સંચરી, મન માહિ બહૂ ખીજ;
ચક્રિ તે ભસ્મી કરી, વૃક્ષ દહઇ યમ વીજ. ૧૯

ચૂપૈ

સૂર્ય કોટિ શરીખૂં તેહ, રુષિ દુર્વાસા દાઝિ દેહ;
નાઠા સહી ન શકઇ તાપ, પૂઠિ દત્ર યમ, આગલિ સાપ. ૨૦

---

૧૩ ઘણું–પ્રા. ઘ. મં. ઘણ; રાજા૦–ગુ. રાજા મનિં બહૂ હરખીઇ; હરખિયા–મં. હરખીયુ ૧૪ કરેવા–ખ. ગુ. ખ. ફા. કરવાઃ દેઇ–અં. દે; નિત્ય–ઘ. સંધ્યા. ૧૫ વસી પ્રા. ઇસી. ૧૬ સંકટિ–કા. ચોસઠે; બિસિ–સ. બિઠા; ઉદક૦–પાણી નહી ભંગ–; આસન૦–મં. વિપ્રવચનિ ઉદકનું આહાર. ૧૭ કંપિ–પ્રા. જા મં. કાંપઇ; ધૃતિ–જા. સ. ફા. ધૃત; પ્રા. ઘીઇંઇ. ૧૮ લટ–ખ. જટા. ૧૯ હિ. સાંચરી; ફા. સાંચરયુ; ભસ્મી–પ્રા. જુ. જા. ભસ્મ; કરી–કા. કરયુ. ૨૦ સહી ન–જા. નવિ; નાઠા–ખ. નાઠાડું

મેરુ મહા ગિરિ, સાગર સાત, ગવ્હર શબ્દ કરિ નિર્ધાત;
ભુવિ પાતાલ ફિરુ સુર લોકિ, તુહિ પૂઠિ ન છાંડિ શોક. ૨૧

બ્રહ્મલોકિ તે પુહુતુ સહી, બ્રહ્મા ભણઇ: "રખાઇ નહી."
રુદ્ર ભણી ચાલ્યુ કૈલાશ, ઉગરવા કેરી નહી આશ. ૨૨

નેત્ર ઝિરઇ જલિ, ગદગદ કંઠિ, ઉતાવલા ગયા વૈકુંઠિ:
"ચક્રતાપ બાલઇ મઝ અંગ, રાખિ! રાખિ! સ્વામી શ્રીરંગ." ૨૩

શરણુ પામ્યુ બ્રાહ્મણુ દીન, વિષ્ણુ ભણઇ: "હૂં ભક્તાધીન;
બીજુ કાંઇ નથી ઉપાય, પાછા વલુ, સંતોષુ રાય." ૨૪

વચન સુણી દુર્વાસા વિપ્ર, રાજા કહ્નૈઇ આવ્યા ક્ષિપ્ર;
વિનય કરીનઇ લાગુ ચરણિ: "ત્રાહિ, ત્રાહિ, શરણાગતિ શરણિ. ૨૫

પૂર્વછાયુ

રાય ભણઇ: "બ્રાહ્મણ, હરિ, માહરઇ એહ સમાન;
ચક્ર તવી સંતોષિયા દુર્વાસા ભગવાન. ૨૬

વિપ્ર સંઘાતિ પારણૂં, ખટરસ અન્ન પકવાન;
હરક્ષા રિષિ પાછા વલ્યા, હુઆ અંતરધાન. ૨૭

જુઉ વિષ્ણુ ભગત તણુ અતુલ એહ મહિમાય,
શાપ ન લાગુ, અંતકાલિ હરિપદ પામ્યુ રાય. ૨૮

---

૨૧ ફિરુ–પ્રા. ફિરયુ; પ્રા. જા. લોક. ૨૨ નહી–ગુ. તેહ. ૨૩ નેત્ર–પ્રા. નેત્રિ; જલિ–હિ. ગલિ, ફા. જલબિંદુ; કંઠિ–હિ. સિવાયની બધી પ્રતિઓમાં 'કંઠ.' ૨૪ હિ. શરણય; પામ્યુ–જા. ફા. ખ. મં. પામીઉ, પ્રા. ગુ. પામીયુ, ધ. આવ્યુ, અં. પામીયો; વલુ–જા. પ્રા. ખ. ધ. વલિ. ૨૫ આવિયા–જા. આવીયુ, ધ. આવ્યુ; પ્રા. શરણાગત; શરણિ–ધ. શરણય, જા. ગુ. ખ. શરણ; લાગુ–હિ. પ્રા. ખ. મં. લાગા. ૨૬ સમાન–મં. સનમાનિ; (ચક્ર) તવી–હિ. વિપ્રશાપે; ધ. ગુ. સંતોષીઉ. ૨૭ હિ. હોબા. ૨૮ અતુલ–ફા. મોટઉ; હિ. જોઉ. ધ. જુયુ, ખ. જોઇ.

## યુવનાશ્વ વંશવિસ્તાર, ભગીરથપ્રશંસા અને ગંગામાહાત્મ્ય

મોટુ રાજા જે યુવનાસ, ગર્ભ તેહ નઇ ઉદરિ નિવાસ,
પુત્ર જનમીયુ ફાડી કૂખ, ચક્રવર્તિ માંધાતા ભૂપ. ૨૯

તેહ નઇ સપ્ત દ્વીપ આવાસ, ત્રિણી પુત્ર, કન્યા પંચાસ,
સૌભરિ રિષિ પરણાવ્યા તેહ, પતિ સંઘાતિ છાંડયુ દેહ. ૩૦

સબલ યે ત્રિશંકુ નરેન્દ્ર, તેહ સુત સત્યવંત હરિચંદ્ર;
ભૂતસિદ્ધિ જાણુઇ હરિખ્યાન, રાજા પામ્યુ પદ ભગવાન. ૩૧

બાહુકસુત સમરથ યે રાય, મોટુ તેહ તણુ મહિમાય,
સાત સમુદ્ર જેણુઇ ખાઇ કરી, સાગર તણી કીરતિ વિસ્તરી. ૩૨

દિલીપપુત્ર ભગીરથ રાય, આણી ગંગા તપમહિમાય;
આગલિ થિકુ રાય મહારથી, પૂઠિ આવઇ ભાગીરથી. ૩૩

કપિલશાપ પરજાલ્યા જેહ, સાઠિ સહસ્ર ઉદ્ધરિયા તેહ;
તેહ તણી કથા અભિનવી, મૃત્યુલોકિ આણી જાહ્નવી. ૩૪

તેહનઇ દરશનિ જાઇ પાપ, પરશનિ માત્રિ ટલઇ સંતાપ,
મજ્જનિ નાસઇ ભવસંસાર, સેવાપુણ્ય ન જાણું પાર. ૩૫

સમરંતા પૂરઇ સવિ કામ, મરણિ આપઇ અવિચલ ઠામ;
સવલઇ ગંગાનુ વિધિ એષ, ઉત્તર વાહિનિ તિહાં વિશેષ. ૩૬

---

૨૯ જનમીયુ–સ. જનમીયા; ફાડી–ફા. ફાટિ. ૩૦ પરણાવ્યા ખ. પરણાવી, મં. પરણાવ્યું, કા. દીધી; છાંડયુ–હિ. છાંડયો પ્રા. છાંડયા. ૩૧ ભૂતસિદ્ધિ–ગુ. ભગતિશુધ; ભગવાન–ખ. નિવાણ્ય, કા. નિરવાણ. ૩૨ હિ. તેણુઇ; વિંસ્તરી; હિ. મં. સાગરી. ૩૩ આગલિ–જા. આગલ્ય. ૩૪ કથા–પ્રા. જા. સ. ધ. કીરત, ખ. કીરત્ય, ગુ. કીરતી. ૩૫ તેહનઇ–હિ. સિવાયની બધી પ્રતિઓમાં 'જેહનિ'; ટલિ ધ. ટાલિ, કા. મં. ટાલે; જાણું–ધ. લાભિ; મજ્જનિ–ધ. મજ્જન માત્રિ. ૩૬ સમરંતાં–જા. ગુ. સ. ફા. ધ. સમરતાં; મરણિ–ખ. સ્મરણિ; અવિચલ–મં. ઉત્તમ; એષ ખ. એક.

ધવલ પ્રવાહ ધર્મનૂં રુપ, મસ્તકિ વહઇ સદાશિવ ભૂપ;
પાવન ચરણોદક શ્રીરંગ, ધિન ધિન જે નર સેવઇ ગંગ. ૩૭

શ્લોક

धर्मप्रवमपां बीजं वैकुण्ठचरणच्युतम् ।
धृतं मूर्ध्नि महेशेन तद्गाङ्गममलं जलम् ॥ १ ॥

## રાઘવ-રામનું ચરિત

ચૂપૈ

રાજા રઘુ અજસુત દશરથ, તેહ નઇ ચ્યારિ પુત્ર સમરથ;
ગુરુવચનિ વનિ ચાલ્યા રામ, પિતા પરમ પદ ઉચ્ચરયૂં નામ. ૩૮

કવિત્ત (છપ્પય)

બાંધવ રામલક્ષ્મણ, સતી સંઘાતિ સીતા,
ગુહા દેશ ચિત્રકૂટ, રામગિરિ વેગઇ પુહુતા;
લક્ષ્મણ આણઇ જેહ, તેહ રાઘવનઇ સું દઇ,
વનફલ કરઇ આહાર, સત્ય સાહસ નવિ મૂકઇ;
તિહાં મરીચિ મૃગ થઇ આવિયૂ માયા રુપ ધરી કરી,
શ્રીરામિ (તે) રણિ મારિયુ, રાવણ ગયુ સીતા હરી. ૩૯
પક્ષી જટાયુષ જેહ, વેગિ તે વાહરઇ ચાડયુ,
પેટ ભરયૂં પાષાણિ, તેહ રણ માંહિ પડિયુ;
તિહાં આવ્યા શ્રીરામ, નામ દશરથસુત જાણી,
કરજોડી વીનવ્યા કહી સુધિ સીતા રાણી,
શ્રી રામ રામ વાણી ભણઈ તતક્ષણિ તે પામ્યુ નિધન,
ગતિ અવિચલ દીધી તેહનઇ પંખીજનમ જટાયુ ધન. ૪૦

---

૩૭ ધર્મનૂં ખ. વિષ્ણુનૂં; કા. ततस्तदमलं जलं । धर्म–ગુ. ब्रह्मद्रव्य, અં. धर्म एवसत्तां बीजं ॥ ૩૮ ખ. માં આ કડી નથી. ચાલ્યા–પ્રા. ચાલીયા; કવિત્ત-છપ્પય. ૩૯ ગુહાદેશ–મં. ગુરૂ આદેશિઈ; આણઇ–જા. આપઇ; આવિયુ-ઘ. આવ્યુ; ( તે ) રણિ-હિ. તે ગુ. માં ૩૯–૪૦ મા કવિત્તની પક્તિઓ આડાઅવળી ઉતારેલી છે. ૪૦ વાહરઇ–મં.

કીધી રુપ વિરુપ, નાક વિણુ રાક્ષસી નારી,
અહલ્યા ગૌતમ ઘરણિ ચરણુરજ-સંગિ તારી,
ખર, દૂખર ત્રિશિરા રાય, તેહ રિણુ માહિ માર્યા,
ચઉદ સહસ્ર રાક્ષસ બાણુ એકઇ સંહાર્યા,
ભેદિયા તાડ, તરુઅર સપત વાનર મિલ્યુ કથા કહી,
વેગિ રિપુ વાલિ વિડારિયુ, સુગ્રીવ રાય કીધુ સહી. ૪૧

હનુમંત લેઇ મુદ્રિકા, ઝાંપ દિધિ, મનિ શંકા
લાગી નહી લગાર, વેગિ કરી પુહુતુ લંકાં,
સીતા નઇ સુધિ કહી, દહી સવિ નગરી ભેદી,
ચરણુ જુહાર્યા રામ, સ્વામીનઇ કથા નિવેદી,
નર પામર ભગસાગર તરઇ, રામનામ મહિમા ઇસુ,
જુ અંગદસંગિ હનુમત તર્યુ અસભાવ તેહનુ કિસુ. ૪૨

श्लोक

राम राम तव नाम जपन्तः पामरा अपि तरन्ति भवाब्धिम् ।
अंग-संग-भवदंगुलिमुद्रिका किं विचित्रमतरत्कपिरब्धिम् ॥२॥

---

વાહાર; પક્ષી-હિ. આ. પંક્ષી, જા ફા. ઘ. સ. પંખી; પાષાણિ-અં. પાષાણે; પડિયુ-હિ. સ. પાડીયુ, ઘ. પાડયુ; ફા. માં આ કડીની બીજી પંક્તિ પડેલી છે. નિધન-જા નિજ ધ્યાન, ફા. ખ્યાતિ; ગુ. માં આ આખુંયે કવિત્ત નથી. ૪૧ અહલ્યા૦-ખ. ને ઘ માં આ પંક્તિ પડેલી છે; સગિ-અં. સંગતિ; કરણુ-ગુ. ક્ષણુ; હિ. રાખિસા; જા. એક આણિ, ગુ. એકિં એકિં; સંહારયા-અં. સંધારયા; વિડારિયુ આ. ખ. વડારીયુ; રાય કીધુ-ગુ. રાજ દીધૂં. ૪૨ પુહુતુ-જા આ. ફા. સ. ગુ. અં. પુહુતા; ઝંપ૦-ઉપનામની ઘણી શંકા; લાગી-ગુ ભાગી; ઇસુ-આ. ફા. ઇશુ, જા. ગુ. ઇશું, ઘ. અશુ; અસંભાવ-આ. જા. અસંભાવિ, ફા. ઘ. અસભવ, ખ. અસંભાવ્ય; આ શ્લોકનું કા. માં છેલ્લું પાદ અશુદ્ધ અને અસ્પષ્ટ છે.

કવિત્ત ( છપ્પય )

રાઘવ લેઇ સેન, રીંછ ભડ ભીંછ અપારહ
કપિ રાજા સુગ્રીવ સહિત દલ પદ્મ અઢારહ,
સાગરિ બાંધી પાજ કાજિ વૈદેહી સીતા,
ઇન્દ્રજિત, કુંભકરણ, પ્રહસન, શુક સારણ જિતા,
નલ નીલ રીંછ પાહાણ ગિરિ, નવિ મહિમા સાગર તણુ,
જલનિધિ માહિ પાષાણ તાર્યા તે પ્રતાપ રાઘવ ગણુ. ૪૩

ચૂપૈ

સારિંગ ધનુષ્ય ધરી શ્રીરામ, સવિ રાક્ષસ જિતા સંગ્રામિ,
રાવણનાં દશ મસ્તક કાપઇ, લંકા રાજ વિભીષણ થાપઇ. ૪૪
નગર અયોધ્યા ઉત્તમ ઠામ, સીતા લેઇ આવ્યા શ્રીરામ;
તલિયા તોરણ ધરિ ધરિ દ્વારિ, ગીત મહોત્સવ ગાઇ નારિ. ૪૫
નવ નિધિ સંપત્તિ, સુખિયા લોક, વ્યાધિ, વિયોગ, નહી દુઃખ, શોક,
જરા-મરણ કેરુ ભય હર્યુ, ત્રેતા માહિ કૃતયુગ કર્યુ. ૪૬
હીન અધિક ઉપરિ સમવાય, શ્વાન, પક્ષિનુ કીધુ ન્યાય;
એણી પરિ રાજ કરઇ શ્રીરામ, પ્રજાનઇ પૂરઇ સવિ કામ. ૪૭
વરસ અગ્યાર સહસ્ર શ્રીરામ, કરી રાજ પુહુતા નિજ ધામ;
સિંહાસનિ બઇઠુ કુશ રાય, તેહ તણુ મોટુ મહિમાય. ૪૮

---

૪૩ અપારહ-સ. અપાર, કા. અપારા; અઢારહ-સ. અઢાર, કા. અઢારા; ગિરિનવિ-ફા. નગિરિનવિ, ઘ. ગરિવિવિ; ગિરિ૦-કા. ગિરિસૈન્ય સબલ રાઘવ તણુ; તારચા-આ. ફા. તરચા, ઘ. તરા; તે-કા. તે પૂર્ણ; પ્રતાપ-આ. મહિમા. ૪૪ ધરી શ્રીરામ-હિ. માં આ પાદ પડેલું છે. કાપઇ-અં. છેદિયાં; થાપઇ-અં. થાપિયા. ૪૫ તોરણ-સ. તોરણિ; ઘરિ ઘાર દ્વારી-ઘ. બાંધ્યા બારી; ગાઇ નાર-ખ. મંગલ ચ્યાર. ૪૬ કૃતયુગ-હિ. દ્વાપર. ૪૭ કરઇ-જા. કરું; શ્રીરામ-જા. શ્રીરામિ. ૪૮. હિ. બઇઠા; સ. બિઠા.

તેહ તણા પુત્ર પૌત્ર અનેક, તેહ તણુ કિમ કરું વિવેક,
રાજબીજ નઇ રાક્ષુ દેહ, આશ્રમ બાહરિ મૂક્યુ તેહ. ૪૯

મિથિલા નગરી રાજા જનક, યાગ કરઇ આપઇ બહુ કનક;
એકમનાં ધરતાં હરિધ્યાન, બહુ તિરિ પામ્યા આતમ ગ્યાન. ૫૦

પૂર્વછાયુ

## સોમવંશની કથા

હવઇ સોમવંશ તણી, કથા અનોપમ સાર:
કિંચિત્ સંક્ષેપઇ કરી બોલિસ તેહ વિચાર. ૫૧

ચૂપે

અત્રિ તણુ સુત રાજા સોમ, તેહ પ્રકાશ કરઇ નિત્ય વ્યોમ,
અમૃત ઝિરઇ, હરઇ દુઃખદેહ, વધારઇ વનસપતિ જેહ. ૫૨

તેહનુ પુત્ર સબલ બહૂ રુપ, તેહ ગ્રહ પદવી પામ્યુ ભૂપ;
બુધ બુધિવંત, ગુણુ નિર્મલા, તેહ તણઇ ઘરિ રાણી ઇલા. ૫૩

બુધનુ સુત રાજા પુરુરવા, તેહના ગુણુ અતિઘન અભિનવા;
નવ ખંડ ભોગવઇ ધરા, મન મોહ્યુ ઉર્વશી અપછરા. ૫૪

ઓવિરહઇ ઉપનુ વૈરાગ, નાના વિધ કીધા બહુ યાગ,
યજ્ઞપુરૂષ સંતોષ્યા રામ, એલ પામિયુ ઉત્તમ ઠામ. ૫૫

---

૪૯ કરું-આ. ગુ. કહૂં; હિ. રાજબીજઇ. કા. રાજબીજિ, અં. રાજબીજે; રાક્ષુ-કા. રાખેવા, અં. રાખીયો; દેહ-જા. આ. ગુ. ઘ. ખ. જેહ, કા. એહ; મૂક્યુ-ફા. મૂકિઉ. ૫૦ યાગ૦-તેહના દેહ સરિખા સનક; પામ્યા-હિ. પાયા; આતમગ્યાન-ગુ. ૫૬ ભગવાન. ૫૧ ઘ. બોલિસ-જા. ઘ. ફા. બોલેસ, ગુ. બોલિશિ, ખ. બોલ્યૂં ૫૨ પ્રકાશ કરઇ-હિ. પ્રકાસઇ; કરઇ-ખ. કરિછિ; વધારઇ૦-ખ. વ્યાધિ નિવારે. ૫૩ તેહ તણઇ-જા. તેહ-નઇ; ઘ. માં આ કડી પડેલી છે. ૫૪ જા. સ. ઘ. ગુ. અતિ ઘણા; મોહ્યું-સ. મોહી. ૫૫ વિરહઇ. મં. વિષઇ; હિ. વિષઇ વિરાગ; ઉપનુ-ઘ. પાસુ; પામિયુ-ફા. ઘ. પામ્યુ.

## પરશુરામાવતાર-નક્ષત્રિય પૃથ્વી

પરશુરામ નારાયણ અંશ, અવતરિયા ભાર્ગવનઇ વંશ,
પિતા જમદગ્નિ રેણુકા માય, જેહના સુરનર વંદઈ પાય. ૫૬
કીધૂં વચન, સંતોષ્યા બાપ, મારી માતા વર્જિતપાપ,
પ્રસન્ન હૂઆ, આપ્યુ વર એહ, બાંધવ સહિત જીવાડી તેહ. ૫૭
રાજા આવ્યુ મેલી સેન, સબલપણઇ લેઇ ગ્યુ ધેન;
તપ કરી, ઘરિ આવ્યા રામ, કોપિ ચઢ્યા કરિવા સંગ્રામ. ૫૮
સહસ્રબાહુ છેદ્યા તતકાલિ. જાણે વૃક્ષ તણિ એ ડાલિ;
મારુ કાર્તવીર્ય એ રાય વેગિં ફરી ઘરિ આણી ગાય. ૫૯
તુહિ રામ ન જાઇ રીસ. ક્ષત્રિય રહિત વાર એકવિસ
કીધા ધરા, નિઃકંટક જેહ, કશ્યપ રુષિનઇ આપી તેહ. ૬૦
વાસદેવ કેરુ અવતાર, તેહનાં ચરિત્ર ન જાણૂં પાર;
સદા અમર એહ પુરૂષ પુરાણ, બાણાધિપ માંહ અધિક પરાણ.૬૧
ગાધિ તણુ સુત વિશ્વામિત્ર, રાજર્ષિ તે હુઉ પવિત્ર;
ઋતુધ્વજ મોટુ મહિમાય, તેહ તણુ સુત અલર્ક રાય. ૬૨

પૂર્વછાયુ

પુત્ર પુરુરવા તણુ ક્ષત્રવૃદ્ધ રાજાન,
તેહ નઇ સંતતિ અતિ ઘણી, પુત્ર પૌત્ર સંતાન. ૬૩

---

૫૬ નારાયણ-સ. નારાયણનુ; અવતરિયા-ઘ. અવતર્યુ; જેહના-ફ્રા. તેહના; વંદઇ. મં. વાંછઇ. ૫૭ પાપ-જા. તાપ; જીવાડી-ઘ. જીવાડ્ડુ, ખ. જીવાડ્યૂ; કીધૂં૦-મં. મારી માતા વેગિ નિ પાપ, પાલ્યું વચન સંતોષ્યા બાપ; જા. પ્રા. માં પહેલી પંક્તિનાં બે પાદ ઉલટસુલટ છે. ૫૮ મેલી-ફ્રા. મેલીઆ; કરી ઘરિ ગુ. પૂરણ કરીઃ રામ-હિ. આદિમાં શ્રીરામઃ કરિવા-જા. કરઇ, ખ. કરિ; ફા. કાયો; કોપિ૦-મં. કોપ કરી ચાલ્યા સંગ્રામિ. ૫૯ છેદ્યા-ધ. ષેદી; એ-મં. યમ; મારુ-ફ્રા મારયઉ. ૬૦ ખ. સહિત કરુ, કા. હણિયા; એકવિસ-હિ. એકત્રિસ (?) ૬૧ કેરુ-ફ્રા. કેરા; બાણાધિપ-પ્રા. જા. ખ. ઘ. બાણપતિ, હિ. બાણાદિક; પરાણ-જા. ઘ. ખ. પુરાણ, કા. પ્રમાણ; ઘ જા. માં આ કડીનાં પાદ ઉલટાસુલટી છે. ૬૨ હુઉ-હિ. હોઉ, ગુ. થયુ, ફ્રા. હોઆ, જા. તેહ, અં. હોયો, કા. હવા. ૬૩ ક્ષત્રિવૃદ્ધ-પ્રા.

## નહુષવંશ-રતિદેવનું ચરિત્ર-વ્રતમહિમા

ચૂપૈ

નહુષ તણુ સુત યયાતિ રાય, તેહનુ અછઇ અતુલ મહિમાય;
અનેક ભોગ કર્‌યા અદ્‌ભુતા, ધરિ ભાર્યા શુક્રની સુતા. ૬૪
તપ, વ્રત, દાન, ધર્મ, બહુ યાગ, અંતકાલિ પામ્યુ વૈરાગ્ય;
તતક્ષાણ સંપતિ આતમજ્ઞાન, તેહનુ પુત્ર પૂરૂ રાજાન. ૬૫
સબલ એક રાજા દુષ્યંત, વઇરી કેરુ કીધુ અંત;
તેહના અનેક ગુણ નિર્મલા, પરણ્યુ રાણી શકુંતલા. ૬૬
તેહનુ પુત્ર ભરત અભિધાન, ચક્રવર્તિ મોટુ રાજાન;
ભૂતલિ ભૂપ અનેરુ સહી, તે સરખુ કો હુઉ નહી. ૬૭
રંતિદેવ સુકૃતિનુ પુત્ર, મોટુ રાજા પરમ પવિત્ર;
આપઇ દાન સકલ સંપત્તિ, ભોજન માત્ર ન રાખઇ વિત્ત. ૬૮
એક વાર નવિ પામઇ અન્ન, અડિતાલીસમિ દિને ભોજન;
બઇસઇ રાજા પારણુઇ જિસઇ, એક અભ્યાગત આવ્યુ તિસઇ. ૬૯
તે સંતોષ્યુ પૂજી પાય, એક વિભાગ આપિયુ રાય;
વલી કરઇ ઉપક્રમ આહાર, અંત્યજ એક આવીઉ દ્વારિ. ૭૦
દીન, કુરુપ, સંઘાતિ શ્વાન, ગાઢઇ વાહાવઇ, માગઇ ધાન;
રાજા તેહનઇ કરી જુહાર, એક ભાગ આપીઉ આહાર. ૭૧

---

ક્ષત્રવૃદ્ધિ, ખ. ક્ષત્રવૃત્તિ, કા. ક્ષત્રવક્ષ, કા. ક્ષત્રઅવૃધિ; અતિ ખ. સંપત્ય. ૬૪ નહુષ-જા. પ્રા. ફા. નિધુષ; અતુલ-જા. ઉતલ, જ. અતિ. ૬૫ અહીંથી તે અંતપર્યંત પ્રા. પ્રતિનો ભાગ નથી. યાગ-જા. અંગ; ૬૫-૨ મં. માં પડી છે. સંપતિ-ગુ. સંતત, જ. સંતતી; આતમજ્ઞાન-સ. આતમન્યાન. ૬૬ દુષ્યંત-ફા. મં. કા. દુષ્કંત, જ. ગુ. દુઃખંત, ગુ. દૂષ્ટવંત; પરણ્યુ-જ. ધ. ગુ. પરણી; શકુંતલા-જા. ધ. ખ. સકુંતલા. ૬૭ અભિધાન-જા. રાજાન; મોટુ-ઘ. મોટ; અનેરૂ-હિ. અનેરા; સહી-મં. કિહિ. ૬૯ ભોજન૦ મં. ભોજન માત્ર રાષઇ નિત્ય; પામઇ-હિ. રાખઇ, જ. પામ્યા, અડતાલિસમિ, હિ. અડિતાલીસ, ફા. ખ. અડતાલિસે; દિન ધ. દિવસ; બઇસઇ ખ. બિઠુ, મં. બેઠા; આપિયૂ-ધ. આપયૂ. ૭૦ સંતોષ્યુ-જા. સંતોષીનઇ; કરઇ. મં. કરિયા ૭૧ કરી-ફા. કરીઉ.

ઉગરતૂં અન્ન રહિઉં જેહ, એક અભ્યાગત પોષ્યુ તેહ;
રાજા પાણી કરઇ આહાર, મન માહિ આનંદ અપાર. ૭૨
બઇઠા રાય આરોગઇ વારી, થોહરી એક આવીઉ દ્વારિ,
જીવ્હા સૂકઇ માગઇ નીર, ઉદક વિના નવિ રહિ શરીર. ૭૩
જલ આપી સંતોષ્યુ તેહ, રાજા મનિ વિમાસઇ એહઃ
"આગઇ અનેક ભૂપતિ ગયા, 'કાચી કાયા, સાચી દયા.' ૭૪
દાન, વરત, તપ, તીરથ, જાત્ર, તે સમવડિ ન આવઇ લવ માત્ર."
વલી કહૂં એક મોટુ મર્મ, દયા વિના નવિ સોહઇ ધર્મ. ૭૫
હેમ, ધરા, મોતી ભંડાર, સુલભ અછઇ એહના દાતાર,
સર્વ ભૂત-દયાપર જેહ, પુરૂષધુરંધર દુર્લભ તેહ. ૭૬

**શ્લોક**

**हेमधेनुधरादीनां दातारः सुलभा भुवि।**
**दुर्लभः पुरुषो लोके सर्वभूतदयापरः ॥ ३ ॥**

ચૂપૈ

સકલ ધર્મનૂં સાધન જેહ, થોડા માહિ બોલૂં તેહ,
જેહનઇ આપ પીડા સહી, તેહ અવરનઇ કીજઇ નહી. ૭૭

**શ્લોક**

**श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम्।**
**आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥ ४ ॥**

---

૭૨ રહિઉ-કા. વાધ્યુ; પોષ્યુ-હિ. ગુ. આપ્યુ, જા. પુહુતુ, અં. પોખ્યો. ૭૪ ગયા-ધ. હુઆ, જા. ભયા. ૭૫ મર્મ-હિ. ધર્મ; મોટુ-ફા. મોટઉ, ઘ. મોટ; સોહઇ-કા. સાચો, અં. શોભે. ૭૬ દુર્લભ, ફા. ભણીઇ; સર્વ૦-ખ. સર્વભૂત દયાપૂરૂષ યેહ, વસોધાં વરલા દીસિ તેહ. શ્લોક-જા. માં આ શ્લોક નથી. ૭૭ બોલૂં-સ. ખ. બોલ્યૂં, ધ. બોલીસ; ધર્મનૂં-ખ. ભૂતનૂં; પીડા-ફા. જા. ખ. પીડાઇ; તેહનઇ૦ ઘ. માં આ પાદ પડેલું છે.

ચૂપે

સત્ય, દયા, વ્રત, સાહસ ધીર, છાંડી મમતા તણી શરીર;
એણી પરિ રંતિદેવ રાજાન, તે પામ્યુ આતમવિજ્ઞાન. ૭૮

## શંતનુ વંશનું અનુકીર્તન

શંતનુસુત રાજા ગાંગેય, તેહનૂં દર્શન શરણૂં દેવ;
તેણઇ કીધુ મહા સંગ્રામ, યુદ્ધ કરી સંતોષ્યા રામ. ૭૯
પાંડુ તણુ સુત જે અર્જુન, તેહનુ મહા સુભટ અભિમન્ય;
તેહનુ સુત પરીક્ષત રાય, જનમેજય મોટુ મહિમાય. ૮૦

## યાદવ વંશનું અનુકીર્તન

યદુ-રાજા-કુલિ યાદવ હુઆ, તેહ તણા મહિમા જૂજૂઆ;
અંધક, ભોજ, વૃષ્ણિ વિશાળ, સાત્વિક, હરિદાસા, ભૂપાલ. ૮૧
યાદવ માહિ વડુ વસુદેવ, જેહનઇ રામકૃષ્ણ સુત એવ;
મહા વિષ્ણુ કેરા અવતાર, તેહનાં કર્મ ન જાણું પાર. ૮૨
જેહનિ કીરતી કલિમલ હરઇ, તતક્ષણ શુદ્ધ વાસના કરઇ,
છોડઇ પાશ તણા સંસાર, કેશવ અવિચલ પદ દાતાર. ૮૩
સૂર્ય સોમ વંશ તણા વિસ્તાર, અછઇ અનંત ન જાણૂં પાર,
સંક્ષેપઇ મઇ કહીઆ એહ, અયોધ્યાનાયક રાજા જેહ, ૮૪

---

૭૮ દયાવ્રત-ફા. કા. દયાતપ, ખ. સનાતન; છાંડી૦-ખ. ગંગા યમુના તનૂં શરીર; તે-ફા. તેહ જ; પામ્યુ-જા. પામ્યા; આતમવિજ્ઞાન-ધ. ફા. કા. આત્મજ્ઞાન. ૭૯ શરણૂં-મં. જાણઇ; તેણઇ-જા. સ. ફા. ધ. જા. એક. ૮૦ મહાસુભટ-ફા. મહાસુભટ સુત. ૮૧ સાત્વિક૦-હિ. સાધત દશા હરિવિશ ભૂપાલ, જા. સાનંત દાસા હરિભૂપાલ, ગુ. સાત્વીકદાસ રહ ભૂપાલ, અં. સાધ્વૃત ( ફા. શાશ્વત ) દાશા હરિભૂપાલ, જા. ધ. શાંચીઃ દાર હરી ભૂપાલ. ૮૨ વડુ-ફા. વડઉ; કેરા-ગુ. કેરૂ; કર્મ-ગુ. ચરિત્ર. ૮૩. પાશ-મં. પાપ; સંસાર-ગુ. સંસારિ. ૮૪ તણા-સ. ના; જાણૂં-ગુ. જાણ્યુ; કા. માં ૮૩ અને ૮૪ મી કડી ઉલટાસુલટી છે.

નવમઇ પવિત્ર કથા એ સાર, અનેક રાય તણા અવતાર;
ભીમ ભણઇ બુદ્ધિમાનઇ કહી, દશમી કલા પુહુતી સહી. ૮૫

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમવિરચિતાયાં હરિલીલાષોડશ-કલાયા દશમી સમાપ્તા**

---

## કલા ૧૧ મી

### દશમસ્કંધ

### શ્રી કૃષ્ણચરિત્ર

પૂર્વછાયુ

દશમઇ લક્ષણ આઠમૂં નિરોધ દૈત્યસંહાર;
ભૂમિભાર ઉતારિવા યાદવકુલે અવતાર. ૧

---

**૮૫** બુદ્ધિમાનઇ–ગુ. સંક્ષેપિ; પુહુતી–**મં.** પરિપૂરણ. **ઈતિશ્રી**–**હિ. જા.** ઇતિ કલા દશમી સમાપ્ત ॥ **ફા.** હરિલીલા વિષ્ણો પ્રકાર દશમી કલા; **ખ.** ઇતિશ્રી ભાગવતે માહા પુરાણે હરિલીલામાં દશમી કલા સમાપ્ત; **ઘ.** ઇતિશ્રી સોલકલાયાં હરિલાલાયાં–; **સ કા.** એ ઉપર પ્રમાણે. **મં.** ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે નવમસ્કંધે દશમી કલા સમાપ્તા ॥ એવં સંખ્યા ॥ ચૂપે ૬૭ ॥ પૂર્વછાયા ૧૨ ॥ કવિત્ત ૬ ॥ શ્લોક ૪ ॥ એવં સંખ્યા ૮૯ ॥ **મં.** ના લહીઆએ કવિત સંખ્યા ૫ ને બદલે ૬ અને ચૂપૈની સંખ્યા ૬૮ ને બદલે ૬૭ લખી છે ( તેમ ૫૫ મી બેવડાઇ છે. )

**કલા ૧૧ મી**

**૧** એકલી **કા.** માં આની પહેલાં નીચેની બે કડી વધારે છે:–

**શ્રી નારાયણ સકલ જન જીવન જગદાધાર,**
**મુરારિ માધવ મુકુંદ હરિ, ગોવિંદ ગુણ નહીં પાર;**
**નરકનિવારણ, ભયહરણ, ભૂધર, ભક્તાધાર,**
**એક વાણીએ કયમ કહુ ચરિત્ર ન જાણું પાર.**

જ્ઞાન, વૈરાગ, વિવિધ શકતિ, ધર્મઐશ્વર્યનિધાન,
અવતાર અન્ય અંશ કલા, કૃષ્ણ સ્વયં ભગવાન. ૨

તેણઇ કારણિ બોલીઇ, દશમઇ કૃષ્ણચરિત્ર,
ઉત્તમ કથા સુમંગલા, સુલલિતા, સદા પવિત્ર. ૩

श्लोक

यस्यावतारकर्त्तारो हरिस्तेषु महात्मनः।
कृष्णावतारस्तस्यैतच्चरितं दशमे मतम्॥ १ ॥

પૂર્વછાયુ

સનકાદિક ગાઇ સદા, શ્રવણસુખાકર એહ,
મનોહરા, ભવરોગનૂં ભેષજ ભણીઇ તેહ. ૪

તેહ કવણ નવિ સાંભલઇ, જેહનઇ માથિ કાન,
ભવ લાધુ માનુષ તણુ, જુ ધરિ હુઇ સાન. ૫

ચૂપૈ

કહિતાં કૃષ્ણકથાની યુકિત, વિરમઇ અથવા પામઇ તૃપ્તિ,
એક વનિ જે હંતા પશૂ, બીજુ જે નર પોષઇ દશૂં. ૬

---

૨ શકતિ-જા. સકલ; અંશ-મં. અંશઇ; જા. કૃષ્ણ સતે; ૩.સદા.-કા. કથા.
શ્લોક—બધીયે પ્રતિઓમાં આ શ્લોક ઘણો જ અશુદ્ધ છે. ૪ શ્રવણ.-ફા. શ્રવણે સુધા વહિ; ભેષજ-ગુ. જા. ઉષધ. ૫ કવણ જા.-કારણ, ફા. કવણ નર; સાંભલઇ-કા. સેવે. ૬. યુક્તિ, તૃપ્તિ-ફા. સ. યુગતિ, તૃપતિ; એક વનિ હિ. મં. એકવિના, જા. એકમનાં, ધ. ઐક વન્ય; જેહંતા-હિ. જેહતાં ફા. જેહના, ગુ. જેતાં, કા. ધ. જે હૂતા. દેહ હતા: પોષઇ-જા. પામઈ; મં. બોલઈ.
૬ પછી મં. માં નીચેનો વધારો છે:—

આગઇ અતિ સુકૃત બહુ સંચ, સંગતિ પામ્યા પાંડવ પંચ;
કૌરવ સેન સાયર મહઈરાણ, ઊતાર્યા દઇ પદ પરમાણ. ૨ (૭)

## ભૂભાર ઉતારવા પૃથ્વીનો આર્જવ

બહુ રાજાન, અસુર, મંડલિ, તેહનઇ ભારિ ભૂમિ આકુલી,
એક વાર ગૌ રુપઇ થઇ, બ્રહ્મા આગલિ રાવઇ ગઇ. ૭
ધરા ભણઇ: "બ્રહ્મા! અવધારિ, સકલ લોક માહરઇ આધારિ,
"મઝનઇ પીડા છઇ અપાર, સહી ન સકૂં હૂં દુષ્ટનુ ભાર." ૮
તેહ તણી પરશંસા કરી, બ્રહ્માઇ વીનવિયા હરિ:
"સુરસેવકની રક્ષા કરુ, મૃત્યુ લોક માહિ અવતરુ." ૯
વલતાં વચન કહિ દેવેશઃ મસ્તકના આપ્યા દોઇ કેશ:
"પૃથિવી તણુ ટાલેશઇ ભાર, બાંધવ રામકૃષ્ણ અવતાર." ૧૦
વિષ્ણુ તણી વાણી સાંભલી, બ્રહ્મા આવ્યા પાછા વલી,
હરખ્યા દેવ હુઆ આનંદ, મુનિવર પામ્યા પરમાનંદ. ૧૧

## દેવકીના ઘાતની કંસની તત્પરતા અને તેનું રક્ષણ

ધરા માંહિ મોટા રાજાન, રાજ કરઇ પૂરિત ધનધાન્ય,
તે માહિં યાદવ વંશ વિશાલ, દેવક, ઉગ્રસેન ભૂપાલ. ૧૨
દેવકસુતા દેવકી જેહ, વસુદેવનઇ પરણાવી તેહ,
કંસ મનિ રલિયાતિ થયુ, બિહ્નનઈ વલાવા સાથિ ગયુ. ૧૩

ગર્ભિં થકાં દિહુ તુ મઝ અંગ. ચક્ર ધરી રાખૂં શ્રીરંગ;
શ્રવણિ કીર્તન પાતક હરઇ તે કૃષ્ણ તણા ગુણ કિમ વીસરઈ. ૩ (૮)
સૂર્યસોમ બેહુ વંશાઉલી, સ્વામી તુજગી મિ સાંભલી,
કેવલ કૃષ્ણકથાનૂં ગાન. તે વિસ્તારી કહુ ભગવાન. ૪ (૯)

૭ મંડલી–હિ. મંડલિક; આકુલિ–મં. આકલી. ૮ અપાર; હિ. અગાધિ. ૯ પરશંસા–હિ. મં. પ્રશંસા, કા. અનુકંપા; હિ. બ્રહ્મા; મં. હિ. શ્રી હરી; મં. સુરનર સેવક રક્ષા. ૧૦ વલતાં–ગુ. વલતૂં; મસ્તકના૦–જા. મસ્તકના બિ આપ્યા કેશ, ગુ. સ્વયં અહં અવતાર ધરેશ; દોઇ–ફા. બેહુ, ઘ. બહુ, સ. જા. દો, જા. બિ; ટાલેશઇ–સ ફા. ખ. મં. ટાલેવા, ઘ. ટાલેશિ, અં. ટલશે, કા. દરવાને, ગુ. ઉતારવા. ૧૧ હિ. હૌઉઆ. ૧૨ મોટા–મં. મોહુ; ધન–ફા. હરિ; ધાન્ય–જા. ખ. ધ્યાન, જા. ઉગ્રસેન. ૧૩ રલિયાતિ–હિ. મં. રલિયાઅતિ;

શબ્દ એક હુંઉ આકાશઃ "કંસ! તાહરૂં કરશિ નાશ,
"સમ્યક્ વયરી જાણુ તેહ, એહનુ ગર્ભ આઠમુ જેહ." ૧૪
કંસઇ સાંભલિ વાણી એહ, વિષનુ વૃક્ષ વાઢશૂં એહ,
આદ તાણૂં કુણ લેઇ પાપ, એકઇ મારિ ટલઇ સંતાપ. ૧૫
અસુર તણી મનિ રીસ જ વસી, સાલ્યા કેશ કાઢિઉ અસિ;
બહનેવીનઇ શંકા ચડી, દેખી સાલાની સૂખડી. ૧૬

પૂર્વછાયુ

"બલ કાંઇ ચાલઇ નહી," વિમાસઇ વસુદેવઃ
'ઉઠી આગિ કોઠીંબડિ,' જુઉ કર્મ નિખેવ. ૧૭
"એહ પરિહાસ કહનઇ કહૂં, 'વાડિ ચીભડાં ખાઇ,'
"યુક્તિ કરીનઇ પ્રીછવૂં, બીજુ નથી ઉપાય. ૧૮
"સામ વચન બોલઇ નહી, અવસરિ આવ્યુ જેહ,
"ચતુરપણઇ ચેતઇ નહી, વહિલુ વિણસઇ તેહ." ૧૯

**श्लोक**

**प्रस्तावसदृशं वाक्यं सद्भावसदृशं प्रियम् ।**
**आत्मशक्तिसमं कोपं यो जानाति स पंडितः ॥२॥**

---

બિહનનઇ-ગુ. સ. બિહિન, અં. બોહોન, ઘ. બિહંન, ખ. બિહિન્યુ, ફા. બહિન, જા. બહન; વલાવા-મં. વોલાવા. ૧૪ હિ. હોઉ, ઘ. હુયુ; જાણુ-ખ. જાણ્ય. મં. યણુશઇ; ૧૫ વાઢશૂં-ઘ. વાઢોસ, ખ. સ. અં. વાઢશૂં, જા. વાઢસ્યો, ફા. નિકંદુ, ફા. મં. ઉછેદુ; લેઇ-ઘ. ખ. ફા. મં. લેસિ, સ. લીઇ, ગુ. લિયે, અં. કા. લેશે; કુણ, હિ. કો; એકઇ-ખ. એક જ, ફા. એહિએ. મારિ કા. મારયે. ૧૬ અસુર તણિ-હિ. અસુરન; રીસ જ-ઘ. રીસ અતિ; કાઢિઉ-ઘ. કાઢયું. બહનેવીનઇ-વ. બહિનવીનં. ૧૭ કોઠીંબડે-ઘ. કોટંબડિ, ફા. જા. કોઠીબડિ; જુઉ હિ. જોઉ, ખ. જોયુ, ફા. જોઉં, સ. જૂઉ. ૧૮ વાડિ-ફા. વાડી, ખ. વાડ; ચીભડાં-ઘ. ચીભડાં; યુક્તિ૦-જા. માં આ પંક્તિ પડેલી છે. ૧૯ આવ્યુ-ખ. ફા. આવિ વણસઇ-, વ્યણસિય ઘ.

ચૂપૈ

## વસુદેવનો જગના મિથ્યાત્વનો બોધ

ભણઇ વસુદેવઃ "કંસ! અવધારિ, પાપ ન કીજઇં એણઇ સંસારિ,
"અબલાવધ નવિ ઘટઇ નરેશ! સાંભલિ અધ્યાતમ ઉપદેશ. ૨૦
"કાયા પંચ ભૂત વિસ્તાર, કૌમાર, યૌવન નઇ જરા,
"દેહી દેહ તણા વિછોહ, ધીર પુરૂષ નવિ આણઇ મોહ. ૨૧
"જીવ તણઇ છઇ નાના દેહ, તેહ તણુ નવિ આવઇ છેહ,
"છાંડઇ જૂનૂં એહ શરીર, પિહરઇ નવૂં યથા નર ચીર. ૨૨
"દેહી યદા કરઇ પ્રયાણ, ષડ માંકડી તણી પરિ જાણિ,
"ચરણ આગિલા આઘા ધરઇ, તુ પગ પાછિલા ઉદ્ધરઇ. ૨૩
"અનાદિ માહોમાહિ સંબંધ, જાણે કૂઅડઇ પડીઉ અંધ,
"જાંહાં નિજ રુપનિ પામઇ સહી, તાં લગઇ બંધન છૂટઇ નહીં. ૨૪
"પુત્ર, કલત્ર, ધન, જાયા, દેહ, સ્વપનપદારથ સરખા તેહ,
પડઇ શરીર, એ અવિચલ હંસ," વચન વિવેકિ પ્રીછવીઉ કંસ. ૨૫
સત્ય વચન વલી બોલ્યુ એહઃ "માહરઇ સંતતિ હુશઇ જેહ,
"તે હૂં તુઝનઇ આપિસિ સ્વામી!" કીધુ સમય, નિ પુહુતા ઠામિ. ૨૬

## વસુદેવની સત્યનિષ્ઠા અને સગે બાલકનું સમર્પણ

પ્રથમઇ જનમ્યુ કીરતીમંત, કહઇ દેવકીઃ "સાંભલિ કંત!
"કંસ કુબુધી ભરીઇ કાલ, હૂં નહી આપૂં માહારું બાલ." ૨૭

---

૨૦ ભણઇ–ગુ. ભણિત; ખ. સસાર. ૨૧ દેહી–મં. કુછિત; તણા–મં. તણઇ; આણઇ–ખ. ઘ. સ. ફા. ગુ. મં. પામિ; મોહ–મં. ફા. મોક્ષ. ૨૨ તણુ–ફા. ગુ. કા. તણા. ૨૩ ઉદ્ધરઇ–ખ. ઉસરી. ૨૪ સહિ–ફા. નાહિ, સ. નહી; છૂટઇ–જા. ફા. મં. છૂટિં; જાંહાં–અં. જાંહાં લગિ; નિજ–કા. ભાન. ૨૫ સરખા–ઘ. મં.સરષુ, સ. સરીખા; પ્રીછવીઉ–ઘ. પ્રોછયુ, ખ. સ. મં. કા. પ્રીછવ્યુ, ફા. પ્રીછવ્યઉ, જા. પ્રીછવા, અં. પ્રીછવીયો. ૨૬ બોલ્યુ–જા. અં. કા. બોલૂં, વં. બોલીયુ, હિ. બોલ્યૂ; સત્ય૦–ગુ. માં આ પાદ પડેલું છે; આપિસિ–જા. ઘ. આપોસ, ખ. આપેસ.

ભણઇ વસુદેવઃ "કહું મહિમાય, બોલ્યા બોલ ન પાછા થાઇ.
"સત્ય વચન આપણિ મૂકીઇ, જનમ તણું સુકૃત ચૂકીઇ. ૨૮

"સત્યિ ધરા ધરઇ નાગેન્દ્ર; સત્યિ તપઇ દિવાકર ચંદ્ર;
"વાય વાઇ વિશ્વ મઝારિ; ચૌદ લોક તે સત્યાધારિ. ૨૯

श्लोक

सत्येन धार्यते पृथिवी सत्येन तपते रविः।
सत्येन वायवो वान्ति सर्वं सत्ये प्रतिष्ठितम् ॥३॥

ચૂપૈ

"બલિ, રુકૃમાંગદ, હરિચંદ રાય, શિબિ, અંબરિષ સત્ય સંવાય,
"ધ્રુવ, પ્રહ્લાદ પ્રસિદ્ધા એહ, મુનિવર દધિચી આપ્યુ દેહ. ૩૦

"સત્યઇ ધર્મ, દયા, વ્રત, દાન; સત્યાધીન અછઇ ભગવાન;
"જપ, તપ, અર્થ, કામ, નવ નિધિ; જિહાં સત્ય, તિહાં સઘલી સિધિ." ૩૧

વલી વચન કહઇ વસુદેવઃ "સુખદુઃખ-પ્રાપતિ કર્મ નિખેવ,
"એહ શરીર અછઇ અનિત્ય, તેહ કારણિ નહી છાંડૂં સત્ય." ૩૨

શોકમોહ મન નવિ ધર્યુ, પુત્ર ઉત્સંગિ લેઇ સાંચર્યુ,
મલપતિ સહજઇ મૂકઇ પાય, જમલુ લીધુ સત્ય સખાય. ૩૩

---

૨૮ આપણિ-જા. ઘ. ખ. ગુ. ફા. આપણું; સુકૃત-ઘ. સુતકર્મ. ૨૯ વાય-ફા. સત્યિં વાય; સત્યાધારિ-સ. સત્યનિં આધારિ, જા. સત્યનઇ આધારિં; ખ. માં આ કડી પડી છે. ૩૦ સત્યસંવાય-ફા. સત્યવંત તેહ; એહ-ફા. જેહ; સત્ય પ્રસિદ્ધા એહ૦-ખ. પારાશર સૂર, બલિ ઉદ્ધવનિં અક્રૂર, અનેક રૂષિ સિદ્ધા ગ્રેહ. ૩૧ ખ. માં આ કડી નથી; ભગવાન-ઘ. મં. વિજ્ઞાન; અર્થ-હિ. અર્થનઇ, જા. મં. તીર્થ; સ. માં માત્ર આ કડીનું છેલ્લું પાદ છે. ૩૨ વલી-ખ. વલી વલી; પ્રાપતિ-ખ. કારણ; કર્મનિ -જા. ખ. કર્મન, ગુ. કાંમનિ; કર્મની એવ-મં. કર્મ નિખેવ; ફા. છાંડઉ. ૩૩ નવિ હિ. સ. મં. કા. માંહિ. ધર્યુ-કા. સ. મં. ધર્યાં; સાંચર્યુ-ફા. સ. મં. સાંચર્યા, કા. પરવાર્યાં; મલપતિ-મં. મલપંતુ; જમલુ લીધુ- સત્ય-ઘ. સૂત; સખાય-મં. સહાય.

ચાલંતા નવિ લાગિ ખેવ, તેણઇ અવસરઇ સોહ્યા વસુદેવ;
લેઇ ફલ પ્રથમ યાદવ પેટ. જાણે માલિ લાવ્યુ ભેટ. ૩૪

મામાના મન માહિ હેજ, ખોલઇ લેઇ મૂક્યુ ભાણેજ,
કંસિ તે પાછુ આપીઉ, લેઇનઇ મંદિરિ આવીયુ. ૩૫

તેહ વાતનુ જાણી હેત, નારદ આવ્યા કહ્યુ સંકેત;
કોપિ ચઢ્યુ કંસાસુર કાલ, પાછુ આણી મારયુ બાલ. ૩૬

ઉપજતાં વઇરી નઇ વ્યાધિ, છેદીજઇ તુ હુઇ સમાધિ,
આગઇ ઇશુ જઇ સંવાદ, વિણસીજઇ કરતાં પ્રમાદ. ૩૭

વેગઇ કરી તેડાવ્યાં બેહૂ, કારાગૃહ માહિ રાખ્યાં તેહ,
આડી ભોગલ, લોહ કમાડ, જાણે આંબા પાખલિ વાડિ. ૩૮

ખટ બાલક મારિયાં તેણઇ, પાપ તણી શંકા નવિ ગણઇ,
તેહનૂં કારણ અછઇ શાપ, પૂરવ જન્મ તણુ તે બાપ! ૩૯

સાતમઇ આવ્યા બલદેવ, જાણ્યુ તેહનૂં કારણ એવ,
'સંવરિ ગર્ભ' કહઇ દેવેશ, માયાનઇ દીધુ ઉપદેશ. ૪૦

પૂર્વછાયુ

માયા આકર્ષી કરી બલભદ્ર તણૂં શરીર,
સહસ્રકિરણ સવિતા તણૂં હરી લીઇ યમ નીર. ૪૧

---

૩૪ પ્રથમ–**ધ.** પ્રથમિઃ **ફા.** ગુ. યાદવશ્રેષ્ઠ; માલિ–**હિ. જા.** વનમાલિ; લાવ્યુ–**જા. ફા.** લેઇ ચાલ્યુ, **અં.** લેઇ ચાલ્યો; **હિ.** ભેટિ. **૩૫** લેઇનઇ–**જા.** ગુ. વેગિ લઇ, **ફા.** વાસુદેવ લેઇ; ૩૬ હેત **હિ.** હેજ, ( હેતુ ); **ફા.** કહ્યઉ, મારયઉ, પાછઉ; આપીઉ -**અં.** વાલીઉ; વાત-**અં.** કારણનૂં; **અં.** પાછૂં; **મ.** મારયૂં. ૩૭ ઇશુ–**ખ.** અશું. ૩૮ બેહ–**હિ.** બેહુ; **વ.** માં આ કડી પડી છે. ૩૯ પાપ૦–**હિ.** માં આ પાદ પડેલું છે; બાપ–**કા.** પાપ. ૪૦ ઉપદેશ–**કા.** આદેશ; સંવરિ–**ખ.** સંવરુ, **કા.** સંવરય, **અં.** સંવરે; કહઇ–ગુ. કહ્યુ. **૪૧** લીઇ–**ધ. સ.** લીધૂં; માયા૦–**કા.** માયાએ આકર્ષિયું.

ઉદરિ જનેતા રોહિણી આણી મૂકયુ વેગિ
શીપ માહિ સ્વાતી તણુ જાણે વૂઠુ મેઘ. ૪૨
રતન અમૂલિક નીપનૂં સંકર્ષણ શરીર,
ગોકુલિ ગૂડી ઉછલી, જનમ્યા બલભદ્ર વીર. ૪૩

ચૂપૈ

પ્રભાતિ ગઢ મથુરા માહિ વાત કરઇ જન માહોમાહિઃ
'દેવકીગર્ભ ગયુ તે ગલી.' કંસઇ તે વાણી સાંભલી. ૪૪
મન માહિ તે ઊપની રલી, એનાં શીંગી સાંકલ ટલી,
છૂટા પાપ એહ અગાધિ, ઔષધ વિના વિગુડી વ્યાધિ. ૪૫
આઠમઇ જે વઇરી આવશઇ, પૂરે માસે (તે) જનમશઇ,
પગિ ધરીનઇ તે મારચોસ, પછઇ નચંત રાજ કરચોસ. ૪૬
કંસ કપોત વિમાસઇ અશૂં, શ્રીપતિ સેન કહઇ એ કિશૂં,
અંધ ન દેખઇ ઝંખઇ આલિ, માથા ઉપરિ ભમતુ કાલ. ૪૭

દેવપ્રભાવ.

દૈવ તણિ અછઇ વિસમી વાત, બલબુધિ પ્રપંચ કુણ માત્ર,
જીવી તણુ ઊધારુ ફોક, મૃત્યુ ગાંઠડી બાંધ્યૂં રોક. ૪૮

---

૪૨ ઉદરિ-ધ. ખ. ફા. ઉદર; શીપ૦-ખ. સ્વાત્ય માંહિ શિપ જ મધ્યિ; વૂઠુ-ફા. વૂઠઉ; મેઘ હિ. મેહ. ૪૩ અમૂલિક-ધ. સ. અમૂલ્યક, ફા. અમૂલક; ગોકુલિ જા. ઘરિં ઘરિ; ગુ. માં આ કડી પડી છે. ૪૪ પભાતિ-ઘ. પ્રભાત્ય; દેવકી-ધ. દેવ, ખ. દેવકીનિ; ગર્ભ ફા. ગર્ભ જ; તે-ખ. છિ. ૪૫ શિંગિ-ધ. સંગે; ટલી-ફા. ઉતરી; વ્યંડી જા. છાંડિજિ, ધ. વણઠી, ખ. ટલી, ફા. વાલીજઇ; સ. વિણઠી, કા. કાઢી, અં. વિનાશી; વિના-કા. પાખે. ૪૬ પગિ-કા. અં. પગે; ધરી-જા. સાહી; મારચોસ-ખ. મં. સ. અં. મારેશ; નચંત-હિ. મં. નશ્ચંત, જા અં. ઘ. ફા. નચિંત, ખ. ગુ. નીશ્ચીત, સ નિશ્ચંત; કરચોસ-ગુ. મં. ખ. સ. કરેશ. ૪૭ અશૂં-ફા. સ. ઇશું; કિશૂ-જા. ઘ. સ. કશું; શ્રીપતિ૦-ખ. માં આ પાદ પડેલું છે; ઉપરિ-ખ. ઉપરૂ, અં. ઉપેર; ભમતુ-ગુ. ભમિ. ૪૮ તે કુણ-હિ. કવણ; ફા. બાંધ્યઉ.

રાત્રિદિવસ નર ચિંતા કરઇ, બહુ કામના મન માંહિ ધરઇ,
દેખઇ નહી મરણુ મતિહીન, યમનઇ જાલિ પડયુ જિમ મીન. ૪૯
કર્મિ સાંચ્યૂં પાવક દહઇ, નહી તુ વાટઇ પડીઉં રહઇ;
એક અનાથ વનથુ ઊગરઇ, એક રાખંતા ઘરથુ મરઇ. ૫૦
નલિની ઘર કીધૂં વન માહિ, દાધી હીમ તણઇ તે દાહિ,
મનિ અહંકાર મ કરશુ કોઇ, કીધૂં કર્મ તણૂં તે હોઇ. ૫૧
કર્મ તણુ મોટુ મહિમાય, કર્મિ બાંધ્યા રાણા રાય,
નાકિ નાથ્યા વૃષભ ગાઇ, જિહાં જિહાં તાણઇ તિહાં તિહાં જાઇ. ૫૨

પૂર્વછાયુ

વચન એક સાચૂં કહૂં સાંભલજ્યો સહુ કોઇ:
"પુરૂષારથ કાંઇ નહી, દૈવ કરઇ તે હોઇ. ૫૩

## શ્રીકૃષ્ણજન્મ—ગોકુલગમન

ચૂપૈ

સંઘાતિ સુર કેરુ સાથ, આઠમઇ આવ્યા જગનાથ,
અવતરિઆ આપણપઇ દેવેશ, ઉદર માહિ કીધુ પરવેશ. ૫૪

---

૪૯ મરણુ-હિ. મનિ; હીન-ખ. દીન; યમ૦-કા. જેમ જલમાં પડીયૂં મીન; પડયું-જા. પડઇ; જાલિ ગુ. જાંણિ. ૫૦ સાંચ્યૂં-ઘ.સંકયુ; પાવક-ઘ. ખ. પાવસ; તુ-ખ. તરુ, ફા. તર; પડીઉં-જા. પાછુ, સ. ખ. પડયુ, આં. પડીયો; અનાથ-જા. અનાગતિ; ઘરથુ-જા. ઘરમાંથા, આં. ગુ. ઘેરથી; એક૦-ખ. માં આ પંક્તિ. ૫૧મીની બીજી પંક્તિ જોડે ઉલટાસુલટી ક્રમે છે. ૫૧ વન-ઘ. ખ. ફા. સ. જલિ; મં. કરશુ-ઘ. ખ. ફા. ધરશુ; મ-સ. મુ; જા. માં આ કડી નથી. એકલી સ. માં આ કડી પછી નીચેનો શ્લોક છેઃ-

पद्मानि बनं परितिज्य सेवये जलमाश्रय। कर्मणो हि प्रधानेन हेमरूपेण वह्निना

૫૨ કર્મિં-જા. ઘ. ફા. સ. મં. કા. ગુ. આં. બંધનિ; વૃષભગાઇ-જા.વૃષભાદિ ન્યાય. ૫૩ કહૂં-કા. કહું; મં. પુરૂષાર્થનૂં.

કથા કહંતાં સંદેહ હુસઇ, કો પંડિત કારણ પૂછસઇ:
'સકલ વિશ્વ જેહનઇ આધારિ, કિમ સમાણુ ઉદર મઝારિ ?' ૫૫

જેણી પરિ ઉદરિ રહ્યા શ્રીકાન્ત, તે ઊપરિ બોલ્યા દૃષ્ટાન્ત;
કીધૂં રુપ સૂક્ષ્મ સમક્ષ, જાણે બીજ માંહિ વટવૃક્ષ. ૫૬

સઘલી પૃથ્વી કેરું ધન, જિમ સમાણું માહિ રતન,
અંતરયામી અંતરિ રહ્યુ, જિમ રાખી પાવક ઢાંકિયુ. ૫૭

પૂર્વછાયુ

કંસિ દીઠી દેવકી બહિન ધરઇ બહુ તેજ,
વઇરી માહારુ અવતર્યુ આઠમુ ભાણેજ. ૫૮

ઉદર માહિ આવી વશુ વિષ્ણુ તણુ એ અંશ,
વધ કરેવા ચાલિઉ કારાગૃહ માંહિ કંસ. ૫૯

બહિન તણુ વધ નવિ ઘટઇ, દારુણ કર્મ નૃશંસ,
ઇશૂં વિમાસી મંત્રિશૂં, પાછુ વલિઉ કંસ. ૬૦

બ્રહ્માદિક સુર આવિયા, પ્રણમ્યા શ્રી ભગવાન,
સ્તવન કરી પાછા વલ્યા, પુહુતા નિજ સ્વસ્થાનિ. ૬૧

---

૫૫ હુસઇ–જા. અસિ; સંદેહ–હિ. અવસર. કા. સંશય; કો. હિ. કોઇ; સમાણુ–ખ. ફા. સમાણા, મં. કા. સમાવ્યા, અં. સંમાણો; ૫૬ બોલ્યા–જા. મં. બોલિસિં, ખ. ફા. બોલેશ, સ. કા. બોલિસ. ૫૭ અંતરિ–ખ. અંતરૂ, સ. ગુ. અંતર; રહ્યું–ખ. ઘ. રહુ. કા. ખ. અંકીઉ. ૫૮ ધરઇ ઘ. ધરંતી, ખ. ધરુ, ફા. સ. ધરતી; આઠમુ–સ. આઠમિ. ૫૯ કરેવા–જા. ઘ. ખ. કરવાનઇ; માંહિ–ફા. માં; ચાલીઉ–ઘ. ચાલ્યુ–ખ. સ. ચાલીયુ. ૬૦ નવિ–જા. કિમ; દારુણ૦ ગુ. દારુણ કરમનુ સંચ; મંત્રિશૂં–મં. મંનશૂં; ઘ. ખ. સ. વલીયુ; ઘ. માં આ કડી નથી. ૬૧ આવિયા–ઘ. આવયા; વલ્યા–જા. ઘ. વલા; સ્વસ્થાનિ–ખ. સ્વસ્થાન્ય, ઘ. સ્વસ્થાન.

ચૂપૈ

શ્રાવણ માસ, નક્ષત્ર રોહિણી, નિશિ અંધારી આઠિમ તણી,
કૌલવ કરણ નઈ મંગલ વાર. મધ્ય રાત્રિ જનમિયા મુરારિ. ૬૨

લોહ તણી સાંકલ ઊજડી, રખવાલાનઇ ઘારણ પડી,
ભાગી ભોગલ સબલ અપાર, મંદિરનાં ઉઘડિયાં બાર. ૬૩

શંખ, ચક્ર, પંકજ નઇ ગદા, કમલ નેત્ર વિકસિત મુખ મુદા,
કૌસ્તુભ-મણિ-મંડિત જગનાથ, મસ્તકિ મુકુટ, ચ્યારિ નિજ હાથ. ૬૪

દેખી તેહ અતુલ મહિમાય, માય-બાપ બિહુ લાગાં પાય,
સ્તવન કરી સંતોષ્યા ભૂપ, તતક્ષણિ કીધૂં બાલિક રૂપ. ૬૫

તેહનઇ લેઇ ચાલ્યા વસુદેવ, ગોકુલ માંહિ પુહુતા એવ,
બેટી ઊલટપાલટ કરી, લેઇ આવ્યા, જાગ્યા પાહરી. ૬૬

---

૬૨ આઠમિ-**ઘ.** આઠિમ; જનમિયા-**ખ. ઘ.** જન્મા, **ફા. સ. ગુ.** જન્મ્યા. ૬૩ સાંકલ-**ફા.** સાંકલિ; ઊજડી-**ફા. મં.** ઊઘડી; રખવાલાનઇ-**ખ.** રખવાલુનિ; **ફા.** સબલ-**જા.** સકલ; ઉઘડિયાં-**સ.** ઉઘાડયાં; મંદિરનાં-**મં.** કારાગૃહનાં; બાર-**ઘ.** દ્વારિ, **ખ. સ. ફા. ગુ.** દ્વાર. ૬૪ વિકસિત **ઘ.** વિકસત; મુદા-**હિ.** સદા; મંડિત-**ઘ.** મંડત; ચ્યારિ-**જા.** ચાર; નિજ-**ફા.** નિ. **૬૫** બિહુ-**જા. ઘ.** બહુ જેઇ; તતક્ષણિ-**મં.** તેટલ; કીધૂં-**જા. સ.** કરે. ૬૫ પછી **મં** માં વધારોઃ-

પ્રતિબોધ દીધા વસુદેવ લ્યુ ઉત્સંગિ મલાડ઼ તેવ,
તતક્ષણ લીધા જગદાધાર, ભાગાં લોહ ઉઘડીયાં બાર;
ફણા મંડલ શરિ ધરીઉં નાગ, યમુના પૂર થઉં બિહુ ભાગ.

૬૬ તેહનઇ-**જા.** માં નથી; ચાલ્યા-**જા.** ચાલ્યુ, **ખ.** આવ્યા; એવ-**મં.** એવ; પાહરી-**જા. ઘ.** મારહી; જાગ્યા૦-**ખ.** યાંહાં જન્મ્યા હરિ.

કારાગૃહ દેવાયાં દ્વાર, સાંકલીઆં પાછાં લોહ બાર,
બાલક સ્વર સાંભલી ઉંચેણિ, જાણ કરય કંસાસુર તેણિ.

આવ્યુ તિહાં કંસ ભૂપાલ, ક્રોધ ધરી નઇ લીધૂં બાલ,
પગ સાહી નઇ કરઇ વિનાશ, તેતલઇ કન્યા ગઇ આકાશ. ૬૭
કીધૂં રૂપ યોગિની-માત : "સાંભલિ કંસ ! કહૂં એક વાત;
"રે મૂખક! વઇરી હરિ વ્યાલ, ભુવિ અવતરીયુ તાહરુ કાલ." ૬૮

## કંસનો પશ્ચાત્તાપ અને આત્મરક્ષણની ચિંતા

મર્મ વચન સાંભલિયૂં એહ, લોહડાં ભાંજી મૂકયાં બેહ,
બહિન દેવકી લાગુ પાયઃ "મઇ અપરાધ કસ્યા, ક્ષમિ માય!" ૬૯
વલતૂં વચન બહિન ઉચ્ચરઇ, બાંધવની પ્રશંસા કરઇ:
"સુખ-દુઃખ-કારણ પુરવ કર્મ," એણી પરિ બોલ્યા બહુ ધર્મ. ૭૦
તુ હિ કંસ ન પામઇ સુખ, હૈઆ માહિ સાલઇ દુઃખ;
દઇઇ કહી જે કન્યા કથા, આગિ અંગૂઠઇ મૂકી યથા. ૭૧

---

૬૭ ધરી-જા. ઘ. ખ. ફા. કરી; પગ ઘ. પિગિ; ખ. પગ્ય; ફા. સ. પગિ; આકાશ-જા. આકાશિ; આવ્યુ૦ કા. આવ્યો ક્રોધે કંસ ભૂપાલ, વેગે કરીને સાહ્યું બાલ.

અષ્ટ ભુજ માહા રૂપ વિશાલ, કંસિ જાણ્યૂં કોપ્યુ કાલ.

૬૮ મૂખક-જા. સ. મૂર્ષ. ફા. ખ. મં. મૂરખ; વઇરી-ખ. અં. વીકરૂ; હરિ-હિ. નઇ, ફા. સ. હય; વ્યાલ-જા. બાલ; ખ. વિકરૂ હરિબાલ; જા. વઇરી હરિ બાલ, ફા. સ. વિરી હયબાલ; કા. મૂષકનો વેરી જ્યમ વ્યાલ, મં. મુરખ કાં મનિ ઝંખઇ આલ. ૬૯ એહ-જા. એવ; ફા. ખ. દેવકીનિ; સ. બહિનિ; ક્ષમિ-જા. ખિમિ, સ. ક્ષિમિ, ઘ. ક્ષમ ખ, ક્ષમ્યુ; કસ્યા૦-ફા. કરુ તે ક્ષિમાય; મર્મ૦-ઘ. કંસ સાંભલી વાણી તેહ; ગુ. માં ૬૮ મી કડીની પછીથી તે ૭૩ મીના પહેલા પાદ સુધીનો ભાગ પડયો છે. ૭૦ બહિન-જા. બહનિ, ફા. બિહિનિ; ધર્મ-ખ. ફા, મર્મ; પૂરવ કર્મ-ફા. બહુ વિકર્મ; કારણ-કા. પ્રાપ્તિ. ૭૧ હૈઆ-જા. હઇઆ, ખ. હઇડા; દઇઇ-ફા. સ. દિહિ; જે કન્યા-જા. એ આગિ; આગિ-ખ. આગ્ય, કા. અં. આગ; કહી-ખ. કહ્યું.

કંસ કરઇ વિમાસણ ઘણી, યમ નિર્ધન બહુ ઋણનુ ધણી,
મન માહિ અતિ ચિંતા થઇ, વ્યાધિની પરિ નિદ્રા ગઇ. ७२

श्लोक

निद्रा तात कुतस्तेषां ये ऋणव्याधिपीडिताः ।
अविधेहि कलत्राणां ये वान्ये कृतवैरोणाम् ॥४॥

પૂર્વછાયુ

રાત્રિ દિવસ નિદ્રા નહી, ભય પઇઠુ મન માહિ,
તેલ વિહુણ્ણુ દીવડુ, ક્ષણિ ક્ષણિ ઝાંખુ થાઇ. ७३

દિન દિન કંસ કલા પડઇ, એહ દૃષ્ટાન્ત નરેન્દ્ર!
પુનિમહુતુ સંચરઇ ભણી અમાવાસ્યા ચંદ્ર. ७४

જડ છેદઇ તરુઅર તણી, દિનદિન સૂકઇ ડાલિ,
કંસ થયુ મનિ કાલમુહુ, ગરુડભયિ યમ વ્યાલ. ७५

દુખ દાવાનલ પીડિઉ, નહી સમાધિ સમક્ષ,
હૈઆ માહિ ઊગિયુ ચિંતા, વઇરી-વૃક્ષ. ७६

---

७२ વિમાસણ-ધ. વ્યમાસણ; પરિ-ખ. પરૂ; श्लोक ४ થો નથી અને અને તેને બદલે મ. માં ૫ મો આપેલો છે. ७३ પઇઠુ-ગુ. પિઠુ, ફા. પિઠઉ; દીવડુ-ફા. દીવડઉ; ક્ષણિ ક્ષણિ-જા. ખિણ ખિણ; ઝાંખુ-ધ. ફા. ઝંખુ; દિવસ-ફા. દિવશિ. ७४ દિન દિન ફા. દિનિ દિનિ; અમાવાસ્યા-જા.અમાવસિ, ફા. અમાવસ, ગુ. અમાસઇ; પુનિમહુતુ-ખ. મ. પુન્યમ થિકું, કા. પૂનમસું તો, અં. પુનમહોતો. ७५ છેદી-ખ. ક્ષેદી; કાલમુહુ -જા. કાહલમુ, મ. કાલમુઓ, ધ. કાહાલમુ; કંસ૦-કા. કંસ હંસ છાંડી ગયો; ભય યમ-હિ. ભૂયેયમ, ખ. ભુયંગમ, સ. ભુએજમ, અં. માં આ કડી પડી છે. મ. માં ७५ મી કડી પછીથી તે ६६ મી કડી સુધીનો ભાગ પાનું ७२-७३ ફાટ્યાથી ત્રુટિત છે; એથી १७ ચુપૈની અને એક ગીત, એટલાની ત્રુટિપડી છે. ७६ હૈઆ-જા. હઇઅડા.

चिन्तातुराणां न सुखं न निद्रा,
अर्थातुराणां स्वजनो न बन्धुः ।
कामातुराणां न भयं न लज्जा,
क्षुधातुराणां न बलं न तेजः ॥ ५ ॥

પૂર્વછાયુ

કંસિ સેવક તેડિઆ, રક્ષા કરુ ઉપાય
તેતલઇ કથા ચાલી ગઇ વેગિં ગોકુલ માહિં. ૭૭

## ગોકુલમાં નંદઘેર કૃષ્ણજન્મોત્સવ

રાગ વસંત-ગીત

નન્દ કરઇ આનન્દ, પુત્ર જનમ્યા પરમાનંદ,
હરખ્યુ સુરનરનાયક ઇન્દ્ર, કાંપ્યુ કંસાસુર મંદ રે. (ધ્રુવપદ)
રે ગોકુલિ જનમ્યા ગોવ્યંદ. (૧)

તેણુઇ સમઇ સુરનર, પન્નગ, કિન્નર ત્રિભોવનિ જાઇલા આનંદ.
રે ગોકુલિ જનમ્યા ગોવ્યંદ. (૨)

રાસ રમઇ, નૃત્ય હુઇ, એક ધીઇ ઊંઅર ધોઇ,
મુનિવર કેરાં મન મોહઇ, અંતરિ બ્રહ્માદિક જોઇ,
રે ગોકુલિ જનમ્યા ગોવ્યંદ. (૩)

ઘરિ ઘરિ મંગલ ચ્યારિ, હુઇ ઉત્સવ અપાર,
આપઇ બહૂ કનકભંડાર, બંદી બોલઇ જયજયકાર.
રે ગોકુલિ જનમ્યા ગોવ્યંદ. (૪)

---

૭૬ ઉપાય-જા. મ. અપાય; ગોકુલ માહિ-જા. ગોકુલિ જાઇ: અં. આ. માં આ કડી છે. ૭૮ (૧) સુરનરનાયક-હિ. નર; કંસાસુરિ-જા. કંસાસુરિ; મંદરે-જા. મંદરિ; ગોવ્યંદ-પ્રા. પ્રરમાનંદ. (૨) જાઇલા-હિ. જન્યો. સ. જા. જાલા; ગુ. માં આ શબ્દ જ નથી; કા. પન્નગ સહુ તે ઉત્સવ કરે આનંદ. (૩) રાસ૦-જા રાસ રંગિ નરતિ હોઇ; (૪) ચ્યારિ-જા. ધ.

ગોકુલિ કેરી નારી સવિ આવઇ શૃંગારી સારી,
એક અબલા, એક કુંઆરી વધાવઇ દેવમુરારિ.
રે ગોકુલિ જનમ્યા ગોવ્યંદ. (૫)

અન્તરિયા દેવ અનંત, કરિવા દાનવનુ અંત,
પાલેવા સેવક સંત, ભીમ તણુ સ્વામી શ્રીકંત.
રે ગોકુલિ જનમ્યા ગોવ્યંદ. (૬)૭૮

( ગીત સમાપ્ત )

## કૃષ્ણના વધના ઉપાયો—માશી પૂતનાનો વધ

ચૂપૈ

કંસઇ બહિન મોકલી બકી, વિઘન કરેવા પુત્ર દેવકી,
બહુ બાલિક માર્યાં પાપિણી, વેગિ આવી ગોકુલિ ભણી. ૭૯
વિપરીત રૂપ કરયૂં કામિની, નવ યૌવનભરિત ભામિની,
લીલાં પાય ભરઇ ગજગતિ, જાણે મરિવા ચાલી સતી. . ૮૦
નાના વિધ સોલ્હઇ શૃંગાર, પુહુતી નંદ તણા ઘરદ્વારિ,
બહિન બોલાવી જસોમતી, રમતા દીઠા કમલાપતિઃ ૮૧

---

ચાર; ઘરિ ઘરિ-ખ. ઘરૂ ઘરૂ; હિ. હુઅઇ; બંદી-ઘ. ખ. સ. ઘ. બંદી જન; બોલઇ-કા. કહે; ફા. માં આ કડીનું બીજું અને ત્રીજું એ બે પાદ પડેલાં છે; જા. માં આ કડીનો ક્રમ પણ છે. (૫) કા. કેરી તે નારી; કા. શણગાર જ; કા. હેતે વધાવે; ઘ. માં આ કડી પડી છે. (૬) તણુ, જા. તણઇ; કંત-કા. કંથ, અં. કાંત. ૭૯ કંસઇ-જા. કંસ; કરેવા-ઘ. કરવા. મોકલી-કા. બોલાવી; આવી-કા. પોહોંતી, ગુ. ચાલી. ૮૦ વિપરીત હિ. વિપરીત કરયૂ-જા. ખ. ફા. કરુ, ઘ. ધરું; ભરઇ-ખ. મૂકિ. ૮૧ ફા. બહિનિ, ખ. બહિન્ય; ઘર-જા. ફા. ગુ. ગૃહ; સોલ્હઇ-ઘ. સોલ્હા.

પૂર્વછાયુ

"આઇ! બટુ તમ તણુ, તેહ બોલાવા કાજિ,
"હર્ષભરી ઊતાવલી, આવી મિલેવા આજ." ૮૨
વાચા ચંદનશીતલા, મુખ રલીઆયત જેહ,
હૈઇ ખડગ લોહડા તણૂં, ધૂરત લક્ષણ એહ. ૮૩

**શ્લોક**

**मुखं पद्मदलाकारं वाचा चंदनशीतला ।**
**हृदयं कर्तरीतुल्यं त्रिविधं धूर्तलक्षणम् ॥ ६ ॥**

પૂર્વછાયુ

માસીનૂં મન ઊલખ્યૂં, હરખ્યા સામલવાન,
રમતા આવ્યા આસના કરિવા નઇ પયપાન. ૮૪
બોલઇ બોલ સોહામણા, મન માહિ બહૂ પાપ,
લીયુ વિરાંસઇ દોરડુ બોલ્યા ઉપરિ સાપ. ૮૫
મુખ જોઇ માસી તણૂં, વદનિ અંગુઠુ ચરણિ,
સિંહ તણઇ ઘરિ પરહૂણુ જાણે આવ્યૂં હરિણ. ૮૬

ચૂપૈ

વિષ હાલાહલિ ભરિયૂં જેહ, સ્તન મુખ માહિ લીધૂં તેહ,
કર ભીડી ધાવ્યા, શ્રીરંગ, ઢીલાં કીધાં સઘલાં અંગ. ૮૭

---

૮૨ બટુ–જા. ફા. ખ. સ. બેટુ, ઘ. બોટુ; ફા. તણુઉ; બોલાવા–ફા. ઘ. બોલાવિણ; ૮૩ શીતલા–ખ. સીતલી; ખડગ–હિ. ખરા; હૈઇ–જા. ફા. અં. ગુ. સ. ઘ. હઇડી; જા. માં આ શ્લોક નથી. ૮૪ ઊલખ્યૂં–જા. ફા. ઉલસ્યૂં, ખ. ઊહસ્યૂં; કરિવા–જા. કરવા. ૮૫ બોલઇ બોલ–જા. બોલિ બોલિ; લીયુ–ફા. લીઉ; સોહામણા–ગુ. સોહામણ્, કા. કોડામણા; ઉપરિ–કા. થયો. ૮૬ જોઇ–ઘ. જોઉ; અંગૂઠુ–ઘ. ખ. અંગૂઠા; ઘરિ–ખ. ઘરૂ. ૮૭ ચૂપૈ–હિ. માં નથી; વિષ–ફા. વિષહ; હાલાહલિ–જા. ઘ. ખ. સ. હાલાહલ; ભરિયૂં–ખ. ભરીયા; લીધૂં–ઘ. સ. દીધુ, ફા. ધરીઉ, ખ.

ધરિ શાકિની વલગી સહી, વિછોડતાં વિછૂટઇ નહી,
"મૂકિ મૂકિ કેશવ! તાહરિ દાસ, વલીય ન આવૂં તાહરઇ પાશ. ૮૮
"સમ્યક દૂં વિરાંસી મૂલ, પેટ મસલી ઊપાયૂં શૂલ.
"મારણિ આવી, પામી મૃત્ય, ચૂકી ઘર તણાં તે કૃત. ૮૯
"'મૂકિ મૂકિ" કહંતા "તાત!" શોકી લીધી સાતઇ ધાત,
અંતઃકરણ અરોગ્યા હરિ, જાણે કૂદ ભોગવ્યૂં કરી. ૯૦
મરતાં કીધૂં મોટૂં તન, બાલક ધાવઇ સામલવંન,
તેહ ઉપરિ સોહ્યા શ્રીરંગ, જાણે ગિરિમસ્તકિ હરલિંગ. ૯૧

પૂર્વછાયુ

મરતાં કીધૂં જોજઇ દર્શન શાલીગ્રામ,
તે તનુ ઉપરિ પૂતના મૂરતિવંતા સ્વામિ. ૯૨

ચૂપૈ

વેગઇ આવ્યા સવિ ગોપાલ, ઉંચા ચડી ઊતાર્યૂં બાલ,
ગોકુલિ વરત્યુ જયજયકાર, ગાઇ ગોપી મંગલ ચ્યારિ. ૯૩
માહો માહિ કરઇ સંવાદ; એક ભણઇ: "અંબિકાપ્રસાદ."
એક ભણઇ: "માતાનૂં કર્મ;" "નંદ તણઇ પોતઇ બહુ ધર્મ" ૯૪

---

મૂક્યુ. કા. ગુ. ધરિયો, અં. લીધા; ધાવ્યા–જા. ધાવઇ, ફા. ધાવિ; સઘલાં –ધ. જા. ફા. સ. ગુ. અં. કા. આડિ. ૮૮ હિ. તાહરી હિ. તવ આવૂં–દાસિ. હિ. વલી નહી. ૮૯ મૂલ–જા. મૂલિ; મસલી–હિ. મિલિ; મારણિ–જા. મરણઇ, ખ. મરણ્ય; ચૂકી૦ કા. ચૂકી ઘર કેરૂં હું કૃત્ય; ઘ. માં આ કડી ૯૦ મી સાથે ઉલટસુલટ છે. ૯૦ તાત–સ. એ તાત, ધ. વાત; શોકી –જા. રોપી; સાતઇ ફા. સઘલી; કૂદ–દા. કાઠ, અં. કૂદ; જાણે૦ જા. જાણે ગજ ભોગવૂં કપિત્થ; અંતઃકરણ–ઘ. અંતસકર્ણ. ૯૧ તંન–જા. મંન; વન–જા. વ્રણ, ખ. વરણ; સોહ્યા–ખ. સોહિ; કીધૂં–અં. લીધૂં. ૯૨ ૯૩ વરત્યુ–જા. ઉપરિ, ચ્યારિ જા. ચાર, ફા. સાર; ૯૪ ભણઇ–ખ. કિહિ; કરઇ–અં. સહુ કરે;

એક કરઇ ખડી ચાપડી, બાલકનઇ બાંધઇ રાખડી :
'આપણનઇં તૂઠૂં જગનાથ, અંતરિ દીઠું આડુ હાથ.' ૯૫

મૂઇ પડી પૂતના જેહ, કટકા કરી બાલિઉ દેહ,
પરિમલ કરઇ ઉવેખ્યુ અગર, તેણઇ સુગંધઇ મોહિઉં નગર. ૯૬

દૂહા—( સોરઠા )

અછઇ અનંત ઉદાર, પાત્ર કુપાત્ર જોઇ નહી,
પાપ કરંતી નારિ નરક નિવારી પૂતના. ૯૭

ભૂધર ભક્તિ કાજ, કુલ ક્રિયા જોઇ નહી,
લંકા કેરું રાજ, રાક્ષસ રૈંસી આપિયૂં. ૯૮

---

૯૪–૯૫–૯૬ મં. માં હશે કે નહીં તે એ પાનાં નહીં હોવાથી જણાતું નથી, પણ ૯૭ ની પહેલાં આ ત્રણ કડી મં. માં છેઃ–

હું કોપ,
મોટૂં અદ્ભુત દીસઇ એહ, યે વસુદેવિ દાખૂં તેહ; ૮૦

કારણ રાખિ હત્યૂં ગોપાલ, મરણ પૂતના કુંશલાં બાલ,
સુણી નંદ રલીયાયતી થયા, અતિ હરખિત ગોકુલ માંહ્યાં ગયા. ૮૧

વદન નિહાલઇ બાલક તણૂં, હૃદયાશં લીધૂં આપણૂં,
આવી મિલાઉ સાવ પરિવાર, ગોકુલ વરત્યુ જયજયકાર. ૮૨

૯૫ તૂઠું–જા. ધ. ફા. તૂઠા; અંતરિ ખ. અંતર; બાંધિ–સ. બાંધ્યુ. ૯૬ મુઇ–જા. ધ. મૂઇ; સુગંધઇ–જા. ગંધઇ; મોહીઉ–જા. મોહ્યું; બાલીઉ–ખ. નઇ બાલી, ધ. જાલ્યુ, ફા. બાલ્યુ, ગુ. બાલિ; કરી–ફા. સહસ્ર કરી; પરિમલ૦ ફા. પરિમલે જેણે ઉવેખ્યો અગર. ૯૭ જોઇ–જા. ધ. ગુ. પરખિ; નારિ–જા. તારી, ખ. તારે, ફા. પૂતના; પૂતના–ફા. યમદૂતના. ગુ. માં આ કડીને દૂહો બનાવતાં 'નારિ' ને બદલે 'પૂતના' ને 'પૂતના' ને બદલે 'તેહ' લખ્યું છે. ૯૮ ક્રિયા–ફા. કૃપા; કુલ૦–ખ. પાત્ર કુપાત્ર પરખિ નહી; રૈંસિ ખ. ગુ. રોસિ, મં. રોશઈ, ગુ.. ફા. અં. રોષે; આપિયૂં–ફા. આપીઉ.

સારઇ સેવક કાજ, સમરથ સ્વામી શંખધર,
થિર થાપ્યુ પ્રહ્લાદ, અસુર ભણી ન ઊવેખિઉ. ९९

ચૂપૈ

ધનિ ધનિ નારી યા પૂતના, પરિભવ છૂટઇ યમદૂતના,
ટલ્યા સંસાર તણા સવિ દોષ, વૈરવિશેષઇ પામઇ મોક્ષ. १००
સમરથ સ્વામી શ્રીભગવાન, વઇરીનઇ આપઇ સ્વસ્થાન,
કાલકૂટ વિષ પાયૂં જેહ, માતાની ગતિ પામી તેહ. १०१

श्लोक

ये ये हताश्चक्रधरेण दैत्या:
त्रैलोक्यनाथेन जनार्दनेन ।
ते ते गता विष्णुपुरीं नरेन्द्रा:
क्रोधोऽपि देवस्य वरेण तुल्य: ॥ ७ ॥

ભક્તવત્સલ, કેશવ કૃપાલ, સાચિં મનિ સેવુ ગોપાલ,
સંકટ ટાલઇ સેવક તણૂં, અવિચલ પદ આપઇ આપણું. १०२
ઈશ, આતમાપ્રિય, ભગવાન્, માયા મોહ હરઇ અજ્ઞાન,
સુહૃદ, સખા, પુરૂષોત્તમ, મિત્ર, ધાતા, માતા, પરમ પવિત્ર. १०३

---

९९ થાપ્યુ–હિ. થાપઇ, જા. ધ. ખ. સ. થાપુ; 'ભણી'–મં. માં નથી; ન-હિ. નઇ, સ. નિ, ખ. નહી; ફા. માં આ શબ્દ જ નથી; સારઇ–સ. કરિ; સેવક–ધ. સેવકના, સ. સેવકનુ; સ. ઉવેખિયુ. ખ. ઉવેખ્યુ. ધ. ઉવેખયુ. १०० ધનિ ધનિ–જા. ધિન ધિન; યા–જા. મં. માં નથી, ધ. યે. ખ. તે; વિશેષઇ.–ફા. પણઇ. કા. કરંતા. १०१ જા. માં આ નથી; ગતિ–ખ. ગત્ય; જેહ–સ. જેણ; તેહ–સ. તેણ. ઘ. માં શ્લોક ७ મો નથી. १०२ ભક્ત–હિ. કૃપણ, સ કૃપા; કૃપાલ–ખ. ગોપાલ; સેવુ ફા.–હિ. સેવ્યુ, કા. સેવો, અં. સેવે; ગોપાલ–ખ. કૃપાલ. १०३ હરઈ–મં. ટાલિ; સુહૃદ–હિ. ખ. સહિત, સ. સોહં, મં. સત્ય; કા. હૃદે; સખા–ઘ. સુષ, સ. સયા; ધાતા માતા–મં. તાત માત એ.

શ્રીપતિ, સંત તણુ દાતાર, દીન અનાથ તણુ આધાર,
ત્રાતા, ભ્રાતા, સાક્ષી, શરણ્ય, દુસ્તર ભવસાગરનૂં તરણુ. १०४

ઈશુ અનંત છઇ ઉદાર, તેહશૂં પ્રીતિ કરુ નિરધાર,
મઝ જોઅંતાં સમ્યક્ સહી, હરિ સમોવડિ કો સમરથ નહી. १०५

મનસા ધ્યાઉ વિશ્વાવાસ, ભક્તિ કરંતાં નહી આયાસ,
હૈઇડિઇ અંતર્યામી રુપ કાંઇ ઉલગુ અનેરા ભૂપ. १०६

અનેક યોની કષ્ટ ભોગવી, લાધુ જન્મ તણુ માનવી,
નારાયણચરણે ચિત્ત ધરુ, ગર્ભવાસિ જિમ નવિ અવતરુ. १०७

श्लोक

ये मानवा विगतरागपरा: परज्ञा
नारायणं सुरगुरुं सततं स्मरन्ति ।
ध्यानेन तेन हतकिल्बिषचेतनास्ते
मातुः पयोधररसं न पुनः पिबन्ति ॥ ८ ॥

---

१०४ સંત તણુ–હિ. જા. ધ. સંત સદા; આધાર–જા. સાધાર; અનાથ–ધ. અનાહત; સાક્ષી–ખ. સખી; હિ. શરણ. १०५ ઇશુ–જા મ. અશુ; છઇ–જા. અછિ; નિરધાર–હિ. જા. ધ. અપાર; જોઅંતાં–સ જોયંતા; સમોવડિ–ખ. સમોવડય; સમરથ–કા. આપે, જા. માં આ શબ્દ પડયો છે. १०६ ખ. હઇઅડિ, ફા. હૈઅડિ વસિ; અનેરા–ખ. અન્યેરુ; અનેકુ–ફા. અન્યેકય; અં. માં એક પૃષ્ઠ કોરૂં છે તેથી જણાય છે કે કડી १०७ થી १०८ સુધીનો ઇતિશ્રી સાથેનો ભાગ પડયો છે १०७ કષ્ટ–જા. કુષ્ટ; ચિત્ત–ફા. ચિતિજ; જિમ નવિ–કા. નહીં; નારાયણ૦–ગુ. નાયકચરણે ચિંતન ધરૂં; ફા. ગર્ભવાસના નવિ અવતરુ. ફા. માં ૮ મા શ્લોકના પૂર્વાર્ધ ચરણ પછીથી તે બારમી કલાની २९ મી કડી સુધીના ભાગનાં પાનાં ખોવાયલાં છે. ધ. માં ૮ મો શ્લોક નથી. આ શ્લોક પછી એકલી કા. માં નીચેનો શ્લોક વધુ છે–स्मरामि अच्युतानंदं सर्वपापक्षयं करं । यथा हती कर्पुरभस्मै तस्यैव दशते ॥

ચૂપૈ

ગુણ ગોવ્યંદ તણા અપાર, તેહનુ નવિ પામૂં પાર,
ભીમ ભણઇ પુહુતી એ સાર, વધ પૂતના કલા અગિયાર. ૧૦૮

**ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિતાયાં હરિલીલા ષોડશકલાયાં અગીઆરમી કલા સમાપ્ત.**

---

## કલા ૧૨ મી

### દશમ સ્કંધ

### શકટભંગ અને મુખમાં વિશ્વદર્શન

પૂર્વછાયુ

બાલચરિત્ર ગોવ્યંદનાં, જાણૂં નહી વિચાર,
તથાપિ બુધિમાનિ કહોસ, થોડુ થોડુ સાર. ૧

ચૂપૈ

ઝોલી માહિ સૂઆરયૂં બાલ, સૂતઇ બાલકિ કીધી આલિ,
પાદપ્રહારિ શકટનુ ભંગ, તૃણાવર્તનૂં ભેગૂં અંગ. ૨

---

૧૦૮ તેહનુ–**જા.** તેહ તણુ, **મં.** તેહ તણા; પામૂં **મં.** જાણૂં; ભણઇ–**સ.** ભણીજે, **ગુ.** ભણિજિય. **ઈતિશ્રીઃ હિ.** ઇતિ કલા ૧૧ સમાપ્તઃ । **ઘ.** ઇતિશ્રી ભાગવતી કથા હરિલીલા સોલ કલામાં અગ્યારમી કલા સંપૂર્ણ; **ખ.** માં દશમી કલાને અંત છે તેવી જ છે; **સ.** માં ઉપરના જેવી; **મં.** ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે દશમ સ્કંધે એકાદશમી કલા પરિપૂર્ણા ॥ સંખ્યા ચુપૈ ૯૨ ॥ પૂર્વછાયા ૨૭ ॥ દુહા ૩ ॥ ગીત ૨ ॥ શ્લોક ૬ ॥ એવં સંખ્યા ૧૨૭ ॥ **મં.** માં શ્લોકસંખ્યા માંડવામાં ભૂલ છે; આંપે ૧૪ વધુ છે.

**કલા ૧૨ મી**

૧ નાં–**હિ. જા.** તણાં; કહોસ–**જા.** કહ્યોસ; **ખ. સ. ગુ. મં.** કહેશ; જાણૂં૦–**ગુ.** મથુરાં કીધા જેહ. ૨ સૂઆરયૂં–**જા.** સૂઆડૂં, સૂતઇ–**કા.** સુતા;

ગર્ગાચાર્ય ગુરૂ આવિઆ, બાલિક બિહૂ બોલાવિઆ,
નામકરણુ કીધૂં તેહ તણું, રામકૃષ્ણુ બાંધવ બલ ઘણૂં. ૩
આલિ કરંતુ માટી ખાઇ, વદન ઉઘાડી જોયૂં માઇ,
ત્રિભુવન મુખ માહિ વસઇ, પામી મોહ યશોદા હસઇ. ૪

## ઉલૂખલબંધન-યમલાર્જુનભંજન

નાહ્ના બાલિક સાથઇ રમઇ, કરઇ વાત મન માહિ ગમઇ,
લોક તણાં લેઇ સૂખડાં, ઘૃત માખણુ પોષઇ માંકડાં. ૫
માય વિરોલી યશોમતી, એક વાર શ્રી કમલાપતિ,
ગોલી ફોડી ચાલ્યૂં દધી, જાણે પૂરઇ આવી નદી. ૬
આણ્યાં ગાર્ન્ડ તણાં દામણાં, બાલક બાંધેવા નઇ ઘણાં,
વિશ્વરુપ બાંધ્યુ નવિ જાઇ, બાંધણુમાનઇ મોટુ થાઇ. ૭
ખેદ યશોદા પામી સહીઃ 'કાહ્નડ! તૂં બંધાઇ નહી.'
માતાની અનુકંપા કરી, આપણપૂં બંધાવ્યૂં હરિ. ૮
કેશવ હલૂઇ હલૂઇ રડઇ, ચૌદ લોક જે ભાંજઇ, ઘડઇ,
ભવનાં બંધન છોડઇ જેહ, ઉખલિ બાંધ્યુ જુઉ તેહ!! ૯

---

બાલકિ-અં. બાધે, પાદ-સ. ચર્ણ; ભેદ્યૂં-અં. કા. છેદ્યૂં; કીધૂં-ખ. દીધૂં; બલ ઘણું-સ. બુદ્ધ તણૂં. ૪ ત્રિભુવન-મં. ચૌદભુવન; હસઇ-અં. તસે. ૫ મન માહિ-ખ. મનનિ, મં. યે યેહ નઈ: લેઇ-જા. લિ, ખ. બહૂલિ, ગુ. લિયિ ૬ વિરોલી-જા. લોાલ, હિ. મં. વિલોઇ, કા. વલોવે; ચાલ્યૂં-જા. ધ. ચાલૂં. ૭ નઇ-જા. માં નથી; વિશ્વરુપ-સ. વિષ્ણુ; બાંધ્યુ-જા. ધ. સ. બાંધુ, અં. બાંધ્યા; માનઇ-ધ. તુ ધન. ૮ ખેદ-ધ. છેદ; તૂ-મં. તાં; આપણપૂં-જા. ધ. આપણપિ; ૯ હલૂઇ હલૂઇ-જા. હલૂડઈ હલૂડઇ; કેશવ૦-સ વિહિલૂ વિહિલૂ લહૂહુ રડિ; લોક-મં. ભુવન; ભવનાં સ. સ્મરાં; બાંધ્યુ-જા. સ. બાંધુ; હિ. જોઉ ધ. માં કડી પછી નીચેનો શ્લોક વધારે છે.-यशोदया गढमुदुषलेन गौकंठे पाश्येन न बधमान। स्मर्दयन पाणितलेन नेत्र ररोद मदनवंनंती चौर ॥

તરુઅર જે છઇ યમલાર્જુન, માહિ ચાલ્યા સામલ વર્ણ,
લીલાં બિહૂ નાંખ્યાં મોડી, માનુષ રુપ તવઇ કર જોડી. ૧૦
માતા કહ્નિઇ બંધાવ્યું આપ, સેવકના ટાલ્યા ત્રય તાપ.
થાવર યોની પામિયા જેહ, બાંધ્યાં બંધન છોડયાં તેહ. ૧૧
મુનિવર નારદ કેરુ શાપ, કેશવસ્પર્શનિ છૂટયા પાપ;
તેહનઇ દીધૂં અવિચલ ઠામ, હરિ પામ્યા દામોદર નામ. ૧૨

## વત્સ અને અઘનું હનન અને બ્રહ્માગર્વદલન

વલિ પવિત્ર પરાક્રમ સુણુ: કીધુ વધ વત્સક બગ તણુ,
તથા અઘાસુર ભગીઇ સર્પ, તેહ તણુ ઊતાર્યુ દર્પ. ૧૩
બહુ ગોપાળ સંઘાતિ ગાઇ ચારેવા વૃંદાવનિ જાઇ,
બ્રહ્મા આવ્યા કપટઇ કરી, વચ્છગોવાલાં લીધાં હરી. ૧૪
તતક્ષણિ નવાં નીપાયાં તેહ, ગો ગોપી મનિ અધિક સનેહ,
બ્રહ્મા વરસ એક તિહાં રહી, જોવા પાછા આવ્યા સહી. ૧૫
દેખઇ કૃષ્ણ તણાં બહુ રુપ આગલિ આપ સરીખા ભૂપ;
વિસ્મય પામ્યુ પ્રજાપતિ, કર જોડી કરઇ વીનતી. ૧૬

પૂર્વછાયુ

" ઉદર માહિ બાલક વસઇ, પીડા કરઇ અગાધિ,
" માતા મનિ આણઇ નહી તેહ તણા અપરાધ. ૧૭

---

૧૦ હિ. સામલવંન જા. ખ. સામલચર્ણ, ઘ. હિ. સામલવાન; તવઇ-જા. તે સ્તવઇ, ઘ. બિહુ, મં. ખ. સ્તવિ, કા. તે બેહુ. ૧૧ કહ્નિઇ-જા. કહનિ, ખ. કનિ; બાંધ્યાં૦-જા. બાંધ્યા બંધન છોડાં તેહ. ૧૨ સ્પર્શનિ-ઘ. દર્શન, ખ. પરસન્ય, સ. સ્પરશનિ અં. સ્પર્શે; છૂટા-સ. છૂટિ: પાપ-ઘ પારા. ૧૩ ભગીઇ-ખ. ભગીજિ, સ. ભય; ૧૪ ગોપાલ-જા. ગોવાલ; કપટઇ-ખ. કપટ જ; ગોવાલાં સ. ગોવાલિયા, અં. ગોવાલ સર્વ. ૧૫ તતક્ષણિ-જા. ઘ. તતક્ષણ; તેહ-જા. યેહ; સાહી-હિ. વલી. ૧૬ આગલિ-જા. ઘ. આગલિ, ખ. આગલ્ય; કરજોડી-હિ. કરજોડી નઇ. ૧૭ ઉદર-શુ. ઉદરિ: અગાધિ-અં. અગાધ્ય.

"બ્રહ્માંડ કોડિ વ્યાપી રહ્યુ, કયાંહાં તાહારુ મહિમાય,
"હૂં એક માહઇ વસૂં, ઔઠ હાથ મઝ કાય. ૧૮
"તૂં આતમ આતમપણુઇ, જાણ્યૂં નહી જે જેણુ,
"પ્રપંચ પંચભૂત તણું, પ્રકટ્યૂં કારણુ તેણ. ૧૯

ચૂપૈ

"મુક્તિપંથ કેરું સોપાન, તાહેરી ભક્તિ ત્યજઇ અજ્ઞાન,
"સાલિ કુકસા ખંડન કરઇ, તેહનઇ એક ક્લેશ ઊગરઇ. ૨૦
"જે તહ્મ પદપલ્લવ અણુસરઇ, તે ભવસાગર હેલાં તરઇ."
બ્રહ્મા હરિનઇ કરી પ્રણામ, દીધુ આયસ પુહુતા ઠામિ. ૨૧

## ધેનુક અને પ્રલંબના વધ, નાગદમન આદિ લીલા

મોટુ દાનવ ધેનુક નામ, બલદેવઇ જિતુ સંગ્રામિ.
મસ્તકિ મૂકી બિહૂ પાગ, કૃષ્ણઇ દમિઉ કાલી નાગ. ૨૨
ગોકુલ બલતૂં રાખ્યૂં એવ; પ્રલંબ અંત કરયુ બલદેવ.
પીધુ દવ, વનિ રાખી ગાઇ, ઋતુવર્ણન કેરુ મહિમાય. ૨૩
વંશ વજાવઇ શ્રી ગોવ્યંદ, ચારઇ ગાઇ, કરઇ આણંદ,
મધુર શબ્દિ નિજ ગાઇ ગીત, ગોપી કેરાં હરિયાં ચિત્ત. ૨૪

---

૧૮ કોડિ–ધ. કોટિ; કયાંહાં–જા. કિહાં; હૂં૦–ઘ. એક માહિ હું વસું; વસૂં–કા. અવતર્યો; હાથ મઝ–કા. હાથની. ૧૯ તૂં આતમ–જા. આતમા; જાણ્યૂં–જા. જાણ્યો, ખ. સ. જાણું; જેણુ–જા. જેણુઇ, ફા. જે જેણિ, અં. કા. ગુ. જેહ; જાણ્યૂં૦–મં. મધ્ય ન જાણુ યેણિ; આતમપણુઇ–ખ. આપિણિય, સ. આપણુપિ; પ્રગટ્યૂં–જા. પ્રગટ્ટ; તેણ–ઘ. તેણિ, અં. કા. ગુ. તેહ. ૨૦ મુક્તિ–જા. મુગતિ; કુકસા–ખ. કુસકા; એહ–ખ. કેવલ. ૨૧ આયસ– અં. આયુષ્ય. ૨૨ મોટુ–ઘ. મોટ. ૨૩ ગોકુલ હિ. જા. ગોકુલિ; અંત–ખ. અંતરૂ: ઋતુવર્ણન–હિ. રુષિવર્ણ, સ. રિષિ વર્ણ, કા. રતિ વર્ણન, ગુ. રુષિ વઇણન. ૨૪ મધુર૦ –જા માં આ પાદ પડેલું છે. હરિયાં–ઘ. હરયાં; નિજ૦–ખ. વજાવિ વંશ; ચિત્ત–ખ. હંસ; શબ્દિ–કા. સ્વરે.

ગોપી મનિ રલીઆયતિ ઘણૂં, અર્ચન કરઇ અંબિકા તણૂં,
વાંછઇ વર શ્રીવિશ્વાવાસ, કૃષ્ણિ કર્યુ તેહશૂં પરિહાસ. ૨૫
વસ્ત્ર હરી લીધાં ગોપાલિ, વલી તેહનઇ આપ્યાં તતકાલિ,
ગોપીનઇ દીધૂં વરદાન, " પૂરશિ કામ, " કહઇ ભગવાન: ૨૬
બ્રાહ્મણયાગ કરઇ છઇ જિહાં, ગોવાલા મોકલિયા તિહાં:
" જાણુ ધર્મ તહ્મો મુનિજન્ન, રામકૃષ્ણ માગઇ છઇ અન્ન. " ૨૭
દીક્ષિત ધૂમ્રધીય તે સહી, યજ્ઞપુરૂષનઇ જાણઇ નહી,
નવ બોલઇ વ્રતધારી મૌન, નાપઇ ઉત્તર, નાપઇ અન્ન. ૨૮
તેહ તણી નારી છઇ જેહ, અંતર્યામી પ્રેરી તેહ,
આણ્યાં અન્ન કરી સંવાદ, પામી કૃષ્ણ તણુ પ્રસાદ. ૨૯
ગોવર્ધનમહોછવ કર્યુ, ઇન્દ્રિ ક્રોધ મન માહિ ધર્યુ,
મુશલધાર મોકલિયા મેહ, ગોકુલિ ગાય પલાવ્યુ વેગ. ૩૦
દેખી તે વરસંતા ઘન્ન, લીલાં ધરિઉ ગોવર્દ્ધન,
ગોપ-ગોલણી રાખી ગાઇ, સુરપતિ આવી લાગુ પાય. ૩૧
દીઠૂં કૃષ્ણ તણૂં તે કર્મ, ગોપ ભણઇ: " અહ્મો જાણુ મર્મ,
" માનવ નહી એ પરતક્ષ દેવ. " કૃષ્ણ વિષઇ મતિ કીધી એવ. ૩૨
ગાઇ દેવ આવ્યા અનેકિ, ગોવ્યંદ નઇ કીધુ અભિષેક,
વરુણપાશિ મૂકાવ્યુ નંદ, ગોકુલ માહિ હુઉ આનંદ. ૩૩

---

૨૫ તેહશૂં-ગુ. તેહનુ; અંબિકા-સ. અંતરયામી. ૨૬ વળી૦-હિ. માં આ પાદ પડેલું છે, તેહનઇ-જા. ઘ. ખ. પાછાં; પૂરશિ-ઘ. પુરોસ, જા. ફા. પુરીશ, ગુ. પૂરેસ, અં. પૂરશે; પૂરશિ કામ-સ. અકામ સકામ. ૨૭ કરઈ-મં. યજઈ; તહ્મો-હિ.. સં. તહ્મે. ૨૮ બોલઇ-ધ. બોલષિ; જાણઇ-ફા. જાણે; હિ. દીક્ષત; ધૂમ્રધીય-કા. ધૂમધીર મં. ધર્મધ્યાઇ. ૨૯ તણુ-સ. તણો. ૩૦ કરયુ-ફા. કરયઉ, રં. ધરયઉ; ઇન્દ્રિ-જા. ઇન્દ્ર; મુસલધાર-જા. ગુ. મુસલધારિ, મં ખ. સ. અં. મુસલધારાં; પલાવુ-ફા. પ્લાવુ, સ. પલાવી, અં. પલાવ્યાં; કરયુ-ફા. કરયઉ. ૩૧ ગોલણી-સ. રેતણી, કા. ગોપિકા; લાગુ-કા. લાગ્યો. ૩૨ ફા. માં આ કડી નથી. કીધી-સ. કીજી. ૩૩ ગાઇ-ધ. સ.

## વૃંદાવનમાં રાસ આદિ ક્રીડાઓ

ક્રીડા વૃંદાવન મઝારિ, સહિત ગોપિકા કરઇ મુરારિ.
પૂનિમ કેરી નિશિ નિર્મલા, ઋતુ શરદ શશિ સોલઇ કલા. ૩૪
કેશવ પામ્યા અંતરધ્યાન, તતક્ષણિ હુઆ અદૃષ્ટ ભગવાન,
ઓલંભા ગોપી શ્રીરંગ. વલી રમઇ નાના વિધિ રંગ. ૩૫

રાગ વસંત-વિરાડી ગીત

આનંદ એક અભિનવુ રે વૃંદાવન મઝારિ,
વંશ વજાવઇ વિઠ્ઠલુ રે, તેણઇ છંદઇ નાચઇ નારિ. (ધ્રુવ પદ)
વૃંદાવનિ ગોપી નાચઇ રે, તેણઇ રંગિ રાચઇ રામ ॥ વૃંદા૦ ॥ (૧)
નાદ મધુર સ્વરિ આલપઇ રે, ગાઇ હરિવિલાસ,
સુંદરી સવિ નવ યૌવન રે, રંગભરિ ખેલઇ રાસ ॥ વૃંદા૦ ॥ (૨)
પાખલિ વૃંદ વનિતા તણું રે માહિ સામલ વંન,
ભીમ ભણઇ અંતર લય લાગુ, ધિન ધિન ગોપી જંન. ॥ વૃંદા૦ ॥ (૩)
( પદ સમાપ્ત ) ॥ ૩૬

---

ગાય, મં. ગંગા; હિ. માં આ પંક્તિ પડેલી છે; મૂકાવ્યુ-ખ. મૂકાવ્યા, ગુ. મૂકાવો; હિ. હુઉ-જા. હઉ, ઘ. હુયુ, ભ. હુઅુ. ૩૪ ઋતુ૦-કા. ૠતુ શરદ સોહે શશિકલા. ૩૫ અદૃષ્ટ-હિ. અંતરિ, જા. દૃષ્ટિ. ૩૬ (૧) મઝારિ-ખ. મઝારૂ; નારિ-ભ. નારૂ; વજાવઇ-અં. કા. વજાડે; ધ્રુવ પદ-હિ. માં નથી; રંગિ-ખ. છંદિ; રામ-જા. શ્રી રંગ. (૨) મધુર-જા. મધુરિ; સ્વરિ-ખ. સ્વરૂ; આલપઇ-જા. હિ. આલવઇ, ખ. ઘ. ફા. ગુ. સ. અં. આલવિં; રંગભરિ-ભ. રંગભરૂ; નાદ-ગુ. તાર; ખેલઇ-મં. ખોલઇ; નાદ૦-કાઃ માં આ પંક્તિ નથી, પણ તેને બદલે આમ છેઃ- પાખલિ વૃંદ વનિતા તણું વચમાં લીલ વિલાસ. (૩) પાખલિ-હિ. દાખલિ, ઘ. પાખં, જા. પાખિલિ; લય-ફા. ભ. સ. લિ; કા. લેહે; પાખલિ૦-કા. સખી સહુ દીસે શોભતી રે, વચે હરિ સામલવંન. મં. માં આ ગીત ઉતારતાં લહીઓ ચૂકયો છે; પહેલી પંક્તિનું પહેલું પાદ લખી, બાકીની આખીયે ૧ લી કડી અને બીજીનું પહેલું પાદ એટલું ચૂકયો છે.

ચૂપૈ

ક્રીડા કરતાં અદૃષ્ટ હુઆ, ગોપી વિરહઇ કરઇ જૂજૂઆ,
જોતી જોતી હીંડઇ નારિ, રોતી રોતી વંન મઝારિ. ૩૭
શોક મોહ વેદના અપાર, વૃક્ષ કહઇ પૂછઇ સિદ્ધિ સાર,
મન અહ્મારાં લીધાં હરી, ધૂરત કૃષ્ણ ગયુ નીસરી. ૩૮
કૃષ્ણ તણઇ વિરહઇ વ્યાકુલી, શરીરશુધિ સાન જ ટલી,
તાલોવેલિ કરઇ સુંદરી, થોડઇ નીરિ યથા જલચરી. ૩૯
કેલિ તણી પરિ ધ્રુજઇ દેહ, જાણ્યૂં એહ છાંડિસઇ દેહ,
અંતર્યામી સર્વાવાસ, મનશૂં જાણ્યુ ઇશુ વિચાર. ૪૦
દયાવંત સ્વામી ગોવ્યંદ, પ્રત્યક્ષ હુઆ પરમાનંદ,
ગોપી મનિ ઊપની રલી, રાસક્રિડા તિહાં માંડી વલી. ૪૧

ગીત ધન્યાશ્રી

માધવ અંતરિ નારી, અંગના અંતરિ હરિ,
રાસક્રીડા વૃંદાવનિ રમઇ આનંદ ભરિ. (ધ્રુવ પદ)
નંદાનંદનિ એક માંડિલઇ અતિ ઉછાહ,
ગોપી સરસાં કૃષ્ણ રમઇ, વૃંદાવન માહિરિ. નંદા० (૧)

---

૩૭ મઝારિ-ખ. મઝારૂ. ૩૮ વૃક્ષ-જા. વૃષ: કહઇ-જા કહનઇ; નીસરી-ખ. કા. છેતરી. ૩૯ વ્યાકુલી-ખ. આકૂલી; શુધિ-મં.-ની સિદ્ધિ: નીરિ-ખ. નીરૂ: ગુ. માં આ કડી પડી છે. ૪૦ દેહ-જા. જેહ, ઘ. તેહ; એહ-કા. સત્ય: સર્વાવાસ-જા. કા. ફા. ખ. સર્વાધાર, મં. વિશ્વાધાર; ઇશુ-ઘ. અશુ. ૪૧ ગોવ્યંદ-જા. ગોપાલ: ગોપી-જા. ફા. ગોપીનઇ. ૪૨ કા. રાગ મારૂ ધન્યાસી: (૧) અંગના०-મં અંગના માધવ અંતરિ હરિ; અંતરિ-હિ. માં 'નારી' પછી છે, ખ. અંતરૂ: નારી-કા. ધારી રમિ-ખ. રમિ રે, મં. મનિ, ફા. એ આનંદ: નંદાનંદનિ-જા. નંદા નંદનઇ, ઘ. નંદા રે નંદિ, ખ. નંદાનંદ: એ-જા. ઘ. ખ. એક: માંડિલઇ અતિ-જા. ઘ. સ. માંડીલિ, ખ. માંડીઅું અતિ, સં. માંડીઆ લિઇ અતિ, ફા કીધલા, આં. માંડીને લિએ; સરસા-જા. હિ. સરસાં, કા. (ગોપી) ચાંશૂં; કૃષ્ણ-કા. રાસ; માહિ-ફા. મઝારિ.

અંગના નવયૌવના સહીઅર સમાણી સોહંતી,
ચતુરવચનિ વાણી વિઠ્ઠલા મન મોહંતી. નંદા૦ (૨)

પહિરણિ પીત પટુલી, હીર ચીર ચૂનડી ફાલી,
સોવર્ણ માણિક મોતી ભૂષણિ ભૂષિત બાલી. નંદા૦ (૩)

વીણા મૃદંગ તાલ સુસ્વરિ વંશ વાઅંતી.
નાનાવિધ નૃત્ય કરઇ, મધુર ગીત ગાઅંતી. નંદા૦ (૪)

પરમ ભગતિ લીણી ધન્ય તે ગોલણી નારી,
ભીમચઇ સ્વામી શ્રી કૃષ્ણઇ સંસારસાગર તારી. નંદા૦ (૫)

ગીત સમાપ્ત. ૪૨

## કંસના દુષ્ટ સેવકોનો સંહાર

### ચૂપૈ

ગ્રહિઉ નંદ, કરઇ આક્રંદ, તેહનૂં દુઃખ ટાલ્યૂં ગોવ્યંદ
છૂટુ અહિ પરશનિ ભગવાન, વિદ્યાધર પામ્યુ સ્વસ્થાન, ૪૩

શંખચૂડ દાનવ બલવંત, કૃષ્ણિ કીધુ તેહનુ અંત,
વેગઇ મસ્તક છેદી કરી, રતન અમૂલિક લીધૂં હરી. ૪૪

---

(૨) સોહંતી-જા. સોભંતી, ધ. સોહંત: ચતુર-મં.મધુર; વચનિ-ધ વાણી, કા. ચતુરે. ( ૩ ) પીત-એકલી ફા. માં જ છે; હીર-ફા. માં નથી; ફાલી-હિ. જા. કાલી; માણિક-હિ. ફા. મણિ માણિક; ભૂષિત-ધ. ભુક્ષત, ભૂષણિ૦-કા. ભૂષણે સોહંતી. ( ૪ ) હિ. વાઅંતી-હિ. વજાવઇ; નૃત્ય-ધ. નૃત્યિં; નાના૦ -જા. માં આ પંક્તિ પડી છે. વીણા૦-કા. વીણા વેણુ મૃદંગ રસાળ, શુદ્ધાંગ વાજતી તાલ; નાના વિધ નૃત્ય કરે, સ્વર બાંધે રસાળ. (૫) લીણી-જા. લેણી. ખ. લીન, મં. લીની, ફા. લીલા; પરમ૦-કા. પરમ લીલા સુખકારી. ચઇ મં. ચો, જા. ભટ. ૪૩ જા. મં. ગ્રહીઉ.-ખ. કા. શાપ,. પરશનિ-જા. પ્રસંન. ૪૪ બલવંત-જા. બલ અતિ ઘણૂં; વેગઇ-ખ. ગેલ્યિ; છેદી-જા. ક્ષેદી.

ગોકુલ માહિ ગોલણી ગીત ગાઇ ગોવ્યંદચરણે ચિત,
અહનિશિ ધ્યાઇ શ્રી ભગવાન, અધક્ષણુ એક ન મૂકઇ ધ્યાન. ૪૫
વૃષભાસુર નામા પાપીષ્ટ, ગોકુલ માહિ કર્યુ અરિષ્ટ,
કૃષ્ણિ કીધુ તે સંહાર, કંસ તણુઇ મનિ શોક અપારિ. ૪૫
નારદ કહઇઃ "કંસ! રિપુ તેહ, રામકૃષ્ણ અવતરિયા એહ."
વચન સુણી કારાગૃહ એવ, કલત્ર સહિત રાખ્યા વસુદેવ. ૪૭
કંસઇ વિઘ્ન કરેવા જેહ મોકલિયા નિજ સેવક એહ,
કેશી, વ્યોમ, પરાક્રમ ઘણૂં, કૃષ્ણિ વધ કીધુ તેહ તણું. ૪૮

પૂર્વછાયુ

કંસ ભણઇ અક્રુર નઇઃ "સુણુ અહ્મારી વાતઃ
"રામકૃષ્ણ રિપુ માહરા, વેગિ આણુ તાત. ૪૯
"ગોકુલિ નંદ ગોપ વસઇ, દહી–દૂધ–ઘૃત–ભાગ
"કહિયો કંસઇ માંડિઉ મથુરા માહિ યાગ." ૫૦

## અક્રૂર દ્વારા કંસનું કૃષ્ણને નિમંત્રણ અને મથુરાપ્રયાણ

ચૂપૈ

રાજાનઇ આદેશઇ કરી, વેગિ ચાલ્યા રથ જોતરી,
કીધૂં ગોકુલ ભણિ પ્રયાણ, દીઠાં પગલાં પુરૂષ પુરાણ. ૫૧

---

૪૫ ગોકુલ–ઘ. ગોકુલિ; ચિત હિ. ચિંતઃ ધ્યાઇ–મં. ધ્યાઉ; ભગવાન–જા. ગોપાલ, કા. સુંદરશ્યામ; અધ ક્ષણ–જા. ક્ષણ; ધ્યાન–હિ. જા. નામ. ૪૬ નામ–ખ. નામિ; કરયુ–ખ. કરિ; શોક–કા શોષ. ૪૭ કંસરિપુ–હિ, ખ. કંસાસુર; એહ–ઘ. બિહ, ખ. ગુ. અં. કા. બેહ. ૪૮ કંસઇ–જા. કંસ; અં. કીધૂં. ૪૯ કંસ હિ. કૃષ્ણ; ભણઇ–ઘ. કિહિ, ખ. ગુ. કહિ; માહરા–ખ. માહિરા, સ. માહરું; આણુ–અં. તેડો. ૫૦ ભાગ–જા. માગિ; કહિયો–જા. કહિજો, ખ. ઘ. કિહિયો; માંડિઉ–જા. ભાગીક; ૫૧ ચાલ્યા–પં. ચાલુ, ખ. સ. ફા. ચાલ્યુ; પુરૂષ પુરાણ–અં. સારંગપાણય.

"ધિન ધિન માહરુ અવતાર, જે હૂં દેખિસિ દેવમુરારિ,"
મનિ હર્ષિત ગોકુલિ અક્રૂર, આવ્યા આથિમતિમે શ્રી સૂર. ૫૨

નંદાદિક ગોપ, હરિ, રામ, મિલિયા સ્વાગત કરી પ્રણામ,
કંસ તણું કહિઉ આદેશઃ "વેગિ તેડ્યા છુ દેવેશ!" ૫૩

નંદ કહઇઃ "ગોકુલ નઇ ગાઇ, મણિ માણિક જે માગઇ રાય,
"તે હૂં સમ્યક્ આપૂં સહી. રામકૃષ્ણ મોકલીઇ નહી." ૫૪

કરઇ સજાઇ શ્રીગોવ્યંદ, કહી પ્રબોધ પ્રીછવિઆ નંદ,
નાના વિધ લીધા ઉપહાર, રથિ બઇઠા શ્રી દેવમુરારિ. ૫૫

દેખી કૃષ્ણ તણૂં પ્રયાણ, ગોપી ભણઇઃ "અહ્મારા પ્રાણ,
"હરિવાનઇ આવ્યુ અક્રૂર, જૂઠા તેહ (યે) કહઇ અક્રૂર. ૫૬

"જોઉ દુષ્ટ તણુ મહિમાય, આંપિ અહ્મારી. લેઇ જાઇ,
"હે હે દૈવ! અદૈવત એહ, કૃષ્ણ વિના કિમ ધરશૂં દેહ? ૫૭

"કાયા કિમ જીવઇ વિણ પ્રાણ? નેત્ર યથા દર્શણ વિણ ભાણ,
"તિમ અહ્મારુ એ આતમા, લેઇ ચાલ્યુ દુરાતમા." ૫૮

એણી પરિ ગોપી કરઇં વિલાપ, અક્રૂર નઇ દીઇ બહૂ શાપ,
કાયા કંપઇં, ગદગદ ગલઇં, પસ્તસ્ત નાલી, પડિ પલાઇ. ૫૯

---

**૫૨** દેખિસિ-**જા.** દેષ, **ખ. સ.** દેષસ, **ધ.** દેષુસ. **ફા.** દેષિસ; **હિ.** સૂરિ. **૫૩** છુ-**હિ.** છુ, **ફા.** છઉ; તેડ્યા-**ધ.** તેડા; **૫૪** મોકલીઇ-**જા. ગુ. મં.** મોકલાઇ, **કા.** મોકલાએ, **અં.** મોકલીયે. **૫૫** લીધા-**જા.** લીધુ; રથિ-**ખ.** રથ્ય જઇ; કહી-**કા.** દેઇ. **૫૬** ગોપી૦-**હિ.** માં આ પાદ પડેલું છે; **સ. મં.** જૂઠું તે; તેહ **ધ.** યે; જૂઠા૦-**ફા.** જૂઠા બોલ્યા એહ અક્રૂર, **કા.** જૂઠું કર્મ કરે છે ક્રૂર. **૫૭** **હિ.** જોઉ, **ખ.** જોઇ; દૈવત-**સ.** દૈવગતિ; અદૈવત-**મં.** દૈત્રાય. **૫૯** એણી-**ધ.** ઇણી; **હિ.** દેઇ, **કા.** દે છે, **અં.** દેજે; કંપઇ-**જા. ફા. સ.** કાંપઇ; પૂડિ-**જા. ધ. ખ. ફા. સ. કા. અં.** પાલી; ગોપી-**ફા.** ગોલણી. કાયા૦-**મં.** માં આ પંક્તિ નથી.

સુકઇ વયણુ, નયણુ જલ ઝિરઇ, કૃષ્ણુ તણા રથ આડી ફિરઇ,
આશ્વાસના કરી આનંદ, ગોપી સહિત ચાલ્યા ગોવ્યંદ. ૬૦

## અક્રૂરને ચમત્કારદર્શન

અક્રૂર યમુના કરઇ સનાન, જલ માહિ દીઠા ભગવાન,
જુઇ રથિ બઇઠા છઇ તેહ, વલી જલ માહિ દીઠા તેહ. ૬૧
અતિ વિસ્મય પામ્યુ મન માહિ: "ભક્તવત્સલ! સેવકનઇ ત્રાહિ.
"અનંત પુરૂષોત્તમ મહિમાય." સ્તવન કરી નઇ લાગુ પાય. ૬૨
અક્રૂર માગઇ એ વરદાન: "માહરઇ ઘરિ આવુ ભગવાન,
"ઉત્તમ હરિપદપંકજ રેણુ, મઝ કુલ પાવન થાઇ તેણુ." ૬૩
"તહ્માારા મનોરથ જેહ," કૃષ્ણુ ભણુઇ: "હૂં પૂરિસ તેહ."

## કૃષ્ણુબલરામનો મથુરાપ્રવેશ-પરિચટહનન, સુદામા અને કુબ્જાને પ્રસાદ

અક્રૂર આવ્યા નગર મઝારિ, વાત નિવેદી રાજદૂઆરિ. ૬૪
રામકૃષ્ણુ રથિ બઇઠુ સહી, મથુરા આવ્યા વેગઇ વહી,
નગર દૂઆરિ રહ્યા દેવેશ, પ્રભાતિ કીધું પ્રવેશ, ૬૫

---

**૬૦** આશ્વાસના-**જા. સ. મં**. આસવાસના; ઝિરઇ-**ઘ**. ભરી, જલ-**ખ**. એહુ; ચાલ્યા-**ખ**. વાલ્યા; આડી-**ફા**. આગલી; કરી આનંદ-**કા**. દેઇ અનંત; ગોવ્યંદ-**કા**. ભગવંત; ફરિ-**ગુ**. પડિ. પલવટિ૦-અને કૃષ્ણુ૦-એ બે પાદ ગુ. માં કડીફેર લખાયલાં છે. **૬૧** દીઠા-**ફા**. દીસી, **જા**. દેષ, **ગુ. ફા. સ. મં. ઘ**. દેખિ, **કા. અં**. દેખે; **હિ**. જોઇ,-**પ્રા**. જાુઇનુ; છઇ-**ફા**. માં નથી. **૬૨** ત્રાહિ-**ખ**. બાંહ, **અં**. ત્યાંહ; ભક્ત૦-અને અનંત૦-**ઘ**. માં આ બે પાદ પડેલાં છે. **૬૩** આવુ-**મં**. પધારૂ; તેણ **ધ. ફા**. તેણિ; રેણ-**પ્રા**. રેણિ, **મં**. રેણુ. **૬૪** ભણુઈ-**મં**. કહઇ; હૂં-**હિ**. માં નથી, પૂરિસ-**મં**. પૂરિશિ, **જા**. પૂરસિ, **ધ**. પૂરસે, **અં**. હૂં જાણું; ભણુઈ-**ઘ**. કહિ; જેહ-**ફા. સ**. છિ જેહ. **૬૫** બઇઠુ-**મં. જા. પ્રા. ખ. સ. ઘ**. બિઠા; નગર દૂઆરિ-**ઘ**. પૌલિ દોરી; દૂઆરિ- **ધ**. દૂઆરૂ; રહ્યા-**પ્રા**. રહીઆ, **કા**. થોભ્યા.

ગોપ સહિત સોહ્યા ગોવ્યંદ, જાણે દેવ સંઘાતિ ઇન્દ્ર,
મુનિવર સુરનર પન્નગ બહૂ કૌતિક જોવા આવ્યા સહૂ. ૬૬
મારગિ મલિઉ પરીઅટ જેહ, માગ્યાં વસ્ત્ર ન આપ્યાં તેહ.
રજક કહઇ: 'વનચર ગોપાલ! નવિ ઓલખુ કંસ ભૂપાલ." ૬૭
કૃષ્ણિ તેહની વાણી સૂણી, સીખામણ દીધી અતિ ઘણી,
બૂસટ મારયુ, શર રડવડ્યૂં, જાણે વૃક્ષ તણૂં ફલ પડ્યૂં. ૬૮
ભલે પડ્યૂં લૂસઇ સંઘાત, અપુત્રિયાની યમ ઘરવાત,
વસ્ત્ર હરી લીધાં ગોપાલિ, સઘલા કીધા ઝાકઝમાલ. ૬૯
સુદામા વનમાલી નામ, માલા આપી કરઇ પ્રણામ,
માગઇ ભક્તિ તણી ભગવાન; તેહનઇ દીધૂં તે વરદાન. ૭૦
કુબ્જા હાથિ કચોલૂં જેહ, બાવનિ ચંદની ભરીઉં તેહ,
પૂજ્યા રામકૃષ્ણ નિજ ભૂપ, તેહનૂં કીધૂં સુંદર રુપ ૭૧

## ધનુષભંગ–કંસને વિપરીત શકુનનાં સ્ફુરણ

ધનુષ શાલ કંસાસુર તણી, માહિ પઇઠા ત્રિભુવનધણી,
સઘલા સુભટ દેવરાવ્યા ભાગ, જાણે ડોકરિને ઘરિ ત્રાસ, ૭૨
મહા ધનુષ પૂજાઇ જેહ, ડાબઇ હાથિ લીધૂં તેહ,
ભાજ્યૂં, શબ્દ ગયુ આકાશ, મથુરા માહિ પડીઉ ત્રાસ. ૭૩

---

૬૬ હિ. કુતિગ, જા કુતગ, ઘ. કૈતગ, મં. કૌતક, કા. હરિને; આવ્યા–જા. ઘ. ખ. આવૂ, મં. આવ્યૂં, ફા. આવ્યઉ, સ. આવ્યુ, અં. ચ્યલીઆ. ૬૭ મલિઉ–મં. મિલિઉ: જેહ,–હિ. સેહ; ઓલખુ–હિ. ઉલખુ, જા. સ. ઓલખઇ; વનચર–હિ. વચન. ૬૮ મારયુ–જા. ગુ. મારી; રવડ્યૂં–જા. રડવડઇ; પડ્યૂં જા. પડઇ; વૃક્ષ–સ. વૃષ્ટિ: બૂસટ–કા. બૂસટે; જાણે૦–હિ. માં આ પાદ પહેલું છે. ૬૯ અપુત્રિયાની–ખ. અપુત્ર તણી; યમ–જા. જાણે; ગોપાલિ–જા. ઘ. ખ. ફા. ગોપાલ; લૂસઇ–ફા લૂટિ. ૭૦ કરઇ–જા. પૂરઇ, મં. કર્યૂં, ગુ. ખ. ઘ. કરૂ: દીધૂં–જા. કીધૂં. ૭૧ કુબ્જા–હિ. ભરી કુબ્જા; કચોલૂં–સ. કચોલાં; ભરિઉ–સ. ભરીયા. ૭૨ કંસાસુર–હિ. કંસાસર; શાલ–જા. સાલિ; હિ. જા. દેવારચ્યા. હિ. મં. ડોકરિ, અં. જેકરને. ૭૩ ભાંજ્યૂં–ઘ. ભાગુ, જા. ભાંજૂં ધનુ, ફા. ભાગૂં.

રાત્રિ પડી આપણુઇ ઠામિ આવ્યા નંદ કૃષ્ણ નઇ રામ,
દેખઇ કંસ સ્વપ્ન મઝારિ, કાલાં કાપડ પહિર્યાં નારી. ૭૪

ઊંટ, શીઆલ, શ્વાન, ખર સાથિ, કાઢી કાંતી ખાપર હાથિ,
વેગઇ ચાલિ મલાએ સવાર, કંસ કર્યુ ગર્દભિ અસવાર. ૭૫

નાગુ તેલઇ ખરડયુ દેહ, દક્ષિણ દિશિ ચલાવ્યુ તેહ;
શર છેધ્યૂં જાગ્યુ ભયભીત, પ્રાત હુઉ ઊગ્યુ આદિત. ૭૬

## કંસના મલ્લઅખાડાની તૈયારી

કંસઇ મલ્લ તેડીઆ મુષ્ટક, શલ્ય, ચાણુર:
"મલ્લ ખાડઇ રામકૃષ્ણ મરડી કરયો ચૂર." ૭૭

તતક્ષણિ રંગભૂમિ રચી, આયસ દીધૂં રાય,
મલ્લાવાઇ બાકરી, ટોડર બાંધઇ પાય. ૭૮

( પદ ૧ ) રાગ સીધુડ; માલાખાડ

કંસઇ ભાણેજનુ એ કરિવા એ ભંગ એ,
રંગિભૂમિ મલ્લા સજ કર્યા એ,
તેડુ એ નંદ લિઇ કિપદાર એ,
વાર મલાઉ ઉતાવલા એ. (૧)

---

૭૪ કાલાં૦-જા. કાલિ કાપડિ પહિરિ નારિ: આપણુઇ-ઘ. આપ આપણિ, ખ. આપાપણિ, ખ. ૭૫ શિઆલ મં. શૃગાલ: અસવાર હિ. હશવાર, અં. એ વાર. ૭૬ આદિત-જા. જગદીશ; છેધ્રૂં-ખ. છેધ્રૂં, ફા. છેદડે; હુઉ-હિ. હોઉં પ્રાત હુઉ-ઘ. પ્રભાતિ; ઉગ્યુ-કા. ઉગ્યા. ૭૭ શલ્ય-હિ. સલ્લ, ૭૮ બાંધઇ-ઘ. ખ. બાંધ્યા; વાઇ-ખ. વાગ્યુ. કા. માં નથી. સીધૂડ-કા. સીધડો ( ? ) ૭૯ પદ-૧ (૧) કરિવા-જા. ગુ. ધ. કરવા, સ. ખ. કરેવા; ભંગ ગુ. અંત: કરયા-ખ. કરુ; તેડુ-ફા. તેડઉ, ગુ. તેડિ; વાર-ઘ. કાંઇ વાર.

## કુવલયાપીડનું પરિદલન

ત્રોટક

ઉતાવલા ભાણેજ માઉલા મિલવા હેજ,
ચાલિઆ કેશવરામ રણ જિતવા સંગ્રામ.
પ્રવેશ્યા નગર મઝારિ, આવિઆ પોલિ દૂઆરિ,
કુવલયાપીડ ગજેન્દ્ર મૂકઈ નહી ગોવ્યંદ,
ગોવ્યંદનઇ મૂકઇ નહી આડુ ધરયુ પુંતારી,
કૂડ કંસઈ માંડિઉ કારણિ રામમુરારિ. (૨)

પદ ૧

પદ ૨–રાગ સીંધૂઉ

કૃષ્ણ કહઈ: “ મુઝ આપુ એ માગ એ.”
નાગ ન વાલઇ તેહ, હરિ ચડયુ એ,
ભણઈ પુંતાર: “ અણુઝ ગોપાલ એ,
“ કાલ પુહુતુ હવઈ તહ્મ તણુ એ. (૧)

ત્રોટક

“ તહ્મ તણુ પુહુતુ કાલ, છૂટુ નહી થઇ બાલ,”
કોપિ ચડયુ અંખુષ્ટ, મોડિઉ ગજ અતિ દુષ્ટ.
આવતુ દેખી એહ, હરિ પૂછિ સાહ્યુ તેહ,
તાણિઉ કરતુ ચીસ પાછુ ધનુષ પંચવીસ.

---

પદ-૧ (૨) ત્રોટક ફા. માં નથી; કા. ત્રૂટક છંદની ચાલ. ગઝણુ૦-જા. માં આ પાદ પડેલું છે; પ્રવેશ૦-જા. માં આ પાદ પડેલું છે; આવિઆ-ઘ. આવ્યા; પુંતારિ-ઘ. અં. કુંતાર, મં. પોવારી, ખ. કા. પોતાર, ગુ. ફા. પુંતાર, કા. પોહોતર; જિવવા-હિ. ખ. મં. જીપવા; મઝારિ-ખ. મઝારૂ; માંડીઉ-અં. મોડીઉ. ૭૯-પદ-૨ (૧) રાગ સીંધૂઉ-આને મળતો શબ્દ માત્ર કા. માં જ છે. માગ૦-ઘ. માગિ રે કાંઇ; ચડયું-હિ.-ચડયા, ધ. ચઢડુ, ફા. ચડયૂ; પદ ૨ (૨) થઇ-જા. થયા; મોડિઉ-જા. સ. ફા. ખ. મેડીઉ, ઘ.. મેડયુ,

મુખ માહિ મોટી દાઢ પગ દિઈ લીધી કાઢી,
પગ સાહી કાઢી દાઢ તેહ તણી, પ્રાણહીન કરયુ કરિ,
પુંતાર મારયુ, તેહ તારયુ, ચાલિઆ વેગઇ હરિ. (૨)

પદ ૨

## રંગ–અખાડામાં કૃષ્ણ બલરામનો પ્રવેશ

### પદ ૩–રાગ સીંધૂઉ

બલભદ્ર સહિત સોહ્યા શ્રીરંગ એ,
ગંગા યમુના જશા નિર્મલા એ,
અવિઆ મુનિજંન સુરભૂપ એ
રૂપ જોએવા શ્રીકૃષ્ણ તણૂં એ. (૧)

ત્રોટક

શ્રીકૃષ્ણ રંગ મઝારિ બાલક દેખઈ નારિ,
દેવતા ત્રિભુવનિ કાય જેહીય પર્વતપ્રાય,
યાદવ દેખઈ ભૂપ, કામિની કંદર્પ રૂપ,
યોગીય આતમ હંસ, રિપૂ રૂપ દેખઈ કંસ,
રૂપ દેખઈ તિહાં કંસ કાંપ્યુ કાલવેષિ મુરારિ,
અરૂપ નાના રૂપ સોહ્યા શ્રીકૃષ્ણ રંગ મઝારિ. (૨)

પદ ૩

---

અં. કા. ખેડીયો; ગજ અતિ–જા. હય; પાછુ–જા. પાછુ વલુ; લીધી–જા. લીધી નઈ; પગ સાહી૦–જા. માં આ પાઠ નથી; પ્રાણ૦–જા. તેહના પ્રાણ લીધા હરી; પ્રાણહીન–ખ. પ્રાણવીહુણું; કરયુ–ખ. કીધુ, ફા. કરયઉ; હરિ–ખ. કરી, ફા. કરી હરિ; કાઢિ–ફા. ગાઢિ; છુટુ–કા. છુટશો. ૭૯ પદ–૩ (૧) જો એવા–જા. જાણેવા, અં. સ. ધ. ખ. જોવા, ફા. જોઅંતા; સુર૦–ધ. ભૂપ રે કાંઇ; શ્રી૦–ધ. શ્રી રંગ રે કાંઇ; મુનિજન–ખ. ધ. મુનિવર; સુર–અં. સુંદર. પદ–૩ (૨) રૂપ દેખઇ૦–હિ. જા. માં આ પાઠ પડેલું છે; દેખઇ–અં. વેષઇ; રંગ–જા. રંગમંડપ, કા. સભા; નાના રૂપ–ખ. નાના વિધિ, ફા. નાનૂં રુપ;

પદ ૪–રાગ સીંધૂડ

રંગભૂમિ માહિ બોલિ એ માલ એઃ
"ચાલિ ચાલિ" કહઇ કૃષ્ણનઈ એ,
માહો માહિ યુદ્ધ કરઇ અપાર એ,
હારિ ન માનઈ કો કિહિ તણી એ. (૧)

ત્રાટક

કોઈ ન માનઇ તિહાં હારિ, તે મલ્લ અતિ ઝૂઝાર,
પ્રહાર મૂકઇ મૂઠિ, કટકટી ક્રૂરમ પૂઠિ,
ધ્રમધ્રમિ ધરણીવ્યાલ, ડગડગ્યા દશ દિગ્પાલ,
ખેહનઇ ન સૂઝઇ સૂર, નીસાહણી વાજઇ તૂર.
કરઈ વિવિધ વિનાણ, જડ ઉજડઈ સંધાણ,
તેણઇ નાદિ ગાજઈ વ્યોમ, યોધા હુઆ ઊરધારોમ,
જન હુઆ ઊરધારોમ, દેખી યુદ્ધ દારુણ તેહ,
કહિઃ "કિહાં મલ્લ મહાબલી, નિઈ કિહાં બાલક એહ." (૨) ૮૨

પદ ૪

## મુષ્ટિક અને ચાણૂરનું પરિદલન

પદ ૫–રાગ સીંધૂડ-માલાપાડુ

"જય જય રામ, દામોદર દેવ એ."
એવ આશી મુનિવર દિઈ એ.

---

આતમ હંસ–અં. આત્મસ્વરૂપ. ૭૯ પદ ૪ (૧) જા. માં આ કડીનાં પહેલાં બે પાદ માત્ર "રંગભૂમિ" શબ્દ સિવાય પડેલાં છે. માલ એ–હ. માલ રે કાંઇ, ખ. મલ એ, મં. કા. અં. મલ્લ; હારિ–ખ. હારૂ; રંગ૦–ફા. રંગભૂમિ રલીઆમણી માહિ; એ અપાર–કા. એ અતિ અપાર. પદ ૪ (૨) કટકટી ખ. ફા. અં. કડકડી; ધ્રમધ્રમિ–જા. ઘ. ધમધમી; વ્યાલ–જા. બાલ; ડગડગ્યા–જા. ઘ. ડગમગ્યા; યોધા૦–જા. ખ. ફા. માં આ પાદ પડેલું છે. જડ-ફા. ભડ, મં. જડિ, ગુ. જડયુ, કા. જડ–ઉજડે. વિવિધ૦–ખ.ઘ. બ્યવધિ પરિ બ્યનાંણ; જડ૦–હિ.માં આ પાદ પડેલું છે; હુઆ–મં. હોઆ. ૭૯ પદ–૫ (૧) હિ. આસી–જા. આશી, ફા. આસીસ; વીર એ–હ.

બાથઈ આવિઆ બલભદ્ર વીર એ,
મુષ્ટિક ધીર ભાજઈ નહી એ, ( ૧ )

ત્રોટક

ભાજઈ નહી તે યોધ, બલદેવ ભરિઆ ક્રોધ,
પ્રહાર મૂકઈ ઠીક, તેણઈ હૈઈ ફૂટઇ હીક,
મારિઉ મુષ્ટિક મલ્લ, શતખંડ કીધુ શલ્લ,
કર, ચરણ, દંતા ક્ષીણ, એક કરયા નાકવિહીન.
ચાણૂર કેરૂં ઊર શ્રીકૃષ્ણિ કીધુ ચૂર,
તોસલ તણૂં શિર ત્રૂટ, રીપુ ફૂટ કીધુ ફૂટ,
રિપુ ફૂટ કીધુ કંસા ફૂટ, જિતુ મલ્લ મુરારિ,
ભીમ ભણઈ દેવ મુનિવર કરઈ જય જયકાર. (૨) ૭૯

પદ ૫, માલાખાડુ સમાપ્ત. ૭૯

## કંસનાં હવાતીયાં અને વધ

દૂહા—( સોરઠા )

મુષ્ટિક મલ્લ, ચાણૂર માલાખાડઇ મોડિઆ,
સોહ્યા શ્રીપતિ સૂર, રંગભૂમિ રલીઆમણી. ૮૦
કંસ કરઈ કાંઈ રોસ, મન માહિ માધવ વશુ,
જડયુ જમલુ જલકોશ સોનાશૂં સોહઈ નહી. ૮૧
કંસ પુહુતુ કાલ કેશવશૂં કલહુ કરઈ,
સિંહ સરસુ શીઆલ પુરૂષારથિ પહુચઈ નહી. ૮૨

---

વીર રે કાંઈ; હિઇએ-ફ્રા. ડા. ગુ. ઉચ્ચરિ. ૭૯ પદ-૫ (૨) ભરિઆ-ખ. ભરીઆ, સ. ભરીઓ; પ્રહાર૦-જા. માં આ પાદ પડેલું છે; કીધુ-જા. કરીઉ; શલ્લ ફ્રા. રાત કરી; કરયા-જા મારયા; ત્રૂટ-જા. ફૂટ; શિરત્રૂટ-ફ્રા. શરીર ત્રૂટ, રિપુફૂટ-ખ. રિપુફૂડ; ભણઇ-ફ્રા. મં. સ. ડા. આં. પ્રણમિ; કરઇ-મં. વરત્યુ. ૮૧ કાંઇ-જા. માં નથી; હિ. જમલુ જા. જમલઇ, સ. જમલિ, ખ. આં. જમલ્ય, ઘ. ગુ. ફ્રા. જમલુ; જડયુ-ખ. જડયૂં; શૂં-હિ. મં. સરિશૂં. ૮૨ કરઇ-

**ચૂપૈ**

કંસ કહઇઃ " એ બાંધુ બેહ, રામકૃષ્ણ રિપુ માહરા જેહ,
" લોહડે ભરુ નંદના પાય, વેગઇ લૂસુ ગોકુલિ ગાઈ." ૮૩

વચન સૂણી કોપ્યા દેવેશ, મંચકિ ચડિઆ, સાહ્યા કેશ,
હેઠુ નાંખ્યુ, ઉપરિ હરિ, તેહની કાયા ચૂરણ કરી. ૮૪

ભાઈ આઠ કંસના જેહ, યુદ્ધ કરેવા આવ્યા તેહ,
હેલા હરષિ પુરૂષ પુરાણ, કાઢી લીધા તેહના પ્રાણ. ૮૫

માયબાપના છોડયા પાશ, કુસુમવૃષ્ટિ હુઇ આકાશ,
દેવ સહિત આવ્યા દેવેન્દ્ર, પ્રણમ્યા પાગ તણા ગોવ્યંદ. ૮૬

સેવક કેરાં કીધાં કાજ, ઉગ્રસેનનઇ આપ્યૂં રાજ,
નંદાદિક ગોકુલિ મઝારિ, મથુરા માહિ વશ્યા મુરારિ. ૮૭

ભીમ ભણઈ કથા મનિ વસી, રૂપક આઠ આગલાં અસી,
કંસવધ બોલ્યુ વિસ્તાર, પાયા ત્રિણી, કલા થઈ બાર. ૮૮

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા ષોડશ કલામાં બારમી કલા સમાપ્ત.**

---

ઘ. કરુ; પુરૂષારથિ-જા. ધ. ફા. ગુ. મં. પુરૂષારથઃ કલહુ-ખ. કલહ, સ. કહ્યુ, ખ. કહહુ, ફા. કલેશજ. ૮૩ ચૂપૈ હિ. માં નથી. બાંધુ-જા. માં નથી, સ. બાંધ્ય; ભરુ-હિ, ભરયુ; ગાઇ-ખ. જાયૂ; લૂસુ-કા, લુટો. ૮૪ સાહ્યા-મં.-સાહ્યુ; ઉપરિ હરિ-જા. ચપટ કરી; મંચકિ ચડિઆ-જા. ફા. સ. મંચક ચઢી. ૮૫ હેલાં-મં. લીલાં; હરષિ-મં. હરષિત; આવ્યા-હિ. માં નથી; ઘ. માં આ કડી પડી છે. ૮૬ જા. માં આ કડી પડી છે. ૮૭ આપ્યૂં-જા. ઘ. દીધૂં; વસ્યા-જા. આવ્યા. ૮૮ અસી-કા. એંશી. ઈતિ શ્રી-ખ. ભાગવતે મહાપુરાણે. મં.-ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે દશમ સ્કંધે કલા બારમી સમાપ્તા ॥ ૧૨ ॥ સંખ્યા ચૂપૈ ૭૪, પૂર્વછાયા ૮, દુહા ૩, પદ ૩, એવં સંખ્યા ૮૮ ॥

# કલા ૧૩ મી.

## પાયો ત્રીજો-વિચાર; ચાર કલા ૧ દશમ પૂર્વાર્ધ, ૨ દશમ ઉત્તરાર્ધ, ૩ એકાદશ, અને ૪ દ્વાદશ સ્કંધ.

### દશમ સ્કંધ અધ્યાય ૪૨-૪૯.

પૂર્વછાયુ

હવઈ ચરિત્ર ગોવ્યંદનાં મથુરાં કીધાં જેહ,
અધ્યા સાત તણી કથા કિંચિત બોલિસ તેહ. ૧

ચૂપૈ

### ગુરુગૃહનિવાસ અને વિદ્યાપ્રાપ્તિ

બાંન્ધવ બિહૂ કેશવ-રામ, પુરી અવંતી ઉત્તમ ઠામ.
સાંદિપનિ બ્રાહ્મણનૂં નામ. તેહનઈ વેગઇ કરયુ પ્રણામ. ૨
વિદ્યારથિ કૃષ્ણ નઇ રામ. ત્રીજુ મિત્ર સુદામા નામ,
રાત્રિદિવસ એકમનાં ભણઈ, દેહ તણાં સુખદુઃખ નવિ ગિણઇ. ૩
ભણવા લાગા ગુરુનઈ મદિ. ચૌદઈ વિદ્યા દિન ચુસદિ,
કરતાં પાઠ ન લાગી ઘડી. જાણે કરી આગઈ આવડી. ૪
ગુરુદક્ષણા એહ વર વરયુ. માગ્યુ સુત જે સાગરિ હરયુ,
વેગઇ આણી આપ્યુ તેહ. કરી પ્રણામ આવિઆ બેહ. ૫

પૂર્વછાયુ

### ભ્રમરગીતા અને ગોપીઓના ઓલંભા

કૃષ્ણ કહિ ઉદ્ધવ પ્રતિઃ "વેગઇ ગોકુલિ જાઈ,
"કહિ સંદેશા અહ્મ તણા નંદ યશોદા માય." ૬

---

કલા ૧૩ મી

૧ નાં-હિ. તણાં; કિંચિત્-જા. સંષેપિ; બોલિસિ-ગુ. બોલિશિ, ધ. બોલેસ, જ. બોલેશ, સ. ગુ. બોલસિ; કીધાં-ફા. કહીઆં. ૨ હિ. બેહુ. પુરી૦-જા. માં આ પાદ પડેલું છે. ૩ દેહ-હિ. દેવ, ગુ. દૈવ; ગિણઇ-જા. ધ. સ. ગણઇ; એકમનાં-ફા. એકમનુ. ૪ ચૌદઇ-ધ. ચઉદિ; કરી-હિ. મં. ફા. સ. ખ ગુ. કિરિ; કરતાં ખ. કરંતાં; લાગા-ફા. લાગુ. ૫ બેહ-જા. બિહુ; સાગરિ-ખ. સાગિરૂ; મં. સાયર; આવિઆર-મં. ચાલીઆ. ૬ જાઇ-ધ. અં. જાયુ, અં. સ. ફા. જાય; કહિ-હિ. મં. સ. કહે,-ફા. તે.

ઉદ્ધવ વેગિ ચાલિઆ, ગોકુલિ પુહુતા એહ,
કથા કહી સંતોષિઆં નંદયશોદા બેહ. ૭
દેખી રથ ઉદ્ધવ તણુ નંદ તણા ગૃહદ્વારિ,
દિઈ ઓલંભા અતિ ઘણા ગોકુલિ કેરી નારીઃ ૮

## ભ્રમરગીતા

### છંદ પાધડી

" એ આગઈ ગોપાલ રૂપ, હવઇ હુઉ મથુરા માહિ ભૂપ,
" તૂં કાંઈ કરઇ અહ્મ તણી સાર, એ નિર્લજ, નિર્ગુણ અછઇ અપાર." ૯
ઓલંભા ઉદ્ધવનિ દેઅંત, કૃષ્ણ-વિરહ-દુખ નવ્ય સહંત,
" હરિ અવગતિ એ કિહુ દિ રહંત ? " ભીમ ભણઇ ઇમ ગોપી કહંતઃ ૧૦
" એ કપટ રૂપ માનુષ વેષિ, કોઈ વલ્લભ નહી, એહનઇ દ્વેષી,
" જેહ પ્રીતિ કરઇ એહશૂં અપાર, તે ચૂકઇ સુખ તણાં સંસાર. ૧૧
" એ જીર્ણ પુરૂષ તણુ જે પાર, કોઈ ન જાણઇ કરતાં વિચાર;
" એહ જોતાં મૂરછીઇ મંન, ધરિ પાછુ નાવઇ તે જંન. ૧૨

---

૭ આ કડી **જા.** માં પડી છે. ચાલિઆ-**ધ.** સંતોષયા; એહ-**ઘ.** એવ. ૮ દ્વારિ-**ખ.** દ્વારૂ: નારિ-**ખ.** નારૂ; દિઇ **ફા.** દિ. છંદ પાધડી-**ઘ.** રાગ વસંત, છંદ પદ્દડી, **ગુ.** પાવડીરૂ. ૯ એ-**મં.** કૃષ્ણ; હુઉ-**હિ.** હોઉં, **જા.** હુઉઉ, **ફા.** હુઉઆ, **ધ.** હુરૂ; એ નિર્લજ૦-**જા.** એ નર ગણ નીલજ અપાર, **ગુ.** એ નિરજ જુતિ રુકણ છિ અપાર; નિર્લજ-**ખ.** **ઘ.** નીલજ, **હિ.** નિર્મ; નિર્ગુણ-**કા.** નગુણો; તૂં-**ફા.** તૂં તો; ૧૦ આ કડી માત્ર **ધ.** **ગુ.** માં છે, પણ તે અહીં વચન-આકાંક્ષા-પૂર્તિ માટે જરુરની લાગે છે. **ગુ.** દે-અંતિ, સહંતિ, રહંતિ, કહંતિ; **ઘ.** માં બીજી પંક્તિના બીજા પાદનો પાછલો ભાગ ઘસાયો છે. ૧૧ કપટ-**કા.** પરમ; કોઇ-**કા.** કોશું. **ઘ.** માં આ કડીના બીજા પદથી તે કડી ૩૨ મીના પહેલા પાદ પર્યંતના ભાગ પૂરતાં પાનાં નથી. ૧૨ જે પાર-**હિ.** ય પાર, **સ.** અપાર, **જા.** **અં.** અવ-તાર, **ફા.** (તણી) વાર; મૂરછીઇ-**ખ.** મૂરછીત; એહ જોતાં-**ફા.** **અં.** એ જોઅંતાં; કોઇ૦-**કા.** કોણે ન લીધો એનો પાર; ધરિ-**કા.** વળી.

“ તેહનઇ નવિ જાણઈ બુદ્ધિ ચિત્ત, વાણી કિમ કહીઇ કવિત્ત,
“ રક્ષાકારણ લીલા અવતાર, ઉતારેવા અવનીનુ ભાર. ૧૩
“ માયાવી મનિ હરતા મુરારિ, એ મોહ્યુ નગર તણીય નારિ,
“ જેહનઇ ઘરિ ત્રિભોવન તણૂં રાજ, તેહનઇ અમ સરીખાં કવણ કાજ. ૧૪
“ કુલક્રિયા રહિત પીડાર મૂઢ, એહની લીલા છઇ ગહન ગૂઢ;
“ નિશિ રાસક્રીડા પ્રેમ કીધ, એહનઇ ચિત્ત અમારાં લીધ. ૧૫
“ કુચ કુંકુમ અંકિત સઘલાં ગાત્ર, વૃંદાવનિ રમતાં મધ્ય રાત્રિ,
“ અતિ આલ્રતિ વંશ વાયુ જેહ, હવઇ કાં વિસરાઇ તેહ સનેહ ? ૧૬
“ હે કૃષ્ણ ! કૃષ્ણ ! લીલા વિલાસ, શરણાગતવત્સલ શ્રીયનિવાસ,
“ ત્રય તાપનિવારણ, સ્વયંપ્રકાશ, વેગિ કરિ સ્વામી શોકનાશ. ૧૭
“ કેશવ, પુરૂષોત્તમ, લોકનાથ, જલનિધિ બૂડતાં દઇ હાથ,
“ ત્વં અંતર્યામી સર્વ દેખઇ, કરુણાનિધિ અહ્મનઇ કાં ઉવેખઇ.” ૧૮
ગોપી વિરહાતુર દેખઇ ભૃંગ, સંદેશા એહ કહઇ શ્રીરંગઃ
“ અહ્મ અંતરિ તાપ દહઇ અનંગ, વેગિ કરુણાજલ સીંચિ શ્રીરંગ !” ૧૯

ઇતિ ઓલંભા સમાપ્ત.

---

૧૩ કારણ જા. કારણિ; બુદ્ધિચિત્ત૦-ફા. ચિત વાણી કિમ કહીઇ કવિત વખાણી. ૧૪ મનિ-જા. મન; મોહ્યું-હિ. મોહ્યા, ખ. મોહીઅું; ઘરિ-ખ. ઘરૂ; શરીષાં૦-ખ. સાથિય શૂં કાજ; તણૂં-સ. કેરૂં; કવણ કાજ-ગુ. કુણ માત્ર. ૧૫ કીધ-જા. દીધ; નિશિ-ખ. મં. નિશાં, હિ. નિશ; લીધ-ફા. ગુ. હરી લીધ, સ. હરીયાં લીધ, કા. હરીને; અહ્મારાં-અં. અહ્મારૂં. ૧૬ અંકિત-હિ. અકિત, ફા. અંગિત, કા. અકલ; સઘળાં-ખ. સ૦થ, ગુ. કમળ; મધ્ય-જા. સકલ; હિ. આલ્રુતિ; વંશ-ગુ. વીણા; અતિ૦-કા. આલાપ્યો મોહન વંશ જેહ, કેહેનોજી કાં વિસારયો તેહ. ૧૭ શરણાગત-જા. ફા. ખ. શરણાગતિ; કરિ-ખ. કરુ, કા. કરો, અં. કરે. ૧૮ દઇ-જા. મં. ખ. સ. આપઈ; ત્વં-જા. માં નથી, ખ. તૂં; કાં હિ. કાંઇ-૧૯ એહ-ખ. એક; અંતરિ-ખ. અંતરૂ; દહઇ-ખ. દિહિ; સીંચિ-હિ. સીંચી, ખ. શીચ્યૂં, ફા. સીચુ, સ. અં. સીચે, કા. શીચો, ગુ. શીંચીત; એહ કહઇ ફા. કહિયે, સ. કહજે. શ્રીરંગ-હિ. જા. અંતિ.

### ચૂપૈ

એણી પરિ ભ્રમરગીતા ભણી, ઉત્તમ તેહની વાણી સુણી,
ધન્ય ધન્ય ગોપીનુ અવતાર, ઉદ્ધવ વલી વલી કરઇ જુહાર. ૨૦
કવણ કાજ ઉત્તમ અવતાર, કૃષ્ણ–કથારસ નહી વિચાર,
જે જન વિષ્ણુ સદા મનિ ધરઈ, મોટૂં કુલ તેહનઇ શૂં કરઇ ? ૨૧
કિહાં વ્યભિચારી દુષ્ટ વનચરી ! કિહાં અનાદિ પુરૂષ, શ્રીહરિ !
બ્રહ્મા શંકર કરઇ વિચાર, જેહ તણુ નઇ જાણઇ પાર. ૨૨
ગોપીનઇ દીધુ ઉપદેશ, અંતર્યામી હ્રદયનિવેશ.
ઉદ્ધવ વલિયા કરી પ્રણામ, આવી મિલિયા કેશવરામ. ૨૩

### મથુરામાં સેવકોને સન્તોષ

એક વાર સ્વામી ગોપાલ કુબ્જાઘરિ પુહુતા ભૂપાલ,
તેહનઇ દીધૂં અતિ ઘણૂં માન, અક્રૂરઘરિ ચાલ્યા ભગવાન. ૨૪

પૂર્વછાયુ

ભક્તિભાવિ સંતોષિયા, કીધુ બહુ પસાઇ,
અક્રૂર વેગિ મોકલ્યા જિહાં યુધિષ્ઠિર રાય. ૨૫

### જરાસંધનો સત્તર સંગ્રામમાં પરાજય

કંસ તણુ વધ સાંભલી જરાસંધ ભૂપાલ,
દલ મેલી નઇ આવિઉ ક્રોધભરિત તતકાલ. ૨૬
વૈર જમાઇનૂં કરઇ અસુર તણઇ મનિ રીસ,
વીંટચૂં નગર અક્ષોહિણી ત્રિણી આગલી વીસ. ૨૭

---

૨૦ વલીવલી–કા. વલીયા. ઇતિ૦ ગુ.– માં છે, મં. ઇતિ ભ્રમરગીતા સમાપ્તા, જા. ખ. નથી. ૨૧ કાજ–જા. કાજિ; હિ. કથારથ. ૨૨ કરઈ–જા. નઇ. ૨૩ વલિયા–મં. મિલિયા; નિવેશ–હિ. વિચાર. ૨૪ ઘરિ–ખ.–ઘરૂ, ફા. ઘર; ચાલ્યા–કા. આવ્યા. ૨૫ પસાય–જા. પસાઉ. ૨૬ તતકાલ–હિ. કાલ; વીટયૂં–જા વીટ્યૂ; વૈર૦–કા. વેર જમાઈ વાળવા. ૨૭ દહ-જા. દોહો; યુદ્ધ૦–કા. માં ૨૯ મી કડીના છેલ્લા પાદ સાથે આ પાદ ઉલટાસુલટી થયલું છે.

તેહનૂં દલ દુહુ દિશિ કરયૂં તતક્ષણ શ્રીગોવ્યંદ,
તુહઇ ન રહઈ આવતુ યુદ્ધ કરેવા મંદ. ૨૮
સત્તર વાર એણી પરઇ જિતુ જરાસંધ,
હરિમહિમા જાણઇ નહી, રૂપ યથા જાત્યંધ. ૨૯

## કાલયવનનું જ્વલન

### ચૃપૈ

ખુરાસાણ કેરુ રાજાન, કાલયવન તેહનૂં અભિધાન,
વેગઇ વીંટી મથુરા પુરી, મધુ પાખલિ યમ માખી ફિરી. ૩૦
તેહ દેખી નઈ શ્રીગોપાલિ આયુધ મૂક્યાં સવિ તતકાલિ,
નાહઠા જાઈ સામલવન્ન, પૂંઠિ ચાલ્યુ કાલયવન્ન. ૩૧
ગુફા માહિ પઇઠા ભગવાન, તતક્ષણ હુઆ અંતર્ધ્યાન,
સુતુ પુરૂષ જગાડયુ જેહ, ક્રોધ ભરીનઈ બોલ્યુ તેહ. ૩૨
કાલયવન કીધુ ભસ્માન્ત, પ્રત્યક્ષ હુઆ દેવ અનન્ત,
દેખી રૂપ તણૂં ગોવ્યંદ, કર જોડી સ્તવઇ મુચકંદઃ ૩૩
"તાહરી માયા મોહ્યા જંન, પુત્ર, કલત્ર, મિત્ર કારણિ ધંન,
"વાંછઇ વિષયા, પોષઇ અશૂં, ગૃહાંધ કૃપિ પડ્યા જિમ પશૂ. ૩૪
"અનર્થ વિષયા, અનર્થ અભિમાન, તુજ નઈ ભજઇ નહી ભગવાન;
"તેણિ કારણિ હૂં પામ્યુ શરણ, મૂકૂં નહી તહ્મારાં ચરણ." ૩૫
"તૂઠા હરિ, દીધૂં વરદાનઃ" તૂં પામસિ માહરૂં વિજ્ઞાન.
કરી પ્રણમ વલ્યા મુચકંદ, મથુરા આવ્યા શ્રીગોવ્યંદ. ૩૬

---

**૨૯** પરિ-**જા.** માં નથી; **ફા.** ભૂપતિ જરાસંધ; જાણઇ-**ફા.** જાણુ. **૩૦** યમ ફિરી-**ફા.** પરવરી. **૩૧** **હિ.** સામલ વાન. **૩૨** જગાડયુ-**જા. સ.** જગાવ્યુ; બોલ્યુ-**ગુ.** બોલ્યા, **કા.** બોલ્યો. **૩૩** દેખી૦-**જા.** માં આ પંક્તિ પડી છે. **૩૪** તાહરી૦-**જા.** માં આ પાદ પડેલું છે; અશૂં-**જા. સ.** ઇશૂં; મોહ્યા-**ખ.** મોહીઆ; પોષઇ-**કા.** પેખે, **અં.** નક્ષીયે. **૩૫** વિષયા-**જા. ઘ. ખ.** વિધિ; તુ૦-**જા.** તુજનઇ ભય નહી ભગવાન; શરણ-**ઘ.** પૂર્ણ; અનર્થ૦-**કા.** અરથ ગરથ વિષયા અભિમાન; અનર્થ (અભિ૦) **જા. ઘ. સ. ગુ. અં.** અર્થ, **મં.** અનઈ. **૩૬** પામસિ-**જા.** પામિશિ, **ફા. ઘ.** પામ્યેશ; વલ્યા-**જા. ફા. ગુ.** ચાલ્યા; વિજ્ઞાન-**જા.** વરદાન; શ્રી ગોવ્યંદ-**કા.** દેવ અનંત.

કાલયવન કેરું દલ જેહ, મારી દહ દિશિ કીધૂં તેહ,
કોપ્યુ જરાસંઘ મહાબલી, કટક લિઇ નઇ આવ્યુ વલી. ૩૭

## દ્વારિકાનું નિર્માણ અને પ્રયાણ

**પૂર્વછાયુ**

વિશ્વકર્મા તેડાવિયા શીખ દેઇ શ્રીગોવ્યંદ:
"ઉત્તમ નગર નિપાઇઉ તતક્ષણ માહિ સમુદ્ર." ૩૮
યાદવ જન મથુરા તણા સેવક જન પરિવાર,
વેગઇ વાશી દ્વારિકા, લાગી વાર નહીં લગાર. ૩૯
કેશવરામ મહાબલી, બંધવ ભણીઇ બેહ,
પૂંઠિ આવઈ જરાસંધ, નાઠા ચાલ્યા તેહ. ૪૦

**ચૂપૈ**

પર્વત ઉપરિ ચડિઆ સહી, જરાસંધિ તે દીઠા નહી.
વન પરજાલ્યૂં કરી ઉપાય, પાછુ વલિઉ માગધરાય. ૪૧
રામકૃષ્ણ બિહૂ લીલાં કરી, ગિરિ મૂકી ચાલ્યા નીસરી,
પુરી પુહુતા કમલાપતિ, ઘરિ ઘરિ ઉત્સવ દ્વારાવતી. ૪૨
ભીમ ભણઇ મથુરાં મઝારિ કહ્યાં ચરિત્ર જે કરયાં મુરારિ.
ચાલી કથા દ્વારિકા ગઈ, તેર કલા પરિપૂરણ થઈ. ૪૩

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા ષોડશ કલામાં તેરમી કલા સમાપ્ત.**

---

૩૭ દહ–જા. દોહો; લેઇ–ઘ. સ. મેલી; મારી૦–ખ. મારી હાર મનાવૂં તેહ. ૩૮ માહિ સમુદ્ર–ફા. નવૂં નિરંદ. ૩૯ વાશી–ખ. સ. વાસ્યા, ગુ. વાશુ; સેવક૦–ફા. એણી પરિ પોલિ દૂઆર; જન–સ. સવિ; દ્વારકા અ. દ્વારાવતી. ૪૧ ઉપરિ–ઘ. ઉપિરિ, જા. ઉપરૂ. ૪૨ બિહુ–જા. બિહુ; ઘરિ ઘરિ–ખ. ઘર ઘર; મૂકિ–ગુ. મૂક્યુ; ચાલ્યા–ગુ. ચાલ્યુ. ૪૩ કરયાં–જા. કીધાં; પરિપૂરણ–ફા સંપૂર્ણ, કા. તે પોહોતી; કહ્યાં–જા. કહીઆં. ઇતિ શ્રી–આટલું જ હિ. માં છે. અં. ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે દશમ સ્કંધે ત્રયોદશ કલા પરિપૂર્ણા સમાપ્તા ॥ સંખ્યા ચૂપૈ ૨૦॥ પૂર્વછાયા ૧૨ ॥ છંદ ૧૦॥ એવં સંખ્યા ૪૨ ॥ ઉપર જણાવેલી ૧૦ મી કડી અં.માં નથી, એટલે ૪૩ ને બદલે ૪૨ કડી નોંધાઈ છે.

# કલા ૧૪ મી

## દશમસ્કંધ સમાપ્ત–અધ્યાય ૫૦–૯૦

### દ્વારિકાના આવાસોનું સુંદર વર્ણન

પૂર્વછાયુ

ઊગરતા અધ્યા છઈ એક ધાટિ ચ્યાલિસ
બોલિસ સંક્ષેપઇ કરી ગુણસાગર જગદીશ. ૧

ચૂપૈ

પુરી કનકમઈ જોઅણ બાર, તે પાખલિ સાગરપ્રાકાર,
છાજાં મણિમંડિત ચિહૂ પક્ષ, મોટાં ધવલગૃહ નવ લક્ષ. ૨
વૈડૂર્ય કેરી પાવડી પાખલિ નેહ પીરોજે જડી,
તોરણિ ધ્વજા શોભિત આવાસ, ઉપરિ જલકઈ ચંદ્રકલાસ ૩
હીરા મોતી, જ્યોતિ સુચંગ, મંદિર દ્વાર જડિત નવરંગ,
ગોખ જાલિયાં વિવિધ વિચિત્ર, નીસરણી ગજદંત પવિત્ર. ૪
પોલિ દૂઆરિ પરવાલિ થંભ, ઘરિ ઘરિ આંગણી નાચઈ રંભ,
પારિજાત, કલ્પદ્રુમ સાર, વાડીતણા નવ લાભઇ પાર. ૫
પંચ શબ્દ વાજઇ વાજિત્ર, ચમર ઢલઇ નાના વિધ છત્ર,
છપન કોડિ યાદવ પરિવાર, વરતઈ ન્યાય વિવેક વિચાર. ૬

---

કલા ૧૪ મી

**૧** અધ્યા–**જા.** માં આ શબ્દ પડયો છે. બોલિસ–**ફા.** બોલીસ, **ફા. ખ.** બોલેશ, **મં.** બોલિશિ; એક–**કા.** આઠ. **૨** મંડિત–**જા.** મંડત; મણિ-મંડત–**મં.** માણિકજડિત; પક્ષ–**જા. સ.** પક્ષિ, **ઘ.** પાશ. **૩** તેહ–**હિ.** માં નથી; ચંદ્રકલાસ–**કા.** ચંદ્રપ્રકાશ, **ગુ.** ચંદ્રકલશ, **મં.** સોલ કલાસ. **૪** મંદિર–**જા.** મંદરિ; દ્વાર–**જા.** દ્વારિ, **ખ.** દ્વાર; ગોખ–**જા. ખ.** ગુખ, **ફા.** ગુખિ; જ્યોતિ–**ખ. સ.** યોતિ, **ફા.** જાતિ. **૫.** દૂઆર–**ઘ.** દૂઆર; પરવાલી–**હિ.** પરવાલી; આંગણિ–**સ. ફા.** અંગણિ; ન–**અં.** નવિ. **૬** શબ્દ–**જા.** શબદ; ચમર–**હિ.** ચમલ; ઢલિ–**ઘ. ખ.** ઢાલિ, **ફા.** ઢલાઇ; નાના૦–**ફા.** પરમ પવિત્ર; યાદવ–**ગુ.** નાના; વરતઇ૦–**ગુ.** શ્રીરંગ સોહા અતિ અપાર.

ગજ, રથ, તુરી, અર્થભંડાર, નવ નિધિ, ઋધ્ધિ સંપત્તિ અપાર,
વ્યાધિ–જરા–ભય–વર્જિત શોક, કોટિધ્વજ તિહાં વસઈ લોક. ૭
ચ્યારિ પદારથ પોલઇ દ્વારિ, ઇન્દ્રસુત જસવંત તલહાર,
સિદ્ધિનાથ, હરિસિદ્ધિ, અંબિકા, માતર ચુસઠી ચંડિકા. ૮
નિર્મલ નીર વહઈ ગોમતી, ભૂ–વૈકુંઠ દ્વારાવતી,
સનકાદિક સેવઇ દિનરાત્રિ, બ્રહ્માદિક સુર આવઇ જાત્ર. ૯
તેહની સીમા માહી પ્રવેશ કરી ન સકઈ પાપ લવલેશ,
ભય, દુઃખ, સકટ ટાલઈ સહી, તેહ કવણ નર સેવઈ નહી. ૧૦

**શ્લોક**

**यस्यां सीमाप्रतिष्ठस्तु ब्रह्महत्यादिपातकैः ।**
**मुच्यते तत्क्षणादेव तां पुरी को न सेवयेत् ॥१॥**

ચૂપે

જિહાં રોગ ભણીઇ નિજ ભોગ, ભોગ પરમ તપ આતમયોગ,
મરણિ મંગલ આપઇ સહી, તેહ કવણ નર સેવઇ નહી. ૧૧

**શ્લોક**

**यत्र रोगः स्थितो भोगो यत्र भोगो परंतपः ।**
**मरणे मंगलं यत्र तां पुरी को न सेवयेत् ॥२॥**

ચૂપે

નિદ્રા જિહાં ભણીઇ ધ્યાન, વરુ વરઇ તે ઉત્તમ દાન.
વપુ વ્યાપાર પ્રદક્ષણા સહી. તે કવણ નર સેવઇ નહી. ૧૨

---

૭ કોટિધ્વજ–ધ. માં આ શબ્દ પડયો છે; તુરી અર્થ ભંડાર–જા. સાંહણ અત અપાર. ૮ ચંડિકા–જા. અંબિકા; પાલઇ આં. ચાલે; માતર–કા. ચતુર; દ્વારિ– સ. મુરારિ. જા. માં ૮ મી કડીના ઉત્તરાર્ધથી ૧૮ મી કડી સુધીના ભાગનું ૯૭ પાનું પડેલું છે. ૯ ભૂવૈકુંઠ–કા. ભૂમિ વૈકુંઠ, ખ. ભૂવૈકુંઠય. ૧૧ આતમ–ધ. આત્મ; ધ. મરણ માંગલ્ય; ભણીઇ–કા. ભણિજિ, કા. ભણીજે; તપ કાઃ યતિ. શ્લો० १–प्रतिष्ठस्तु–मं. वि प्रविष्टस्तु । ધ. માં શ્લો–૨ નથી. ૧૨ ધ. માં આ કડી પડી છે; ભણીઇ–સ.

श्लोक

व्ययो दानं लयो निद्रा आज्ञा शारीरमोहितम् ।
अच्युताय परो भोगः तां पुरीं को न सेवयेत् ॥३॥

ચૂપૈ

સકલ કામ પૂરઈ કામધેન, રાજ્ય કરઇ રાજા ઉગ્રસેન,
રામ દેવ પરણ્યા રેવતી, રુકિમણી વર વાંછઇ શ્રીપતિ. ૧૩

## રુકિમણી હરણનૂં ધવલ

ધવલ-૧ લું; રાગ શ્રીરાગ

ભીમકસેન રાજા ભણઇ: " રુકિમણીવર શ્રીગોપાલ."
" રુકમઇઇ ઉવેખિયા, તેડાવ્યુ એ રાય શિશુપાલ." (૧)
રુકિમણી મનિ ઝાંખી થઇ, દ્વિજ મોકલિઉ દ્વારિકા મઝારી;
વેગઇ બ્રાહ્મણ આવિયુ, વીનવિયા દેવ મુરારિ. (૨)

રુકિમણી તણા સંદેશડા—

ભણિજી; વરુ વરઇ–ખ. કરુણા કરઇ, સ. વરુ કાર, કા. વારૂ; વ્યાપાર–ગુ. વ્યાયામ. ફા. માં આ કડી પડી છે. શ્લોક ૩ જો ફા. માં નથી. શ્લો. ૨ शारीर०—शिरासि चेष्टितम् ।१३ ફા. માં કડીનું પૂર્વાર્ધ નથી; રુકમિણી હરણનૂં ધવલ–ખ. ઘ. રુકિમણીહરણ ગુ. રુષિમિણુહરણ ધવલની ભાષા, અં. હ્યાં રુકમણી હર્ણનુ ધોલ, ફા. સ. રુષિમણિ હરણનૂં ધવલ. રાગ–શ્રી રાગ–કા. માં ધવલ છે. ૧૪ (૧) હિ. મં. ભીમસેન; ઉવેખીયા–અં. ઉવેખીયો, ખ. ઉવેખીઉ, ગુ. દ્વીજ દેખીયા; તેડાવ્યુ એ–અં. તેડાવ્યો, કા. તેડાવ્યો રે. ઘ. માં આ કડીનાં છેલ્લાં બે પાદ લહીએ ૧ (૭) પછી લખ્યાં છે. મં. માં લહીઆએ પૂર્વછાયુ લખ્યું છે, પણ તે ભ્રમ છે. ૧૪ (૨) મનિ–ગુ. મતિ; મોકલીઉ–અં. મોકલીયો, ઘ. મોકલ્યુ, ગુ. મોકલ્યા; મઝારિ–અં. ખ. મોઝાર; બ્રાહ્મણ–ઘ. વાડવ; આવીયુ–અં. કા. આવીયો, ગુ. ખ. આવીઉ, ઘ. આવયા; વીનવિયા–કા. ગુ. વીનવ્યા; હિ. રુષિમણી તણા સંદેશડા–અં. સંધેસડા, મં. કા. માં નથી.

**પ્રબંધ**

સંદેશડા રુકિમણી તણા: " સાંભલિ દેવ દયાલ !
" દમઘોષસુત લેવા આવિઉ સિંહભાગ સીઆલ. ( ૩ )
" હરિ, મચ્છ, કચ્છ, વારાહ, નરસિંહ, વામન, પરશુરામ,
" સીતાય કારણિ સેતુ બાંધ્યુ મહાબલિ શ્રીરામ. ( ૪ )
" તે પ્રીતિ કાં વીસારઈ વીઠલ ! કરિ નઇ વેગઇ સાર,
" જલ વિના સૂકઇ કમલિની તે સીંચઈ સર્વાધાર." ( ૫ )
દ્વિજવચન શ્રીપતિ સાંભલ્યાં, સજ થયા શ્રીગોપાલ,
દ્વિજ સહિત કેશવ રથિ બઇઠા ચાલિયા તતકાલ. ( ૬ )

**વલણ**

તતકાલ કુંડિન નગરિ આવિયા પૂંઠિ દલ લેઈ શ્રીરામ,
ભીમક રાજા અર્ઘ્ય દેઇ, પ્રણમ્યા શ્રીહરિ સ્વામિ. (૭) ૧૪

પદ—૧.

**ધવલ–૨ જું; રાગ શ્રીરાગ**

મુખ જોઇ માધવ તણૂં, તિહાં મિલિયા એ સુરનર લોક:
રુકમણીનઈ વર એ ઘટઈ, ડાહલિઉ વરીઉ ફોક. (૧)

---

**૧૪** (૩) સંદેશડા–**ગુ. ફા.** સંદેસા, **ખ.** સંઘેસડા; લેવા–**ખ.** લ્યેવા; આવીઉ–**સ. ફા. ગુ.** આવ્યુ, **ખ. ધ.** આવુ, **કા.** આવ્યો, **અં.** આવીયો; **૧૪** (૪) હરિ–**કા.** માં નથી; મછ–**હિ.** માં નથી; **૧૪** (૫) કાં–**હિ. ગુ.** કાઇ; વિસારઇ–**અં.** વીસારો, **કા.** વિસારી, **ગુ.** વિણુ સાર; વીઠલ–**ખ. ફા. ગુ. અં.** વીઠલા; કરિનઇ–**ખ. ગુ.** કરિ, **કા.** કરો. **૧૪** (૬)–તે **મં.** તૂં; દ્વીજ–**હિ. મં.** નીજ; સહિત–**સ.** સંઘાતિ; બઇઠા **મં.** બેઠીઉ; ચાલીયા–**ધ.** સંચરા. **૧૪** (૭) **મં. હિ.** તતકાલ કુંડિન. વલણ–એકલી **ગુ.** માં છે; દલ–**ખ.** શિન; **હિ.** રામ. **પદ–૧** માં નથી. રાગ શ્રી રાગ–એકે પ્રતિમાં નથી, પણ 'પદ–૧' થી તેની અગત્ય સમજાય છે. **૧૫** (૧) ડાહલીઉ–**અં.** ડાઉલીયો, **જા.** ડાહુલીઉ, **કા.** ડાહોલી, **ધ.** ડાહાયુલીઉ, **ફા.** ડાઉલીઉ; વરીઉ–**ગુ.** એ, **મં.** વર, **કા.** તેડયો.

ગજ રથ સાહાણ સજ કર્યાં, સંઘાતિ એ સવિ ઝૂઝાર,
કન્યા ચાલી અંબિકા પૂજેવા એ કરી શણગાર.
વાટ જોઈ વાડવ તણી. (૨)

**પ્રબંધ**

વાટ જુઇ વિષ્ણુ તણી, કર વામ ફરૂકઇ અંગ,
તેતલઇ વિપ્ર વધામણીઃ " આવિઆ પતિ શ્રીરંગ. " (૩)
આનંદ ભરી ઊતાવલી પુહુતી દેઉલી દ્વારિ,
પૂજન કરઇ ઉમિયા તણી, માગઇ કાન્ત મુરારિ. (૪)
બહૂ ધૂપ, નૈવેદ્ય નાના વિધ અનોપમ ઉપહાર,
નિજ ગીત ગાઇ મધુર સ્વરિ, વલી વલી કરઇ જુહાર. (૫)
આભરણ આપઇ સખીનઇ માણિક કનક કંકણ હાર,
નીસરી મંડપ માંહિથી, મન માંહિ હર્ષ અપાર. (૬)

**વલણ**

મન માહિ હર્ષ અપાર, મુખ દેખી વિશ્વાવાસ,
હરિ લીધી રથિ બઇઠા, પડ્યુ દલ માહિ ત્રાસ. (૭) ૧૫
પદ—૨

૧૫ (૨) સાહાણ-કા. તુરીદલ; કરયાં-જા. કરી, ખ. કરુ, સંઘાતિ-અં. સંગાથે; સવિ-ખ. સવે, ધ. સર્વ; વાટ૦-કા. માં નથી. પ્રબંધ કા. માં નથી. ૧૫ (૩) હિ. જોઇ, કા. જુવેઃ વિષ્ણુ તણી, અં. સ. ધ. મં. ગુ. વિષ્ણુની, ધ. વાડવ તણી; પતિ શ્રી રંગ-ફ્રા. યાદવપતિ શ્રીરંગ. ૧૫ (૪) દેઉલી-ખ. દેવલ, કાન્ત-જા. કાહનડ, અં. ધ. ગુ. કા. કંથ. ૧૫ (૫) વિધ-જા. ધ. સ. ધ. ગુ. અં, અનોપમ; વલી૦-ફ્રા. વલીક જુહારઃ કરઇ-ધ. કિરિ, સ. કરિ; નિજ૦. ખ. માં આ પંક્તિ પડેલી છે. ૧૫ (૬) હિ. આપઇ; હિ. સખી સખી નઇ, મં. દ્વિજ સરવનિ હાર-ગુ. હારિ, ફ્રા. મં. સાર; હિ. અપારિ. ૧૫ (૭) મન૦-હિ. જા. સ. ફ્રા. ગુ. ધ. ખ. માં નથી, મ. અં. માં છે, કા. માનનિ માધવ મીટ દીઠાં; મુખ-અં. મુખ જ્યોતી, ફ્રા. માં નથીઃ દેખી-ધ. દેખુ, કા. દેવી; લીધી-ગુ. લીધાં; પડ્યુ-ફ્રા. પડઉ, અં. પંડા, કા. પડયાં. પદ ૨—કા.માં નથી. રાગ મીરાગ-બધી પ્રતિઓમાં નથી.

**ધવલ–૩ જું; રાગ શ્રીરાગ**

રાવ કરઇ ઊતાવલા: " તું સાંભલિ હો રાય શિશુપાલ !
" કન્યા છલ કરી લિઇ ગયા બિહુ બાંધવ રામ ગોવાલ. (૧)
" દેખંતાં લીધા હરી, યમ ગરૂડ અમૃત દ્વિજરાજ.
" કાજ વિણઠું આપણું. સવિ હસઇ એ ભૂપતિ આજ:
લાજ લાગી અતિ ઘણી. (૨)

**પ્રબંધ**

" અતિ ઘણી લાજ લાગી અમ્હનઇ." કહઇ રાઉ શિશુપાલ.
વાહરઇ ચાલ્યા વેગિ કરી. સજ થયા સવિ ભૂપાલ. (૩)
કહઇ જરાસંધ: " કિહાં જાઇસિ દુષ્ટ એ પીંડાર.
" આગઇ મિ યુદ્ધ કરી જિતુ કૃષ્ણ સત્તર વાર." (૪)
સંગ્રામ હુઇ. દેવ જુઇ. મિલ્યા રાણો રાણ.
આયુધ મુકઇ રોસભરિ અરિ ગદા. તોમર, બાણ. (૫)
નિસાણ વાજઇ. વ્યોમ ગાજઇ, હાક બાજઇ જોર.
કર ચરણ ત્રુટઇ. પેટ ફુટઇ. અસુર કીધા ચૂર. (૬)

---

૧૬ (૧) સાંભલિ–ખ. સાંભલ્ય: રાય–ખ. માં નથી. ૧૬ (૨) દેખંતાં૦–અં. માં આ પંક્તિ પડેલી છે, કા. સહુ દેખતાં હરી જાય જ્યમ્ અમૃત રે ખગે સુરરાજ: દ્વિજ૦–હિ. ગરુડ દ્વિજરાજિ: વિણઠું–અં. વણઠં; હસઇ–અં. હસશે, કા હસશે રે, ઘ. ખ. હંસસિ, સ. ગુ. હસિ; લાગી–ખ. લાગીંએ, જા લાગીએ, ગુ. ' લાગી તુંને. ' લાજ–ઘણી ' પછી અં. માં વધારો: ' રુકિમણી નઇ પીંડાર લેઈ ગયો સાંભલિ ડાહલધણી. ' ૨. ૧૬ (૩) અમ્હનઇ–કા. અહિનિશિ; રાઉ–જા. ગુ. સ. ફા. રાય, ખ. માં નથી; વાહારઇ–સ. વાહાર, ફા. વાહરેવા, જા. બાહિરિ; સવિ ભૂપાલ–ઘ. શ્રી ગોપાલ. ૧૬ (૪) કિહાં–સ. ઘ. ક્યાંહાં, જા. કાંહાં, ખ. ફા. ગુ કહાં; જાઇસિ–અં. કા. જાશે, સ. જસિ, ખ. જાશિ, ઘ. જા. જાયસિ, ગુ જાએશી; સત્તર–જા. સત્તર સસ. ફા. સાયર. ૧૬ (૫) હિ. મં. હોઇ: હિ. મં. જોઇ; રાણોરાણ–હિ. રાણારાય. જા. ફા. ઘ. મં. રાણારાણિ; અરિ–ખ. અરુ. જા. છૂટિ, ફા. ગયરે, ગુ અશિ; બાણ–ખ. બાય; આયુધ૦–કા. આયુધ મૂકે ન તે ચૂકે, યોધ લેતા ઘાવ

**વલણ**

અસુર વેગઇ ચૂર કીધા સૂર શ્રી ગોપાલ,
ભાગુ જરાસંધ વલ્યુ પાછુ, લાજિયુ શિશુપાલ. (૭) ૧૬.

પદ—૩.

**ધવલ ૪ થું; રાગ—શ્રીરાગ.**

રુકમઇઉિ રાઉત ભલુ, બલ બોલઇ દિઇ ગાલિ:
"કિમ જાઇસિ રે તૂં જીવતુ, મઝ આગલિ રે વનચરા ગોવાલ! (૧)
"આગઇ માર્‍યુ માઉલુ, હવઇ ખૂટુ રે કાહ્નડ! તુઝ કાલ,
"બહિન લેઇ પાછુ વલૂં, દેખંતાં સવિ ભૂપાલ."
કરી પ્રતિજ્ઞા એ સાંચર્‍યુ (૨)

**પ્રબંધ**

સાંચર્‍યુ વેગઇ ક્રોધ ભરિ અક્ષૌહિણી દલ એક
સંગ્રામ માંડ્યુ કૃષ્ણશૂં, મૂકઈ બાણ અનેક. (૩)
શિર કૂંચ, મૂછિ કાપરયાં, લીલયાં શ્રીજગનાથિ.
તે પશૂની પરિ બાંધિયુ, રથિ ઘાતિ લીધુ સાથિ. (૪)

---

**૧૬ (૬) ઊર—જા.** ક્રૂર, **ગુ.** વૂર; કર—**હિ.** ઇકર. આની પછી **મં. ગુ.** માં વલણ છે, બીજી પ્રતિઓમાં નથી, પણ તેની જરૂર છે, કારણ પદ ઉલટાય છે; આવી જ રીતે બાકીનાં બે પદો અને આગલા પદમાં પણ 'વલણ'ની અપેક્ષા હોવાથી તે મૂકેલ છે. **૧૬ (૭)** ભાગુ૦—**ઘ. ગુ.** માં આ પંક્તિ પડેલી છે. **પદ—૩—કા.** મા નથી. **૧૭ (૧)** દિઇ—**હિ,** દેઇ. બોલઇ૦—**કા.** બલ બોલે રે મુખે દે છે ગાળ; જાઇસિ—**જા. ખ.** ચે. **ફા. ગુ. આં.** જાએસ, **કા.** જોયે; વનચરા -**હિ.** સિવાયની પ્રતિઓમાં 'વનચર'. **૧૭ (૨) ફા.** મારયઉ; માઉલુ—**ખ.** માવલુ; ખૂટુ—**ફા.** ખુટઉ; કાહ્નડ—**કા. ફા.** માં નથી; **હિ.** લેઈ નઇ, બહિન—**જા.** બહન, **સ. ખ. મં.** બિહિનિ, **ઘ,** બિહિન; **ફા.** બહિનિ; વલૂં—**હિ.** વાલૂં: સાંચર્‍યુ—**સ. ઘ.** સંચરૂ, **ફા.** સાંચરઉ; કરી૦-**મં.** કરી પ્રતિજ્ઞા સાંચરયુ રુકમૈર દેતુ ગાલિ. **૧૭ (૩)** દલ—**સ.** લેઈ; માડયુ—**ફા.** માંડયઉ. **૧૭ (૪)** કૂંચ **સ. ગુ.** કુછ, **ઘ.** કૂચ; કાપરયાં—**સ. જા.** કાપરુ, **કા.** કાપિયાં, **ગુ.** કાતરયાં; મૂછિ—**સ. ઘ.** મુછ, **ખ. ગુ.** મૂંછ; લીલયાં—**આં.**

રુક્મિણી માગઇ માનઃ " માધવ! બંધ બાલક છોડિ.
" અપરાધ ક્ષમિ સાલા તણા, તહ્મનઇ લાગઇ ખોડિ. " ( ૫ )

બલભદ્ર આવ્યા, કૃષ્ણ વારચા, વેગઇ કાપ્યા બંધ,
કેશવ તણુ મહિમા જાણ્યુ, ચરણિ નામ્યુ કંધ. ( ૬ )

**વલણ**

હરિચરણિ નામ્યુ કંધ, વેગિ સંધિ કીધા રામિ.
નિજ નયર દીધૂં તેહનઇ, ગણનાથ કીધુ સ્વામિ. ( ૭ )

—૧૭. પદ—૪

**ધવલ-૫ મું; રાગ-શ્રીરાગ**

દ્વારાવતી ભણી સાંચરચા કેશવ બલભદ્ર વીર.
પુહુતા તે માધવપુરી, નગરી વસઇ સાગરિ તીર. ( ૧ )

તિહાં મહા નદી મધુમતી, અતિ ઉજ્વ રૂપિણી વન માહિ,
હાથ મેલાવુ હરિ તણુ, હુઇ રાણી રુક્મિણી વિવાહ.
સુરનર પન્નગ આવિઆ:— ( ૨ )

---

લીલાઇ; શ્રી જગનાથિ-ખ. શ્રી યગનાથ, ગુ. સ. ઘ. શ્રી જગનાથ, અં. કા. શ્રી જગન્નાથ; પરિ-ઘ. પરિ પૂંઠિ; રથિ ધાતી-ફા. રથ ઘાલી, ખ. રથ્ય ઘાલી, ગુ. રથ વાલી. ૧૭ (૫) બાલક-સ. ઘ. બાલિક; બંધ-ઘ. બાંધવ, અં. બંધન; ક્ષમિ-સ. ક્ષમ, ફા. ગુ. ક્ષમા, ખ. ક્ષમ્યો, કા. ક્ષમાવો. ૧૭ (૬) તણુ-જા. તણુ; જાણ્યુ-જા. જાણ્યા, ફા. ન જાણ્યુ; કેશવ૦-ગુ. માં આ પંક્તિ પડેલી છે. ૧૭ (૭) હરિ૦-હિ. માત્ર વેગિ: ઉપલી કડીના છેલ્લા પાદનું પુનરાવર્તન કરવાનું લહીયો ભૂલ્યો છે. ' પદ ૪ ' માં નથી. રાગ શ્રીરાગ-સ. ઘ. હિ. ફા. ગુ. ખ. માં નથી. ૧૮ (૧) ઘ. શ્રી કેશવ એ; માધવપુરી-જા. માગધપુરી; નગરી વસઇ-ઘ. નગરી વસિ એ, ખ. નગરી વનિ, અં. નગરી છે; જા. તીરિ; પુહુતા૦-કા. માધવ પોહોત્યા નિજ પુરી, સોહે રે અતિ સાગર તીર. ૧૮ (૨) ઉજ્વ-સ. અછિ, ઘ. ઉજ્વ એ; હુઇ-ઘ. હુવુ, ગુ. હુયિ; રાણી-ફા. માં નથી; આવિયા-ઘ. આવયા; મહા૦-કા. મહા નદી છે રૂપડી, અતિ ઉત્તમ છે રૂપણિ વન; હુઇ૦-કા. રૂડો જી રુક્મિણીનો કંથ.

**પ્રબંધ**

આવિયા સુરનર, પન્નગ, યક્ષ, કિન્નર, હુઈ હર્ષ અપાર,
અપચ્છરા નૃત્ય, ગંધર્વ ગાઈં, ગીત ગોવ્યંદ સાર. ( ૩ )
મુનિવર આશી ઉચ્ચરઈં, વરતિયાં મંગલ ચ્યારિ.
રાણી રુકિમણિ યથાવિધિ પરણિયાં દેવમુરારિ. ( ૪ )
અનેક ભોજન શત ભક્ષ, ઉપરિ ફોફલ પાન.
સુરનર સવિ સંતોષિયા, પોષિયા દિઈં સનમાન. ( ૫ )
નિજ ચીર, ચંદન, કનકમણિ આપિયા રતનભંડાર.
ભવ–ભાર–બંધન છોડિયા, હરષિયા માગણહાર. ( ૬ )

**વલણ**

હરષિયા માગણહાર, જય જય ભીમ સ્વામિ મુરારિ.
રુકિમણિ સહ કૃષ્ણ આવ્યા દ્વારિકા નયર મઝારિ. ( ૭ )

—૧૮. પદ–૫

ઇતિ રુકિમણીહરણ સમાપ્ત

---

૧૮ (૩) પન્નગ–**જા.** લિપિ, **સ.** **ખ.** **અં.** માં નથી; આવિયા૦–**કા.** સુરનર કિન્નર સર્વ તેથે; **ગુ.** માં આ પંક્તિ પડેલી છે; નૃત્ય–**સ.** નૃતિ, **કા.** માં નથી, **મં.** નાચઇ, **ગુ.** નાચિ; ગાઇ **મં.** મિલીઆ; ગોવ્યંદ–**મં.** ગાઇ; સાર–**ફા.** મુરારિ; ગીત **કા.** પ્રીતિ. **૧૮ (૪)** આશી–**અં.** આશીસ; મુનિ૦–**કા.** રાણી રુકિમણી હાથ સાહી; **વરતિયાં–વરતયાં; ફા.** યથાવિધિ કરી; **વરતીયાં૦–કા.** ચોરી માંહે પધારીયા; **રાણી૦–કા.** તવ વધાવે સ્ત્રી ચાર. **૧૮ (૫)** ઉપરિ–**વ.** ઉપિરિ, **ગુ.** **ઉપિર, અં.** ઉપેરે; **શત–હિ સત્તર, અં.** સત્તરસ; **ધ.** સંતાપયા; પોષિયા–**ફા.** **સવિ, ખ.** બહુ; **કા.** માં કડીઃ ‘અનેક ભાત ભક્ષ ભોજન, આપ્યાં ફોફળ પાન; સુરનર પન્નગ પોખિયા, સંતોખીયા દેઇ માન. **૧૮ (૬)** નિજ **ધ.** ભોહો; **મણિ–જા.** માં નથી; **છોડિયા–જા. ધ.** છોડયા, **ભવભાર–કા. ભવભય, મં.** ભવસાગર. **૧૮ (૭)** હરખિયા૦–**સ. ફા. ગુ.** માં આ પાદ નથી, પણ તે કડી **૧૮ (૬)** ના પુનરાવર્તન રૂપ હોઇને લહીઓ લખવી ચૂકયો છે. ભીમ૦–**કા.** દેવ મુરાર; દ્વારિકા

## શ્રી કૃષ્ણનો રુકિમણી સહ વિનોદભર સંસાર

ચૂપૈ

રુકિમણી પ્રદ્યુમ્ન જનમિઉ, તેહનઇ અસુર હરીનઇ ગયુ,
શંબર મારી માયાવતી, લેઈ આવ્યુ દ્વારાવતી. १९
જાંબુવંત મહાબલી રીંછ, રામચંદ્ર કેરુ તે ભીંછ,
તેહ તણુ પરાજય કરી, મણિ સ્યમંતક લાવ્યા હરી. २०
સત્યભામા સત્રાજિતસુતા, કાલિંદી, મિત્રવૃંદા યુતા,
નાગવતી, ભદ્રા, લક્ષ્મણા, વિવાહ અનુક્રમિ તેહ તણા. २१
ભૂમિપુત્ર નરકાસુર નામ, અસુર મહાબલ રણિસંગ્રામ,
કૃષ્ણિ તેહ તણુ વધ કરી, સોલ સહસ્ત્ર આણિ સુંદરી. २२
પારિજાતિક આણ્યુ બલ ઘણા, રોપ્યુ સત્યભામા આંગણા.
કુંડલ અસુર હરી ગયુ જેહ, અદીતિનઇ હરી આપ્યાં તેહ. २३
રુકિમણી પ્રતિ હસૂં શ્રીકાન્તિ, એક વાર કીધૂં એકાંતિ:
"અહં અકિંચન, ઉદાસીન, ક્રિયા રહિત, સેવક–આધીન. २४

---

નયર–**અં.** દ્વારાવતી. 'પદ ૫' **કા.** માં નથી, ઇતિ૦-**હિ. ફા. સ. અં. જા.** સમાપ્ત. **કા.** ગીત સંપૂર્ણ, **મં.** ઇતિ પ્રબંધ પદ રૂકિમણી વિવાહ સમાપ્ત.

**१९** આ કડી **હિ. સ. ફા. અં.** માં નથી, **જા. મં. ઘ. ખ.** માં છે, **કા.** માં પાને ૧૩૭ મે ૫૨ મી છે તે આ છે, **ગુ.** માં આ કડી છે, પણ તેની પહેલાં નીચેની બે કડી વધારાની છે:-

પૂર્વિગાયુ–'બ્રાહ્મણી બાર દલ લેઈ કરી, કુંડનિ પુરિ ગ્યા બલિભદ્ર હરી ।।
પંચાંગૂં બ્રાહ્મણી દલ જેહ, મારી દિહુ દિશિ કીધુ તેહ ।।
જરાસંઘ અનિ શિશિપાલ । અનેક રાજા મીલિઉ કાલ ।।
જીત્યૂં બેહૂ કેશવરામ । રુવિમણિ પરણી પુહુતા ઠાંમિ ।।

જનમીઉ–**ઘ.** જન્મયુ; હરીનઇ **ગુ.** ગ્રહીનિ; **હિ.** ગઇ; આવ્યુ–**ખ. ગુ.** આવ્યા. **२०** તેહઈ–**અં. કા.** તેહ જ. **२२** **કા.** માં આની પછી જે કડી છે તે ઉપર (કડી ૧૯) નોંધેલી છે. **२३** **હિ.** સિવાયની બધી પ્રતિઓમાં આ કડીની પંક્તિઓ ઉલટાસુલટી છે. **અં.** આપ્યૂં, **ગુ.** આણ્યાં. **२४** એકાંત–**ખ.** એકાંત્ય; અહં–**અં.** હું.

"નાઠું આવ્યુ ભય રાજેન્દ્ર, પામ્યુ સમ્યક શરણુ સમુદ્ર.
"વંશહીન, વનચર, ગોવાલ, તહ્મ સમવડિ રાજા શિશુપાલ." ૨૫

નિષ્ઠુર વચન કૃષ્ણનાં સૂણી ભૂમિ મંડલિ પડી રુક્મિણી.
વદનકમલ સુકું કામિની, પાણી વિના યથા પદ્મિની. ૨૬

તતક્ષણિ તે લીધી ઉછંગિ, કરુણાજલિ સીંચી શ્રીરંગિ.
શ્રીપતિ શોક હર્યુ તેહ તણુ, માંહો માંહિ પ્રેમ અતિ ઘણુ. ૨૭

રુક્મઈઆપુત્રી અનિરુદ્ધ પરણાવ્યુ ટાલેવા વિરુધ.
હસિયુ રમતુ પાસા સાર, બલભદ્રિ કીધુ સંહાર. ૨૮

શોણિતપુરિ બાંધ્યુ અનિરુદ્ધ, નારદિ કહી કૃષ્ણનઈ શુધિ.
દલ લેઈ ચાલ્યા પુરુષપુરાણ, યુદ્ધ કરીનઈ જિતુ બાણ. ૨૯

વહૂ સહિત અનિરુદ્ધ મુરારિ આવ્યા દ્વારાવતી મઝારિ.
ઉખાહરણ કેર વિસ્તાર આગઈ તે બોલિઉ અપાર. ૩૦

પ્રકીર્ણ પ્રસંગો

નૃગ રાજા છોડ્યુ દુઃખપાશ, તેહનઈ નામઈ દેઉ કૈલાશ.
ગર્વ કરંતી યમુના દેવી, સંકર્ષણ મનાવી સેવી. ૩૧

પૌંડ્રક વાસુદેવ કાશીશ, કૃષ્ણિ છેદ્યું તેહનું શીશ.
વાનર દ્વિવિદ જે મહાબલી, તેહનુ વિનાશ કીધુ શ્રી હરિ. ૩૨

૨૫ ગોવાલ-જા. ફા. સાહક; ભય-ખ. ભિઃ સમુદ્ર ફા. મુકુંદ. ૨૬ મંડલિ-સ. ઘ. મંડલ, ખ. મંડલ્ય; યથા-ખ. કમ; પાણી વિના૦-કા. થોડે નીરેઃ હિ. પદિમનિ. ૨૭ હર્યુ-ઘ. હર્યૂ. ૨૮ ટાલેવા-ફા. ટાલવા. ખ. ટાલ્યુ, કા. સર્વમત્તઃ પરણાવ્યુ-ખ. પરણાવી; પરણાવ્યું૦ અં. માં પાઠ પડેલું છે. ૨૯ ચાલ્યા-સ. ફા. ખ. જા. ચાલ્યુ. ગુ. આવ્યાઃ કા. માં આ કડી પડી છે. ૩૦ વહૂ-ગુ. વધૂ. બોલિઉ-ઘ. બોલયુ, ખ. બોલ્યૂં; અં. બોલ્યું; કેર-અં. કરયો. ૩૧ દુઃખપાશ-ઘ. ગર્ભવાસ, ખ. દુખપાશઃ ગર્વ-ઘ. ગરભ. ૩૨ છેદ્યું-ફા. છેદક, ખ. છેદ્યું; જા. લીધુઃ શ્રીહરિ-ઘ. ગુ. હરી, ફા. ગુ. વલી.

દુર્યોધનસુતા લક્ષ્મણા, શાંબિ હરી કૌરવ રિપુ ઘણા,
બાંધુ તે છોડિઉ રામિ, વહુ લેઈ આવ્યા નિજ ધામિ. ૩૩
મોટુ ગૃહસ્થ શ્રી ભગવાન્, અનેકિ પુત્ર પૌત્ર સંતાન,
નારદ મનિ વિસ્મય અપાર: 'અનંત ચરિત્ર ન જાણું પાર.' ૩૪
મંત્ર જરાસંધ–વધ–ઉપાય, આગમ યાગ યુધિષ્ટિર રાય,
વેગિ બ્રાહ્મણ રૂપઈ થયા, મગધ રાજ્ઞ આગલિ ગયા. ૩૫
જરાસંધવધ કીધુ ભીમિ, અર્જુનિ જિતી સઘલી સીમ.
કૃષ્ણિ માર્યુ રિપુ શિશુપાલ, પરિભવ દુર્યોધન ભૂપાલ. ૩૬
શાલ્વિ યુદ્ધ યાદવશૂં કરયૂં, કૃષ્ણિ તેહનૂં મસ્તક હરયૂં.
દંતવક્ત્ર. વલ્ક. નઈ વ્યાસ બલભદ્રિ કીધુ તેહનુ નાશ. ૩૭

## સુદામાચરિત્ર

બ્રાહ્મણ એક સુદામા નામ, પીડિતક્ષુધા, દરિદ્રી ક્ષામ.
કણીધ માગઈ આખૂં ગામ, ભોજન માત્ર મિલઇ નવિ આમ. ૩૮
સદાચાર. હરિભક્તિ. પવિત્ર. તેહનઇ રામકૃષ્ણ બેહુ મિત્ર.
ભણઇ ભાર્યા: "સ્વામી! કાન્ત, કાં ઈ સહુ પીડા દિનરાત્રિ? ૩૯
"જેહનઈ સખા કૃષ્ણ શ્રી કાન્ત. દાતા અંતર્યામી શાન્ત.
"કાં ઈ દુઃખ–વૃત્તિ આચરઈ? ગંગાકાંઠઈ તરસઇ મરઇ?" ૪૦

---

૩૩ રિપુ–કા. યુધ્યં; બાંધુ–સ. બાંધીયુ, ફા. બાંધ્યુ, ગુ. બાંધ્યા; છોડીઉ–જા. છોડાવ્યુ, ધ. ખ. છોડયુ, અં. છોડીયો. કા. છોડાવ્યો; રામિ–ખ. રામ્ય; બહુ–કા. વહુવર; ધામિ–ખ. ઠામ્ય, સ. ધ્યાનિ. ૩૪ ગૃહસ્થ–કા. ગૃહસ્થાશ્રમ: જાણૂં–અં. પામૂં, મં. લાભઈ. ૩૫ મગધ–સ. જા. માગધ, ધ. માહા ગંધ. ૩૬ ભીમિ–સ. ધ. ફા. મં. ગુ. ભીમ; સીમ–મં. સેન; રિપુ–હિ. માં નથી; માર્યુ–ફા. મારઉ. ૩૭ શાલ્વિ–જા. શાલ્વ; વલ્ક નઇ–જા. વક્રે, સ. વલ્કલનિ, ફા. બલિઉ નિજ. ૩૮ ક્ષામ–મં. શ્યામ: આખૂં–ખ. આખિ; આમ–જા ધ. અન્ન, ધ. આંમાન; મિલઇ૦–કા. લાવે તે ધામ. ૩૯ કાન્ત–જા. સ. ધ. અં કા. ગુ. વાત, મં. સુણિ વાત, ફા. એક વાત; કાં ઇ –જા. કાંય, મં. કાં, કા. શાને; રાત્રિ–ખ. રાત્ય. ૪૦ કાં ઇ–હિ. તે કાંઇ;

વિપ્ર ભણઇઃ " મઝ કાલા હાથ, કિમ મિલિઇ સ્વામી જગનાથ ? "
વલી વલી નારી કરઈ વીનતીઃ " વેગિ જાઉ દ્વારાવતી. " ૪૧

કિહિના માગી આણ્યા જેહ, ગાંઠિ બાંધ્યા તાંદુલ તેહ.
કેશવકારણિ લિઇ સૂખડી, ચાલ્યા વિપ્ર ન લાગી ઘડી. ૪૨

દીન, કુચેલ, બહુ વર્જિત ભાગ, વ્યાઉ ફાટા બિહૂ પાગ,
'કિમ મિલ્યુસ ?' મનિ લજ્જા ધરઈ, વિમાસણ કરતુ સંચરઈ. ૪૩

વેગિ વાડવ પુહુતા બેટિ, યથા મેરૂનઇ સોનૂં ભેટિ,
નગરી દ્વારાવતી મઝારિ, મિલિયા સ્વામી દેવ મુરારિ. ૪૪

સિંહાસન છાંડી શ્રીરંગ પ્રેમ સહિત દીધૂં આલિંગ,
પાદ પખાલઇ ત્રિભુવનધણી, ચરણોદક વંદઇ રુકિમણી. ૪૫

જુઉ કૃષ્ણ તણુ મહિમાય, બ્રાહ્મણ કેરા ધોઈ પાય.
જેહનાં ચરણોદક અઘ હરઈ, બ્રહ્મા શંકર મસ્તકિ ધરઇ. ૪૬

---

શ્રીન હિ. મં. ત્રત, સ. ખ. વરત;કાંઠઇ, ફા. તીરકાં; તરસઇ મરઇ-ફા. તરસુ રહિ. ૪૧ મઝ-ફા. મુઝઃ કાલા-ગુ. કાલિ; વેગિ૦-જા. કર જોડી પૂછઇ એકઇ ચિતી. ૪૨ ચાલ્યા-ફા. જા. ગુ. ધ. ચાલ્યુ; લિઈ-હિ. લેઇ, કિહિના૦ ગુ. કાંગિના રણ માગી આણ્યા જેહ. ૪૩ બિહૂ-હિ. મં. હૂં, સ. ખ. ફા. ગુ. અં. હું; ભાગ-જા. પાગ, ફા. ખ. ધ. ગુ. બાવ્ય; ફાટા-અં. ફા. ખ. ધ. ગુ. ફાટી; બિહુ-હિ. બેહુ, ધ. બહુ; મિલ્યુસ-જા. ફા. ધ, મલોસ, અં. મ્યલેશ, ખ. મેલેસ, સ. મલ્યોસ, કા. મળશે. ૪૪ ફા. સ. માં આ કડી નથી; પુહુતા-ખ. સ. ધ. જા. પુહુતુ; બેટિ-અં. ગુ. બેટ, ખ. થયું, ધ. ઘેટિ; મેરુનઇ-હિ. મયૂરનઇ; સોનૂં-અં. ગુ. સૂનું: મિલીયા-ખ. મલીઆ, ધ. આવી મલયા. સ માં કડી ૪૪ થી ૫૫ ની પહેલી પંક્તિ પર્યંતનો ભાગ પડેલો છે. ( પાનું ૧૦૧ નથી. ) ૪૫ રંગ-હિ. કાંત; દીધૂં-અ. દઉ, જા. ફા. દીધું, ખ. ગુ. દીધું: આલિંગ-ગુ. આલીંગન, જા. આલંઘ; પાદ-જા. પાગ; વંદઇ-જા. વાંદઇ, ખ. વાંદિ, ફા. વંદિ, કા. વાંછે. ૪૬ તણુ-જા. તણુ; જુઉ-હિ. જોઉ, અ. જો, કા. જોયો; ધોઈ-જા. સહીઆ, ખ. ધોયા, કા. ધોવે; જેહના-જા.

અર્ઘ પાદ્ય કીધૂં ભગવાન, યથાયુક્તિ દેઇ સનમાન,
ખટ રસ ભોજન રહિત કલંક, થાકા વિપ્ર પુઢ્યા પર્યંકિ. ૪૭

બ્રાહ્મણના હરિ ચાંપઇ પાય, રાણી રુકિમણી વીજઇ વાય,
માહો માહિ કરઇ બહૂ વાત, જે ગુરુકુલિ વસિઆ દિનરાત્રી. ૪૮

માગઇ કૃષ્ણ સૂખડી સહી, તે લાજંતુ આપઇ નહી.
"પત્ર, ફૂલફલ, અક્ષત, વારિ, ભક્તિ લિઉ." કહિ મુરારિ ૪૯

સુદામા આપી સૂખડી, કૃષ્ણ અરોગ્યા દોઈ મુહડિ.
ત્રીજી જસિ ભરઈ જગનાથ, કમલા દેવી સાહ્યુ હાથ. ૫૦

મોકલાવી દ્વિજ પાછુ ચલ્યુ, હર્ષિત, પંથ ભણી તે પલ્યુ.
તતક્ષણિ તે પામ્યુ નવ નિધિ, ઇન્દ્ર તણા ઘર કેરી રુદ્ધિ. ૫૧

## કૌટુમ્બિક પ્રસંગો

સુહત સંગ કુરુક્ષેત્ર મઝારિ, માંહો માહિ મિલી સવિ નારી.
કૃષ્ણા, સત્યભામા, રુકિમણી, વાત કરઇ વિવાહ તણી. ૫૨

ઉત્તમ યાગ કરયા વસુદેવ, નંદાદિક પ્રસ્થાપન એવ,
પુત્ર દેવકી મૂઆ જેહ, પરતક્ષિ દેખાડયા તેહ. ૫૩

---

જેહને; મસ્તકિ–ગુ. મસ્તગિ, ખ. મસ્તક્ય; અવતરઈ–કા. જન ઉપરે. **જા. પ્રતિમાં અહીંથી અંત પર્યંતના ભાગનાં પાનાં નથી.** ૪૭ પુઢયા–હિ. પુહતા, ફા. પોઢયા, ગુ. પુહુતા, આં. પોહોઢા; પર્યંકિ–ફા. પર્યંત, ખ. પલંગ્ય. ૪૮ પાય–પાઇ; વીજઇ–ખ. વીઝુ; વશિઆ–ઘ. વસા, ગુ. વસતા. ૪૯ ફૂલ–ઘ. માં નથી ભક્તિ–ફા. ભક્તિના; લિઉ, હિ. ઘ. લેયુ, મં. લેશું, ગુ. સહુ; મોરારિ–ખ. મોરાર. ૫૦ દોઇ–ઘ. એક. ખ. બિ. આં. દોય, ફા. દુય; કૃષ્ણ–ઘ. વિષ્ણુ; જસિ; કા. સહજ; ત્રીજી–ઘ. બીજી; સાહ્યું–ફા. સાહ્યઉ; ખ. સાહ્યા. ૫૧ પાછું–ફા. પાછઉ; વલ્યુ–ઘ. વલ્યા; પલ્યુ–ઘ. પલ્યા. ૫૨ સુહત–ફા. સંવાદ; ગુ. સુકૃત, કા. સહિત; સંગ–ફા. માં નથી; મિલિ–ઘ. ખ. ગુ. મલી; હિ. ફા. મં. કૃષ્ણા. ૫૩ નંદાદિક–કા. નારદે; પરતક્ષિ–દો. કૃષ્ણિ પ્રત્યક્ષ. હિ. કા. પ્રત્યક્ષ્ય હરિ. કા. પ્રત્યક્ષ લઈ. ૫૪ ઘરિ

શ્રુતદેવ બ્રાહ્મણ અભિધાન, તેહનઇ ઘરિ ભોજન ભગવાન.
રાજા જનક ભાવ મનિ ધરી, ખટ રસ અન્ન અરોગ્યા હરિ. ૫૪

સુભદ્રાય હરી અર્જુન, તેહનઇ પુત્ર હુઆ અભિમન્ય,
ચક્રવ્યૂહ કરી સંગ્રામ, તેહ પામિઉ ઉત્તમ ઠામ. ૫૫

## ભૃગુનું પાદતાડન અને શ્રી વત્સલાંછન

આદિ પુરૂષનઈં પ્રણમઇ વેદ, મહિમા પાર ન જાણઇ ભેદ,
વલી વલી અહનિશ કરઇ વિચાર, શબ્દાતીત અનંત અપાર. ૫૬

ભૃગુ પુહુતા વૈકુંઠ મઝારિ, સૂતા દીઠા દેવ મુરારિ,
હૈઇ દીધુ ચરણપ્રહાર, જાગ્યા વિષ્ણુ ન લાગી વાર. ૫૭

બ્રાહ્મણ તણા તલાંસઇ પાય, તૂઠા મુનિવર કરયુ પસાઇ,
કર જોડી માગઇ ભગવાન: " શ્રીવત્સલાંછન અહ્મ અભિધાન." ૫૮

દેઈ વરદાન વલ્યા તિણઇ એવિ, જુઉ મહિમા બ્રાહ્મણ દેવ.
ભૃગુ ભણઇ: " હરિ સત્ય સ્વરૂપ, બ્રહ્મા રુદ્ર તણુ તે ભૂપ." ૫૯

બ્રાહ્મણના સુત આણ્યા હરી. અર્જુનિ વાચા સાચી કરી.
ઘણી પરિ દ્વારાવતી મઝારિ, પાલઇ પ્રજા દેવમુરારિ. ૬૦

---

ખ. ઘરૂ; અભિધાન—અં. આખ્યાન; ભોજન ગુ. કા. અંન્ન; ભગવાન—કા. હરિરામ. ધ. માં આ કડી ૮૦ મી પછી છે. ૫૫ હુઆ–હિ. હોઆ, ફા. હોઉ, ધ. હુયુ, ખ. હુઉ, અં. હોયો; તેહનઇ–ધ. તેહનુ; કરી–ગુ. રચી: પામીઉ–ધ. પામયુ, અં. પામીયો. ૫૬ કરિ–હિ. અં. કરી, કા. કરે. ૫૭ દીધુ–ફા. સ. ખ. ધ. મં. ગુ. કીધુ: જાગ્યા–ફા. જાગ્યુ; હૈઇ–ધ. હઇડિ, ખ. હઇયિ, ગુ. હૈયડિ: ૫૮ કરયુ–ફા. કરયઉ: અહ્મ–મં. મઝ; તલાંસઇ–કા. ઉલાંશે; ગુ. માં આની બીજી પંક્તિ નથી. ૫૯ વલ્યા–મં. ચાલ્યા: તિણઇ–સ. તિણિ: જુઉ–હિ. જોઉ, ખ. જોઇઉ; દેવ–ખ. એવ; સત્યસ્વરૂપ–કા. પ્રત્યક્ષ રૂપ: ગુ. માં આ આખી કડી પડી છે. ૬૦ મુરારિ–ખ. મોરારુ; ગુ. માં આ કડીની પહેલી પંક્તિ પડી છે.

ભીમ ભણઇ નિઉ અધ્યા જેહ, થોડુ થોડુ કરયુ પ્રમેહ,
દશમઇ નિરોધ લીલા સાર, પુહુતી કલા દશ નઇ ચ્યાર. ૬૧

ઇતિ કલા ૧૪ ॥ ૧૦૮ ॥ ॥ ૮૮ ॥ ॥ ૪૨ ॥ ॥ ૨૯૫ ॥

ઇતિ દશમ સ્કંધ સમાપ્તઃ ॥

**ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા ષોડશ કલામાં ચૌદમી કલા સમાપ્તા**

---

# કલા ૧૫ મી.

## એકાદશમો સ્કંધ

પૂર્વછાયુ

### વિપ્રશાપ અને મુસલની ઉત્પત્તિ

એકાદશમઇ બોલીઇ મુક્તિ તણ્ ઉપદેશ.
વસુદેવનઇ નારદ કહઇ, ઉદ્ધવનઇ દેવેશ. ૧

ચુપૈ

અનેક રિપુ માર્યા ભૂપાલ, કરઇ વિમાસણ શ્રીગોપાલ:
"જાં લગઇ યાદવ ઊભા સહી, તાં લગઇ ભાર ઉતારયુ નહી. ૨

---

૬૧ કરયુ-**ક્રા.** કહઉ, **ધ.** કહુ, **સ.** કહ્યું, **ખ.** કહીઉ;નઇ-**અં**. આગલિ. **ઇતિ શ્રી-હિ. અં**. માં નથી. **ધ.** ઇતિશ્રી ભાગવતી કથા હરિલીલાયાં ચતુર્દશમી કલા સંપૂર્ણ. સમાપ્ત ॥ **અં.** ઇતિશ્રી હરિલીલાયા ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે દશમસ્કંધ ચતુર્દશમી કલા સમાપ્તા ॥ સંખ્યા ॥ ચુપૈ ૫૫ ॥ પૂર્વછાયા ૩ ॥ પદ ૬ ॥ શ્લોક ૩ ॥ એવં સંખ્યા ૬૭ ॥ પૂર્વછાયા બે હોવા છતાં ત્રણ નોંધવાળી એક સંખ્યા વધારે દેખાય છે.

**કલા ૧૫ મી.**

૧ બોલીઈ-**સ.** બોલીયુ, **ગુ.** બોલીઉ; **૨** ઉતારયુ-**ધ.** ઉતારિ, **અં.** ઉતરો, **કા.** ઉતાર્યો.

માહેરા ભુજ—આસરિયા જેહ, પરભવ અવર ન પામુ તેહ."
તેણઇ કારણિ શ્રી વિશ્વાવાસ, વિપ્રશાપ મશિ કીધુ નાશ. ૩

પૂર્વછાયુ

કૃષ્ણ કહઇ યાદવ પ્રતિ: "દ્વિજ દિઇ શાપ અપૂઝ.
અથવા ક્રોધભરિત હણઇ, તુ હુઇ બ્રાહ્મણ પૂજ્ય." ૪

શ્લોક

**रे यादवा वृष्णिकुलप्रसूता। श्रुण्वन्तु वार्णो मधुसूदनस्य।**
**भ्रतः शपन्तः पुरुषं वदन्तः। तथापि विप्राः सततं नमस्याः॥**

ચૂપૈ

એક વાર પિંડતારક જિહાં, દુર્વાસાદિક આવ્યા તિહાં.
યાદવકુમાર ન જાણુઇ શુદ્ધિ, વિનાશકાલિ વિપરીત બુદ્ધિ. ૫

શ્લોક

**न भूतपूर्वो न च केन दृष्टो हेम्नः कुरंगो न कदापि वार्ता।**
**तथापि तृष्णा रघुनन्दनस्य। विनाशकाले विपरीतबुद्धिः॥**

ચૂપૈ

સાંબ કરાવ્યુ નારી રૂપ, કપટ કરી નઇ પૂછઇ ભૂપ:
"કહુ વિપ્ર! જુઇ વિચાર: શું છોરું જણિશિ એ વારિ." ૬

---

૩ આસરિયા–મં. અણુસરીઆ; અવર–ઘ. અવરિ, ગુ. અવસાર: પામઇ–હિ. ફા, ઘ. પામુ, આં. કા. પામે, ખ. ઘ. પામિ: કીધુ–ખ. કીધા; મશિં–સ. મશિ; ખ. મસ્ય, આં. મેશે. ૪ કહઇ–સ. ખ. કિહિ, ફા. ઘ. કહિ; પ્રતિ–હિ.મરાઇ; હિ. હણઇ–સ. માં નથી; ક્રોધભરિત–ખ. ક્રોધધરુ; ૫ પિંડતારક હિ. ઘ. પિંડારક, ફા. પીડા કરિ, કા. પિંડતારક, આં, પિંડાર; એક વાર–કા. તીર્થ; ન જાણુઇ શુદ્ધિ–કા. જાણે સિદ્ધ. ૬ જુઇ–સ. ઘ. જોઉ, ફા. જૂઉ, આં. જુયો, કા. જુઓ; જિણિશ–ફા. સ. ખ. મં. જણસિ, ઘ. જણિશિ, ગુ. જિણુસે; એ–કા. આ.

તેહનૂં કારણ જાણી કરી, મુનિવર એ વાણી ઉચ્ચરીઃ
" મુશલ જણિશિ નારી એહ તહ્મ કુલનાશન કરશિ તેહ." ૭
તતક્ષણ પામ્યા કહિઉ જેહ, મુશલ લિઇ ધરિ આવ્યા તેહ.
ઉગ્રસેન રાજા અવધારિ, વાત નિવેદી રાજદૂઆરિ. ૮
મુશલ લિઈ નામ ચરણ કરયૂં. ઘસતાં ઘસતાં જે ઊગરયૂં
તે લિઈ નાંખ્યું સમુદ્ર અગાધિ, મચ્છ વિદારી, લીધું વ્યાધિ. ૯

## વસુદેવના નવ પ્રશ્ન અને નારદનો ઉત્તર

એક વાર આવ્યા રિષિ દેવ કર જોડી પૂછઈ વસુદેવઃ
" કર્મિ કર્મ તણુ હુઈ નાશ. મઝનઇ કહુ તે અભ્યાસ. ૧૦
તેહનૂં વચન સાંભલી સંત, હસિયા મુનિવર કરૂણાવંત.
નારદ કહઇ પુરાતન કથા, નિમિ પૂછ્યા નવ જોગી યથા. ૧૧
ધર્મ ભાગવત[૧], વૈષ્ણવ આચરણ[૨], માયા[૩], મોહ[૪] કેરું તરણ,
બ્રહ્મ[૫]. કર્મ[૬], અચ્યુત અવતાર[૭], અભક્તફલ[૮], યુગધર્મવિચાર[૯]. ૧૨
એ નવ પ્રશ્ન કરયા નરેન્દ્ર. વલતાં વચન કહઇ યોગેન્દ્રઃ
" કવિ હરિ પ્રમુખ જયંતી પુત્ર, ઊરધ્વરેતા પરમ પવિત્ર. ૧૩
"વાસુદેવ—અર્પિત સવિ કર્મ, ઉત્તમ એહ ભાગવતધર્મઃ
" રાગદ્વેષવર્જિત નર જેહ, વૈષ્ણવ કેરૂં લક્ષણ એહ. ૧૪

---

૭ એ-ખ. મુક્ષઃ જણેશ-મં. જણુશિ, ખ. જણેસિ, ગુ. ઘ. ખ. જણુસિ; કરશિ-ફા. કરેશિ, કા. કરેવા, અં. કરશે. ૯ અગાધિ-ખ. અગાધ્ય, ગુ. મઝારિ. ૧૦ નાશ-સ. વિનાશ, ઘ. નાશિ, ખ. નાશ્ય; કર્મિં-ઘાં. કા. કર્મે. ૧૧ સંત-ફા. શાંત, ઘ. શાંતિ; નારદ-સ. નારદિ; નિમિ પૂછ્યા-ફા. નિમિ પૂછિ; નવ૦-અં. સનક. ૧૨ ચરણ-સ. ચરણિ, ફા. ચૂર્ણ, કા. વણ; તરણ-ઘ. એ અવતરણ; માયા મોહ-હિ. માયા માયા, મં. માયાસાગર; અચ્યુત-કા. ઉચિત: અભગત૦-કા. ભાગવત કલિયુગે ધર્મવિચાર. ૧૩ વલતાં-જા. ગુ. વલતું, કા. મર્મ એમઃ પ્રમુખ-ફા. મુષ, ગુ. મુખ. ૧૪ અર્પિત-સ. રં.

"મિથ્યા દર્શન, માયા રૂપ, તેહનૂં તરણ વિચાર સ્વરૂપ,
"શુદ્ધ સર્વવ્યાપક બ્રહ્મ, વેદાગમિ પૂજન હરિકર્મ. ૧૫
"પુરૂષાદિક લીલા અવતાર, અભક્તિ કેરૂં ફલ સંસાર,
ધ્યાન, યાગ, અર્ચન, સ્તવ, ગીત, ચ્યારિ યુગના ધર્મ પવિત્ર." ૧૬
એ નવ ઉત્તર નારદ કહી, ઠામિ આપણઇ પુહુતા સહી,
વસુદેવઇ કીધુ પુણ્યસંચ, પ્રથમઇ પ્રકરણિ અધ્યા પંચ. ૧૭
બ્રહ્માદિક દેવા આવિયા, સ્તવન કરી હરિ સંતોષિયા:
"સ્વામી! આરોહુ નિજ ધામ." પાછા વલિયા કરી પ્રણામ. ૧૮

## ઉદ્ધવ અને શ્રીકૃષ્ણનો સંવાદ

હરિ પૂછિ કારણ શાન્તિ, કર જોડી ઉધવ એકાંતિ:
"વાંછૂં આરોહણ નિજ ધામ, મઝનઇ સાથિ તેડુ સ્વામિ!" ૧૯
એકમનુ (વનિ) ઉદ્ધવ નિજ દાસ, વલતા બોલ્યા વિશ્વાવાસ:–
"તૂં મઝ વલ્લભ છઇ અપાર, સાંભલિ કહુ વિવેકવિચાર. ૨૦

---

ઘ. અર્પણ, ખ. અરપીતા: કેરૂ–ખ. કેરાં; ગુ. માં આ કડી પછી નીચેનો શ્લોક વધારે છે;—कायेन वाचा मनसेन्द्रीयैर्वा०। **૧૫** તરણ–કા. તારણ; સર્વ–ઘ. સર્વત, સ. ફા. સર્વત્ર; પૂજન–સ. પૂજન, ફા. પૂજિ, ધ. પૂજનિ; કર્મ–કા. બ્રહ્મ **૧૬** યાગ–ફા. યાચન, ખ. યોગ; ચ્યારિ–ખ. ચ્યાર. આ કડી પછી ગુ. માં નીચેનો શ્લોક વધારે છે:—ध्यानं कृते यजन यज्ञैस्त्रेतायां द्वापरयर्चनं यं न यदाप्नोति। कलौश कीर्त्य केशवं ॥ **૧૮** બ્રહ્મા–કા. તવ બ્રહ્માદિક–; દેવા–ફા. ખ. સ. દેવ, મં. સુર; કરી હરિ–ફા. કરીનિ; આરોહુ–કા. આરોહણ; ધ્યાન–ફા. ધ્યાયિ, ફા. માં આ કડીનું ચોથું પાદ પડેલું છે; ધ માં આ કડી આપી નથી; ગુ. માં આ કડીની પહેલી પંક્તિ પડેલી છે. **૧૯** વાંછૂં–ફા. વાંછઉ, ફા વાંછિ, કા. વાંછે; તેડુ–કા. તેડઉ; હિ. માં આ કડીનાં પહેલાં ત્રણ પાદ પડેલાં છે, કારણ કડી ૧૮મીનું ત્રીજું પાદ ૧૯માના ત્રીજા પાદ સાથે મળતું આવતું હોવાથી લહીઓ લખવું ભૂલ્યો જણાય છે; માત્ર ચોથું પાદ હિ. માં આપેલું છે. **અં. પ્રતિમાં અહીંથી અંત પર્યંતના ભાગનાં પાનાં પડેલાં છે.** ૨૦ એકમનુ

" સર્વભૂત નઇ હૃદય વસન્ત, એક અભેદ, અનાદિ, અનંત,
" અંતર્યામી, અવ્યય, ઈશિ, મઝનઇ જાણઇ કહઇ જગદીશ. ૨૧
" મિથ્યા કલ્પિત એ સંસાર, પ્રપંચ દીસઇ યે આકાર:
" સાચુ એહ તણુ આધાર, વ્યાપક વિષ્ણુ સદા અવિકાર. ૨૨
" વસઇ સમીપિ સનાતન એહ, અહર્નિશિ મનસા ચિંતિવિ તેહ."
" પ્રતીતિકારણિ શ્રીભગવાન, કહઇ એક ઉત્તમ આખ્યાન: ૨૩
" પૂરવ પુરૂષ અહ્મારુ જેહ, યદુનામા વનિ પુહુતુ તેહ,
" ઉત્તમ તિહાં સંવાદ અદ્‌ભુત, રાજા પ્રતિ કહઇ અવધૂત: ૨૪
" માહરઇ ગુરૂ છઇ ચુવીસ, ઓલિસી તે લક્ષણ સરીસ.
" એકના ગુણ લીધા એક જેહ, એકમનુ થઇ સાંભલિ તેહ: ૨૫
" પૃથ્વી, વાયુ, અનઇ આકાશ, ક્ષમાવંત. નઇ સંગ, ઉદાસ,
" જલ નિર્મલ, પાવક શિશિતયા, મલત્યાગી વર્જિતવિક્રિયા. ૨૬
" રવિ અભેદ, નિઃસ્નેહ કપોત, અજગર દૈવલબ્ધ સંતોષ,
" સિંધુ નદીપૂરિત અક્ષોભ, પતંગનાશ રૂપ પ્રતિ લોભ: ૨૭
" મધુકર સાર સાર સંગ્રહઇ, પરશન મૂઢ હસ્તી દુઃખ સહઇ;
" સંચિતત્યાગ, ગીત રતિગૂઢ, મધુહા, હરિણ, મીન રસમૂઢ. ૨૮

---

-હિ. એક વનિ. ૨૧ વસંત-ફા. વસંતિ; અભેદ૦-ઘ. અભેદ અછેદ અનાદિઃ- બનાદિ-ફા. છિ; કહિ-સ. કિહિ; મઝનઇ-જ. માં આ પાઠ પડેલું છે. ૨૨ એહ-સ. એક; આધાર મં. સંવાદ; અવિકાર-ખ. વિચાર, ગુ.અવિચાર. ૨૩ સમીપિ-સ. ફા. ઘ. સમીપ; મનસા-સ. મનસુ; ઉત્તમ-ગુ. ઉત્તર. ૨૪ જેહ-ફા. એહ; યદુનામા ખ. ગુ. યદુરાજા વંન્ય, જ. યદુનામિ વનિ. ૨૫ઓલિસિ-સ. ઘ. ઓલાસ, ખ. ઓલીશ, ફા. ઓલિસ ઓલિશિ.ઓલિસિ૦-કા. જેણે આચાર્યેં પ્રાપ્ત જગદીશ; સરિસ-મં. ચુવીશ; એકના-સ. જ. એકમનાં; ૨૬ આકાશ-ગુ. આકાશિ; સંગ-ખ. માં નથી, કા. સત્સંગ; ઉદાસ-ફા. ઉપાસ, કા. જ. અતિ ઉદાસ; પાવક કા. પાંકુશ, ફા. પાવન; વિક્રિયા-ફા. વશિક્રિયા; ખ.મલત્યાજી.૨૭ પતંગ-જ. પાતક. ૨૮ રતિ ગૂઢ-કા.

" તાં લગઇ નહી જિતેન્દ્રિય સહી, જાં લગઇ જીહ્વા જિપઇ નહી.
" પંડિત કોઈ મ ધરશુ ગર્વ. " જિતિ જીહ્વા જિતૂં સર્વ." ૨૯

" આશા રહિત હુઇ નિર્મલા, વિદેહ નગર પૂરા પિંગલા.
" પક્ષી લોભરહિત સુખધ્યાન, બાલક યથા વિના અભિમાન. ૩૦

" કુમારી નિશ રાકા રેણ એકાકી એકમના તેણ.
" ગૃહારંભ આદર નવિ કરુ. સર્પ તણી પિરિ સંચરુ. ૩૧

" હિરણનાભઇ એકઇ શાન. કમિલ ધ્યાતા ધ્યેય સમાન.
" ગુરુ ચુવીસ કહ્યા મઇ એહ. પંચવીસમુ અથિર એ દેહ." ૩૨

## ચાલતી ચૂંપે

ઉદ્ધવનૂં હિત કારણ જાણી. બોલઇ શ્રી ભગવાન.
કથા અનાદિ વિવેક સમંધી પરમારથ વિજ્ઞાન.
" ભક્તિભાવ આણી મન માહિ, સાંભલિ નિજ ઉપદેશ."
કહિ કૃષ્ણ કરુણાનિધિ. કેશવ ભક્તવત્સલ દેવેશ : ૩૩

---

તરતે ગ્રહ; **૨૯** તાં-**સ**. **ખ**. તાંહાં; નહી-**કા**. માં નથી; જીપઇ **કા**. જીતે; **૩૦** હુઈ-**ખ**. હોઇ, **ગુ** હુયિ, **સ**. હુઈ, **કા**. હોય; નગર **ખ**. નગરુ; **ફા**. નગરે; લોભ-**હિ**. ભોગ; પક્ષી-**ખ**. પછી; વિના-**હિ**. માં નથી; અભિમાન-**ફા**. અભિધાન. **૩૧** કુમારી૦-**હિ**. કુમારી નઇ રકારેણુ, **સ**. કુમારી નિશ રકારેણુ, **ખ**. કુમારીના શરકારેણ, **ફા**. કુમારીનિ સહુ પગરેણુ, **ઘ**. કુમારિ નિસ રકારેણુ, **ગુ**. કુમારી નિશ કારણિ, **કા**. કુમારીને શર કારણે; તેણુ-**ગુ**. વિણુ, **ઘ**. તેણિ. કરુ-**હિ**. **સ**. કરું, **ખ**. કરિં, **મં**. કરઇ, સાંચરુ-**મં**. સાંચરઇ, **ખ**. સાંચરિ. **૩૨** એકઇ, **કા**. કહિયે; થર-**સ**. **ખ**. અસ્થિર. **૩૩** **કા**. પૂર્વછાયો; હિત-**સ**. હેત; બોલો-**ફા**. **ખ**. **ગુ**. **કા**. બોલ્યા; કારણુ-**રં**. કારણિ, **કા**. માં નથી; ઉદ્ધવનું-**સ**. **ખ**. ઉદ્ધવના, **કા**. ઉદ્ધવને; સમંધી-**ફા**. સંબંધી; ભક્તિ-**રં**.**કા**. ભગવંત; સાંભલિ-**ખ**. **કા**. સાંભળો; **મ**.**ખ**. **રં**. **ગુ**. **કા**.માં કડી ૩૩ થી ૪૨ કડીઓ ચાર ચારને બદલે બબ્બેની પંક્તિઓમાં બાંધેલી છે; **સ**. **ઘ**. **હિ**. માં ચાર ચાર પંક્તિઓની અકેકી કડી બાંધેલી છે.

" શ્રદ્ધાવંત જે પુરૂષ ભણીઇ, જાણીઇ વર્ણાચાર,
" કરઇ કર્મ કામનાવર્જિત, હૃદય વિવેક વિચાર.
" શાસ્ત્ર–શ્રવણ કરઇ, ગુરૂ પ્રણમઈ, બંધમોક્ષ બિહુ જોઇ,
" નીચી નીચી પગથી છાંડઇ, ઉંચીનઇ આરોહિ. ૩૪
" બંધમોક્ષ બિહૂ ગુણકારણ, ગુણ તુ માયામૂલ,
" આત્મવિષઇ વિચાર કરંતાં એ બિહૂ ભ્રમ અમૂલ."
વચન અનૂપમ એહ માહરું બોલઇ પુરૂષ પુરાણઃ
"જુ તૂં ધ્યાન ધરિસિ મન માહિ, પામસિ પદ નિર્વાણ." ૩૫
ઇશ્વર સર્વભૂતનિવાસી, હૃદયપ્રસન્ન, ગતિ ગૂઢ,
ભ્રાંતિમતિ સર્વભૂત ભમાડઇ માયા યંત્રારૂઢ.
ભક્તિભાવ આણી મન માહિ શરણ તેહનઇ જાઇ,
એ સંસાર પાર પામેવા બીજુ નથી ઉપાઈ. ૩૬
પૂજા કેરાં થાનક સવિતા, મારુત, ધરા નઇ હુતાશ,
ગૌબ્રાહ્મણ, સર્વભૂત આતમા, વૈષ્ણવ, જલ, આકાશ.
યથાયોગ્ય એહનઇ પૂજા કરવી ઘટઇ સંસારિ,
તેહ કરંતાં મઝ પદ પામઇ, બોલઇ દેવ મુરારિ. ૩૭

---

૩૪ ભણીઇ–ફૅા.ભણીજિ;વર્ણાચાર–ખ. વિવેક વિચાર,ગુ.વરણ વિચારિ; હૃદય-ખ. હૃદિ, ધ. રુદિ, કા. હૃદે; બિહુ–હિ. સ. માં નથી, ખ. કા. બેહૂ, ધ. ફૅા. ગુ. બહુ; જોઇ–ખ. જોય; છાંડઇ–સ. થાઇ, ગુ. છોડે, કા. છાંડે; આરોહિ–ખ. આરોહ. ૩૫ ગુણકારણ–ખ. ગુણના કારણ; ગુણ તુ–ગુ. ગુણ તણું, કા. ફૅા. ગુણનુ; વિચાર કરંતાં–ખ વીચારી જોતાં, ગુ. મં. વિચારતાં: ભ્રમ–ગુ. વિભ્રમ; અમૂલ–સ. ખ. મં. કા. મૂલ, ફૅા. કમૂલ; એહ માહારું–હિ. એમ તમહારૂં સ. ફૅા. એ મન માહરું, કા. મંન જ મારૂં; ધ. બોલ્યા; ધરિસિ–સ. ધરેશિ, ખ. ફૅા. ગુ. ધરેશ, ધ. કરિસ, કા. ધરે; પામસિ–ખ. ધ. ફૅા. મં.પામેશ, કા. પામે. ૩૬ ગતિ–સ. ગહન; મૂઢ–ખ. ગુ. સ. ગૂઢ; ભમાડઇ–ફૅા. પમાડિ, કા. પામવા; પ્રસન્ન–કા. પ્રકાશે; ભ્રાંતિ૦–ગુ. માં આ પંક્તિ પડેલી છે. જાઇ–ધ. ખ. જાય, ગુ જાયિ; ભક્તિ–મં. ગુ. સરવ; પામેવા–ધ. પામવા. ૩૭ કેરાં–ગુ કેરું; સવિતા–સ.

( ત્રણ ગુણ અને મુક્તિના અનેક માર્ગ )

સત્વરજતમ ગુણનાં કારણ આગમ, જલ, જન, દેશ,
કાલ, કર્મ, દીક્ષા, જપ, ધ્યાન, શોધન દશ ઉપદેશ.
વૃદ્ધ ત્યજઈ તે તામસ ભણીઈ, સેવઇ તે સત્વ જાણિ,
જેહનઇ પરુ હૂં ઊવેખી મૂકઇ, રાજસ તે નિરવાણિ. ૩૮

વિષયા ચિત, ચિત્ત માંહઇ વિષયા, એહ સમંધ અનાદિ,
તે કારણ જાણેવા બોલ્યુ હંસ–સનંદ–સંવાદ.
યથાયુગતિ હરિભગતિ કરંતુ પામઇ પરમ વિરાગ,
મિથ્યા રૂપ આરોપિત દેખઇ, તદા બિહુનુ ત્યાગ. ૩૯

અનેક મારગ મુક્તિ પામેવા નર નાના વિધ ભાવઇ,
કરતાં કરતાં કરસણની પરિ, આવઈ અથવા નાવઇ.
સઘલાં સાધન માંહઇ મોટૂં સેવા શ્રી ભગવાન,
તેણઇ કારણ ચૌદમઇ બોલ્યુ ભક્તિયોગ પરધાન. ૪૦

અષ્ટ સિદ્ધિ અણિમાદિક કહીઇ, બીજી દશ નઇ ચ્યારિ,
સમ્યક્ પરિ પંનરમઇ અધ્યા બોલ્યુ તેહ વિચાર.

---

સર્વતાં; થાનક–ખ. કારણ; ધરા–મં. માં નથી; હુતાશ–હિ. હુતાશન; ગૌ–ગુ. ગૌઉ; જલ–ખ ગુ. જન, ફ઼ા. જાલ; બોલઇ–ઘ. બોલ્યા, ફ઼ા. ભણિ; પામઇ–કા. પામિશ. ૩૮ હિ. સત્વરજતમ તણા; જલજન–મં. ગુ. ઘ. જલન; જપ–ફ઼ા. તપ; શોધન–ઘ. સંયોન, ખ. કા. સાધન; દશ–ગુ. સૂં; વૃદ્ધ-ઘ. વૃષિ, ફ઼ા. વૃદ્ધિ; ત્યજઇ-મં. તિજઈ, સ. ફ઼ા. તિજિ, ઘ. જ. તજિ, ગુ. ત્યજિ, કા. ત્યજે; પર–સ. પરમ, કા. પરો, ઘ. માં નથી; જેહનઇ–ગુ. દેહનિ. ૩૯ ચિત્ત–હિ. સ. વિત્ત, ઘ. માં નથી; ચિત્તમા હઇ–હિ. ચિત્તા માહિ, કા. ચિત્તમાં, ગુ. ચિત્ત થીત માહિ; અનાદિ–સ ફ઼ા. અગાધિ, હિ. ન અનાદિ; બોલ્યુ–ઘ. બોલ્યુ, ફ઼ા. બોલ્યોસ, ગુ. બોલૂં; સનંદ–કા. સનંદન; યુગતિ–હિ. પુરૂષ; કરંતુ–ઘ. ફ઼ા. સ. કરંતાં; વિરાગ–મં. વૈરાગ્ય; રૂપ–ઘ. ખ. ભૂત; મિથ્યા–ગુ. માં આ પંક્તિ પડેલી છે. ૪૦ ભાવઇ–કા. ધ્યાવે; અથવા–ખ. કિ; મોટૂં–જ. ગુ. મોટી; ચૌદમઇ– ઘ. ચઉદમિ; ભક્તિ૦–ફ઼ા. ભક્તિયોગિ સરધ્યાન; પરધાન–ઘ.

સિદ્ધિ એ સઘલી નવિ વાંછઈ, મનસા કહઇ જગદીશ,
નિર્ગુણ ભક્ત અહ્મારુ ઉદ્ધવ બોલીજઇ બાવીસ. ૪૧
યોગવિભૂતિ સોલમઇ બોલ્યુ સાધન ભક્તિ ઉપાય,
અધ્યા ત્રિહુહુ વિશેષઇ કહિઉ વર્ણધર્મમહિમાય.
કર્મ, ભક્તિ, ગ્નાન અનુક્રમઇ યોગ ત્રિણિ સાર,
તેહ તણા જે છઇ અધિકારી, બોલિસ તેહ વિચાર. ૪૨

( કર્મ, ભક્તિ અને જ્ઞાન, એ ત્રણ યોગના અધિકાર )

ચૂપૈ

જેહનૂં મન વિષયા સંભોગ, તેહનઇ ઘટઇ કરેવુ યોગ,
સર્વ કર્મ અર્પણ ભગવાન લક્ષણ ક્રિયાયોગ અભિધાન. ૪૩
ન અતિ સક્ત, નવિ હૂઇ વિરક્ત, તે અધિકારી ભણીઇ ભક્ત,
શ્રદ્ધા કથા તણી ભગવાન, લક્ષણ ભક્તિયોગ અભિધાન. ૪૪
વિષયા દરશનિ દોષ અપાર, તેહનઇ ગ્નાનયોગ અધિકાર,
એકાકી ધ્યાઇ ભગવાન, લક્ષણ ગ્નાનયોગ અભિધાન. ૪૫

---

પરિધ્યાન, ગુ. પરિધાન. ૪૧ સ. માં આ કડીની પહેલી બે પંક્તિઓને બદલે માત્ર 'અષ્ટ સિદ્ધિ અ' એટલું જ છે. કારણ કે ત્રીજી પંક્તિમાં 'સિદ્ધિ' શબ્દ આવતાં શબ્દભ્રમથી લહીયો તે લખવો ચૂકયો જણાય છે બોલ્યૂં-ફા. બોલિશ, સ. બોલીજિ, ધ. બોલીજે, ખ. બોલીસિ; નિર્ગુણ૦-ગુ. માં આ પંક્તિ પડેલી છે. ૪૨ બોલ્યુ-કા. મેલી; સાધન૦-કા. ભક્તિનો કરે ઉપાય, હિ. સાધન ભક્ત ઉદ્ધવ ઉપાય; ત્રિહુહુ-સ. ધ. ત્રુહુ, ફા. ત્રુહિ, ગુ. બેહુ; કહિઉ-કા. કહીને, ધ. કહ્યું, ફા. કહીઇ; અનુક્રમઇ-ધ. અનેક; બોલીસ-સ. બોલસિ, ધ. બોલોસ, ફા. બોલેશ, ખ. બોલ્યેશ; વિચાર-ગુ. વિચારી. ૪૩ મન-કા. નામ; કરેવુ-હિ. કરવું; ઘટઇ-કા. સાધન; ૪૪ ધ. માં આ કડી ૪૫ મી પછી છે. ન અતિસક્ત-મં. અનતિસક્ત. ફા. અતિસક્તિ, ગુ. અનંતસક્તિ, કા. નીતિશકિત; નવી હૂઈ વિરક્ત-સ. ન અતિરક્ત, ફા. ખ. ધ. કા. બહૂ વિરકત, મં. ગુ. ન બહૂ વિરકત; ભણીઇ-ફા. ભણીજિ; તણી-ખ. તણાં, ફા. તણૂં; ભગવાન-ફા. વિજ્ઞાન; ભક્તિ-કા. ભણીયે. ૪૫ જ્ઞાન-સ. ખ. ન્યાન; જ્ઞાનયોગ-ફા. ક્રિયાયોગ, પણ તે લહીઆની ભૂલ છે.

જ્ઞાનનિષ્ઠ, અનપેક્ષ, વિરક્ત, રાગદ્વેષવર્જિત મઝ ભક્ત,
સલિંગ આશ્રય છાંડઇ એહ, જડવત વસુધાં વિચરઇ તેહ. ૪૬

રાગદ્વેષ દરશનિ એ દોષ, ગુણ બિહૂ વર્જિત નિર્દોષ,
ઇમ કહંતાં મનિ વિસ્મય ઘણુ, કવણ પરાક્રમ શાસ્ત્રહ તણુ. ૪૭

વિધિનિષેધ બોલિયા જેહ, પુરૂષ તણઇ હિતકારણિ તેહ,
સકલ શાસ્ત્ર કેરૂ સિદ્ધાન્ત, 'સાધન વિના ન આવઇ શાન્તિ.' ૪૮

કર્મ કરંતાં ચિત્ત શુદ્ધ થાઇ, રાગાદિ અવગુણ સવિ જાઇ,
એણી પરિ જ્ઞાન ઉપજઇ સહી, વલી જનમ પામીઇ નહી. ૪૯

વિષ્ણુ વિષઇ મતિ નિષ્ઠા શમ, ઇન્દ્રિયનિગ્રહ ભણીઇ દમ,
તિતિક્ષા દુઃખ સહઇ શરીર, ઉપસ્થ જીહ્વા જીપઇ ધીર. ૫૦

ભણઇ ધર્મભક્તિ ભગવાન એક આતમદર્શન વિજ્ઞાન,
ગુણ, અસંગ, વૈરાગ્ય વિધાન, અણિમાદિક ઐશ્વર્ય નિધાન. ૫૧

---

૪૬ અનપેક્ષ–હિ. ઉપેક્ષા; મઝ–સ. માં નથી, ફા. મંઙ; આશ્રય–મં. આશ્રમ; વિચરઇ–કા. વરતે; રાં. માં આ કડી પડી છે. ૪૭ દરશનિ–મં. દરશન; બિહૂ–મં. બેહૂ, સ. બેહૂઇ; નિર્દોષ–ઘ. દોષ; કહેતાં–સ. કિહિતાં, ઘ. ગુ.કા. કરતાં, ખ. ફા. કરંતાં; હિ. કમણ; ફા. કરમ; શાસ્ત્રહ-સ ખ. ધ. ફા. મં. શાસ્ત્ર, કા. શાસ્ત્ર જ. ૪૮ તણઇ–મં. ના, સ. ધ. ખ. ફા. ગુ. તણા; સાધન–સ. સાધનિ; ન આવઇ–સ. ના આવિ; કેરું–હિ. કેરુ, કા. તણું. ૪૯ ચિત્ત–ખ. મન; શુદ્ધ–કા. સ. સાધિ, ધ. સૂધું; થાઈ–ધ. ખ. થાય; કરંતાં–ગુ. તણાં; રાગાદિ–ફા. રાગાદિક; જાઇ–ગુ. જાણી; પામીઇ–મં. સ. ધ. ખ. ફા. ગુ. પામીજિ, કા. તે પામે. ૫૦ વિષઇ–મં. વિંષય; મતિ–ખ. મત્ય, કા. મન; શમ કા. શમે; દમ–હિ. ડંભ, ફા. દામ, કા. દમે; તિતિક્ષા–સ. ધ. ફા. તતક્ષણ; જીપઇ–સ. ખ. ઘ. ફા. ગુ. જીવિ; ધીર–ગુ. ધીરા. ૫૧ એક૦–ઘ. એકતમાદર્શ વિજ્ઞાન, મં. એકાતમ, કા. એકાંતમ દરશન વિજ્ઞાન; વિધાન–ફા. વિજ્ઞાન; ઐશ્વર્ય– કા. તે સ્વર્ગ.

( મન જિતવાનો યોગ )

યમનિયમાદિક અછઇ તેત્રીસ, સમ્યક્ તે બોલ્યા જગદીશ.
હવઇ કહઇ: "સાંભલિ સંયોગ, મન જિપેવા કારણ યોગ. ૫૨

પુરી અવંતી બ્રાહ્મણ એક, શ્રીમદપૂરિત, રહિત વિવેક,
દાન, પુણ્ય, નવિ તીરથ જાત્ર, ધન પાખલિ ફિરઇ દિનરાત્રી. ૫૩

દેવ પિતર નવિ બ્રાહ્મણ ગાય, પોષઇ કુટુંબ નઇ આપણિ ખાઇ,
અહનિશિ મન માહિ આવટઇ, 'જાણુઇ રખે માયા માહઇ ઘટઇ.' ૫૪

અનેક કૂડ કપટ આચરઇ, લોભઇ લાલસા મન માહિ ધરઇ,
ધનના ગોત્રી અછઇ જેહ, કદર્ય ઉપરિ કોપ્યા તેહ. ૫૫

**શ્લોક**

**चत्वारो धनदायादाः धर्मचोराग्निपार्थिवाः ।**
**तेषां ज्येष्ठावमानेन त्रयः कुप्यन्ति बान्धवाः ॥ ३ ॥**

ચુપૈ

કેતલૂં રાજા લીધૂં હરી, કેતલૂં ચોર ગયા છલ કરી,
દાનભોગઇ કિ વિણસી જાઇ, ચુથુ ધનનુ નથી ઉપાય. ૫૬

**શ્લોક**

**दानं भोगो नाशः तिस्रो गतयो भवन्ति वित्तस्य ।**
**यो न ददाति न भुङ्क्ते तस्य तृतीया गतिर्भवति ॥ ४ ॥**

---

૫૨ હવઇ–હિ. અવર. ૫૩ રહિત–કા. નહી. ૫૪ ગાય–સ. ધ્રા. કા. ચાગ; આપણિ:ખાઇ–ઘ. ખ. આપી, મં, આપઈ૦, રા. માયનિ બાપ; પોષઇ૦–કા. નહિ વપુ પોખે કુટુંબવિભાગ. ૫૫ ગોત્રી–હિ. ગો, કા. ગોત્રેયા, ઘ. ગોત્રીઆ; શ્લોક–हि दायादा । पार्थिवा । योष्टच । बलाधनं । मं. जेष्टेनमन्यते येन हरन्त्यन्ये बलं धनं ॥ ध. जेष्टविमानि ते । गु. जेष्टेनमांनि ते पुसे । धर्म०–(सु. भा.) धर्माग्नि नृपतस्कराः ૫૬ કેટલૂં.–મં. કેટલૂં છર કરી, સ. છલ કરી, મં. જ. કા. ગુ. છેતરી; રાજા–કા. રાજાએ; ભોગઇ–ખ. ભોગ વિણ, ગુ. કહિ, કા. ભોગાદિક.

**ચૂપૈ**

રાખંતાં ધન વિણઠૂં વીર! જાણે અવહ કૂઆનૂં નીર,
રહ્યૂં નહી ઘરિ એકઇ સીથ, જાણે ગજ ભોગવ્યૂં કપીત્થ. ૫૭

**श्लोक**

**भवितव्यं भवत्येव नारिकेलफलाम्बुवत् ।**
**गन्तव्यं गतमित्येव गजभुक्तकपित्थवत् ॥ ५ ॥**

**ચૂપૈ**

કાલિ ધનનુ કરયુ વિનાશ, એકાકી તે હુઉ ઉદાસ,
ભિક્ષુક રૂપઇ વસુધાં ફિરઇ, હસઈ લોક સહૂ પીડા કરઇ. ૫૮
દંડ કમંડલ લિઇ ઉદાલિ, મસ્તકિ તાડઇ, દિઇ બહૂ ગાલિ,
ઇણી પરિ પીડઇ દુર્જન લોક, તુહઇ મનિ ન આણઇ શોક. ૫૯
મનજય-કારણિ ગાયૂં ગીત : તે સાંભલુ એકઇ ચિત્ત :
'મોટૂં ભણીઈ વઇરી મન, ધીર થઈ નઇ જિતુ જંન. ૬૦
કાલ-કર્મ-ગ્રહ સમ્યક્ સહી, દુઃખદાયક દેવતા નહી,
અવર કોઇ નથી વઇરી જંન, સુખદુઃખ કેરૂ કારણ મન.' ૬૧

**श्लोक**

**तेनैवालिङ्ग्यते कान्ता तेनैवालिङ्ग्यते सुता ।**
**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥ ६ ॥**

---

૫૭ વિણઠૂં-રાં. તિણુસી, ખ. ઘ. વણઠૂં, કા. વંઠયું; વીર-હિ. ચોર; કૂઆનૂં-સ. ખ. કા. કૂપનૂં, ગુ. કુંભ(ભ)નું; અવહ-ખ. અવહડ; રહ્યું-સ. ઘ. રહી; એકઇ-ખ. એકુ, ગુ. એક, કા. એક જ. ૫૮ ભિક્ષુક-ઘ. ભક્ષક; હસઈ-હિ. સહુ, સ. સવહી, ખ. ઘ. હસિ, કા. સહે; સહૂ-હિ. નઈ. ૫૯ ઉદાલિ-ઘ. ઉદાલ્ય, કા. ઉઠાડ; દિઈ-આણઈ-ફા. આવે, ઘ. આણે, બહૂ-હિ. માં નથી, દુર્જન-ખ. દૂરીજન. ૬૦ ગાયૂં-ખ. ગાયિ, મં. ગાઉં; સાંભલુ-સ. સાંભલ્યુ, ફા. મં. સાંભલીઊં, ઘ. સાંભલયુ, કા. સાંભળીયુ; મોટૂં-ફા. મોટઉ; જિતુ-હિ. જીતુ, ઘ. જીવિ, ગુ. કા. જીત્યુ; જંન-ફા. સંત, ગુ. જંત.

### ચૂપૈ

મનિ બંધ મોક્ષ વિસ્તાર, મનિ કલ્પિત એ સંસાર;
મનસા મન આલોકઇ જેહ, સ્વયં સિદ્ધિ પામઇ નર તેહ. ૬૨

### શ્લોક

**मनस्थं मनमध्यस्थं मनस्थं मनवर्जितम् ।**
**मनसा मन आलोक्य स्वयं सिद्धयन्ति योगिनः ॥७॥**

### ચૂપૈ

ચુવીસમઇ તત્ત્વ વિસ્તાર, બોલ્યુ તેહ તણુ વિચાર,
ભૂત તણી ઉત્પત્તિ સંહાર જાણઇ નર તે પામઇ પાર. ૬૩

મન કરઇ તઇ આતમા કરઇ, નેત્રિ દોષિ યમ વસુધા ફિરઇ.
ઉપાધ્યભેદ કહઇ ગોવ્યંદ, જલસંયોગિ કાંપઇ ચંદ્ર. ૬૪

( પ્રકીર્ણ પ્રસંગો અને ઉપદેશ )

સ્વર્ગ લોક કેરી અપ્સરા, શાપપ્રભાવઇ પામી ધરા,
કેતલા દિવસ રાયઘરિ વસી, સ્વસ્થાનકિ પુહુતી ઉર્વશી. ૬૫

રાજા એલ ભણઇ જપ ધ્યાન, તપ તીરથ, નાના વિધ દાન,
કવણ કાજિ તે સેવ્યૂં વન, તેહનૂં નારી હરિયૂં મન્ન. ૬૬

---

૬૨ મનિ કલ્પિત૦-ગુ.માં આ પાદ પડેલું છે; મનિ-મં. મન;જેહ-ફા.માં નથી; મનસા૦-કા. મનશું મન અવલોકે જેહ; સ્વયં કા. સર્વ; ફા.માં આ કડીના બીજા પાદથી તે કડી ૬૩મીના પહેલા પાદ પર્યંતનો ભાગ ઉતારેલો નથી. लोच्य स्वयं सिद्धयन्ति योगिनः ॥ ૬૩ ચુવીસમઇ-જા. દશમિ; વિચાર-હિ. વિસ્તાર, ભૂત-ફા. ભાગવત. ૬૪ કરઇ-ગુ. કરાવિ; નેત્રિ-સ. નેત્રે, ફા. ખ. થ. નેત્ર; દોષિ-સ. થ. ખ. ફા. દોષ, ગુ. દોષ; કાંપઇ,-ગુ. પામિ; ચંદ્ર-ફા. ગુ. ચંદ. ૬૫ રાય-સ. રાજા, ગુ. એલ; ઘરિ-જા. ઘઉં; પુહતી ખ. પામી. ૬૬ જપધ્યાન-ખ. પરધ્યાન, ગુ. તે ધ્યાન; સેવ્યું-સ. આવ્યું, સેવિ; વંન-કા. જંન; તેહન-મં. યેહનૂં; હરિયૂં-ફા. કહીઉ.

જાણ્યૂં વિષયાબંધન ભેદ, તતક્ષણિ તે પામ્યુ નિર્વેદ,
એકાકિ વનિ વશુ નરેન્દ્ર, અવિચલ પદ પામ્યુ ગોવ્યંદ. ૬૭

હરિપૂજાવિધિ શ્રદ્ધાસાર, યથાશક્તિ ષોડશ ઉપચાર,
પૂર્વ મુખિ બઇસઇ આસનિ, ભક્તિભાવ આણઇ બહુ મનિ. ૬૮

પવિત્રપણઇ યથાવિધિ કરઇ, પૂજા અંતરિ ગીત ઉચ્ચરઇ,
દેવક્ષમાપન, વિસર્જન કરી, પ્રતિમા કરંડિ હૈઇડિ ધરી. ૬૯

પૂજાવિધિ પુરૂષોત્તમ તણી, તેહની રચના બોલી ઘણી,
હવઇ ભક્તિ નઇ નિજ ઉપદેશ, આદર કરીનઇ કહઇ દેવેશ. ૭૦

ખટ વિકાર જનમાદિક જેહ, ધર્મ દેહના ભણઇ તેહ,
જીવ વિલક્ષણ લક્ષણ બાર, અહનિશિ તેહનુ કરિ વિચાર. ૭૧

જાગૃતિ, સુષુપ્તિ, અનઇ સ્વપંન, એહ અવસ્થા કારણ મન,
શુદ્ધ આતમા સાક્ષી જાણિ, ગુણ ત્રય, દ્રષ્ટા પુરૂષ પુરાણ. ૭૨

વલી વલી કિહુ કહૂં વિચાર, થોડા માંહિ બોલ્યૂં સાર,
દેહ વિષઇ મમતા એ દોષ, તેહનુ ત્યાગ ભણીઇ મોક્ષ. ૭૩

---

૬૭ તતક્ષણિ૦–હિ.માં આ પાદ પડેલું છે. ૬૮ યથાશક્તિ–ગુ. યથાવિધિ; મનિ–સ. ધ. મંનુ. ૬૯ અંતરિ–મં. અંતિ; ઉચ્ચરઇ–કા. આચરી; ક્ષમાપન–સ. ક્ષમયા, કા. મંત્રપૂજા; કરી–કા. માં નથી; કરંડિ હૈઇડિ ધરી-હિ. મં. કારંડિ હરી, સ. કરંડનિ હૈઇ હરી, કા. કરંડ હેઇ ધરી, કા. પ્રતિમા કેરું કરે અર્ચન. ૭૦ નિજ–હિ. દિ. ૭૧ ધર્મ–હિ. ધર્મી; ભણીઇ–સ. ભણીજિ; જીવ–કા. જીવન; વિલક્ષણ–કા. ઉત્તમ; કરિ–ખ. ધ, કરુ, ગુ કરેસ, કા. કરે; હિ. અહનિશ. ૭૨ શુદ્ધ–હિ. ગુ. શુદ્ધિ, ધ. સુધિ; જાણિ–ખ. જાણુ, ગુ. જાણે; ત્રય–કા. ત્રણિ; દ્રષ્ટા–હિ. દૃષ્ટાંત. સ.માં આ કડી નથી. ૭૩ વલી વલી–કા. વલી એક; કહુ–કા. કહો; દેહવિષઇ–સ. બિહૂ વિષયા, હિ. દેહવિષયા; ભણીઇ–ખ. ભાણિજી; ધ. માં આ કડી નથી.

( ઉદ્ધવને બદરિકાશ્રમ જવાનો બોધ )

તૂં ત્યજિ ઉદ્ધવ ! સકલ સનેહ, પુત્ર, કલત્ર, ધન, મમતા, દેહ,
મઝનઇ મન આરોપી સહી, સમમતિ થઇ વિચરિઇ મહી. ૭૪
સર્વભૂતશૂં સમ મતિ આણિ, મ કરશિ નિંદા, અનઇ વિખાણ,
વિશ્વ એક આતમા દેખિ, અથવા પ્રકૃતિ પુરૂષવિશેષિ. ૭૫
ઉત્તમ તીરથ બદરી નામ, નર–નારાયણ કેરુ ઠામ,
વેગઇ જાઇ કહઇ ભગવાન, પામિશ'મઝ પદ પરમ નિધાન. ૭૬
ઉદ્ધવ મનિ વિમાસણ કરઇ, ગદ ગદ કંઠ નેત્ર જલ ભરઇ,
કૃષ્ણચરણ ઉપરિ અતિ મોહ, તેહનુ સહી ન શકઇ વિછોહ. ૭૭
વલી વલી પ્રેમઇ કરઇ પ્રણામ, હૈઇ અંતરયામી રામ,
સ્વામી તણૂં વચન પ્રમાણ કીધૂં, પદ પામ્યુ નિર્વાણ. ૭૮

## દ્વારિકાત્યાગ અને યાદવવિનાશ

દેખી નગર માહિ ઉતપાત, કૃષ્ણ કહઇ યાદવનઇ વાત,
નહી રહિઇ આંહાં એકઇ રાત્રિ, ચાલુ તીરથ કરિવા જાત્રઃ ૭૯
ઉત્તમ ક્ષેત્ર કહઇ શ્રીપતિઃ પરતક્ષ જિહાં વસઇ સરસ્વતી,
યાદવ પ્રેસ્યા વિશ્વાવાસ, વેગઇ તે આવ્યા પ્રભાસિ. ૮૦

---

૭૪ તૂં-સ. કા. ફા. ધ. ત્વં, કા. માં નથી; ત્યજિ-ફા. ગુ. ત્યજ, ખ. તચ, કા. કૃત્ય જે; મમતા-ધ. મિત્ર; દેહ–કા. તેહ; મન–ફા. મમતા; સમ૦-કા. સમાને થા વિચરજે સહી. ૭૫ સમમતિ-ફા. ખ. ધ. મં. કા. ગુ. સમચિત; કરશિ–સ. કરસિ, ફા. કરીશ, ખ. ધ. ગુ. કરેશ; આતમા–સ. આતમાના; વિશેષિ–સ. ખ. ધ. ફા. ગુ વિશેષ; અથવા૦– કા. એવું જાણી ભકિત વિશેખે. ૭૬ જાઇ–ફા. જાય, ખ. જાયુ; પામિશ– સ. પામસિ, ફા. ધ. ગુ પામેશ; ભગવાન–ખ. દેવેશ; પરમ નિધાન–ખ. ગું નરેશ. ૭૭ ભરઇ–મં. સ. ખ. ફા. ઝરિ; સકઇ -ફા. સકૂ. ૭૮ હૈઇ–ફા. હૈડિ, ખ. ગુ. હૈઅડી, ધ. હઇડી; કીધૂં૦–ખ. માં આ પાદ પડેલું છે; હૈઇ૦–કા. ઉદ્ધવ સંભારે ગુણસ્યામ. ૭૯ આંહાં–હિ. માં નથી; એકઇ. ગુ. એક જ; ઉત્તમ૦–કા. ઉત્તમ છે ક્ષેત્રજ મધુમતી; વસિ–હિ. માં નથી, ખ.

